# પ્રકાશકનું નિવેદન

ભારતસરકારે આદિવાસીઓની દસ લાખથી વધુ વસ્તી હોય તેવા દરેક રાજ્યમાં આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય લીધો છે. એ નિર્ણય અનુસાર ગુજરાત રાજ્યમાં એ કેન્દ્ર ચલાવવાની જવાબદારી ગૂજરાત વિદ્યાપીઠને સોંપવામાં આવી છે. વિદ્યાપીઠે આ કેન્દ્ર તા. ૫–૯–૧૯૬૨ના રોજથી શરૂ કરી દીધું છે. કેન્દ્રમાં આદિવાસી વિસ્તારોમાં કામ કરતા સરકારી-બિનસરકારી કર્મચારીઓને આદિવાસી જીવન અને સંસ્કૃતિનો પરિચય કરાવવાની દૃષ્ટિએ તાલીમ આપવાનું ઠરાવવામાં આવ્યું છે, અને તે મુજબ અત્યાર સુધીમાં ૯૪ સરકારી અધિકારીઓ તાલીમ મેળવી ચૂકયા છે, તથા ૧૯ અધિકારીઓ હાલ તાલીમ લઈ રહ્યા છે. તાલીમ કેન્દ્રની સલાહકારી સમિતિએ તેની પહેલી જ બેઠકમાં ઠરાવ્યું હતું કે આદિવાસીઓના પ્રશ્નો અંગે અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી અહેવાલોમાંથી નીચેના વધુ મહત્ત્વના લાગતા અહેવાલોનો સાર તૈયાર કરી પ્રસિદ્ધ કરવો. આ સાર પ્રગટ કરવા પાછળની દૃષ્ટિ એ છે કે આદિવાસી પ્રશ્નો ઉપર ઉપલબ્ધ સત્તાવાર માહિતી તથા એ પ્રશ્નો સમજવા માટે જરૂરી દૃષ્ટિ ગુજરાતની જનતાને તથા વિશેષે કરીને આદિવાસી સમાજમાં કામ કરનારા કાર્યકર્તાઓને પૂરી પાડવી. તે નિર્ણય મુજબ નીચેના અહેવાલોનો સાર આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્રના કાર્યકર્તાઓ પાસે તૈયાર કરાવીને તેને એક સળંગ પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવે છે.

| | |
|---|---|
| (૧) સ્ટાર્ટ સમિતિ અહેવાલ | વિમલ શાહ |
| (૨) સીમિંગ્ટન સમિતિ અહેવાલ | વિમલ શાહ |
| (૩) અંદાજપત્ર સમિતિનો ૪૮મો અહેવાલ | બિંદુબહેન શાહ |
| (૪) રેણુકા રે સમિતિ અહેવાલ | હંસાબહેન દવે |
| (૫) એલ્વિન સમિતિ અહેવાલ | રમેશ શ્રોફ |
| (૬) ઢેબર કમિશન અહેવાલ | રમેશ શ્રોફ |

૪

આશા છે કે આ અહેવાલોનો સાર જે હેતુથી પ્રગટ કરવામાં આવે છે તે હેતુ પાર પડશે, અને ગુજરાતની પ્રજામાં આદિવાસીઓ પ્રત્યે સાચો દૃષ્ટિકોણ કેળવવામાં તે મદદરૂપ નીવડશે.

આ સાર તૈયાર કરી આપનાર આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્રના કાર્યકર્તાઓનો આભાર માનીએ છીએ.

સપ્ટેમ્બર, ૧૯૬૪

## અનુક્રમણિકા

# આદિવાસી સમાજનું પુનરુત્થાન

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી શરૂ કરવામાં આવેલા આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્રમાં આદિવાસી વિકાસ ઘટકોમાં કામ કરતા સરકારી, બિન-સરકારી કર્મચારીઓને તાલીમ આપવાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો છે આ તાલીમના એક ભાગ તરીકે તે વિષયને લગતું સાહિત્ય ગુજરાતી ભાષામાં તૈયાર કરવાનું આપોઆપ ફલિત થાય છે. એ ઉપરાંત સામાન્ય જનતામાં પણ આદિવાસીઓના પ્રશ્નો વિષેની સમજ કેળવાય, વધે એ માટે તે અંગેના સાહિત્યની જરૂર છે જ.

આદિવાસીઓની સ્થિતિ અંગે તથા તેમના પ્રશ્નો અંગે તપાસ કરી અહેવાલ આપવા માટે અત્યાર સુધીમાં, એટલે કે, આપણને આઝાદી મળી તે અગાઉ અને ત્યારપછી કેટલીક સમિતિઓ નિમાઈ હતી, અને તેમના અહેવાલો તૈયાર થયા હતા. આમાના કેટલાક અહેવાલો ઘણા કીમતી દસ્તાવેજો જેવા છે આ અહેવાલો બધા જ અંગ્રેજીમાં હોઈ તેમને ગુજરાતી ભાષામા ઉપલબ્ધ બનાવવાનું કામ સ્વાભાવિક રીતે જ પ્રથમ પસંદગી પામ્યું છે. નીચેના અહેવાલોનો ગુજરાતીમા ટૂકો સાર તૈયાર

અધ્યક્ષપણા નીચે તૈયાર થયા છે બંને સનંદી અમલદારોએ તેમને સોંપા મેલું કામ કેટલી કુશળતાપૂર્વક પાર પાડયુ હતું તે આ અહેવાલો વાચતાં જણાય છે પરદેશી સરકારના પરદેશી અમલદારો હોવા છતા આદિવાસી પ્રજાની દૃષ્ટિએ આખો પ્રશ્ન જોવાનો તેમણે નહૃદય પ્રયત્ન કર્યો છે, અને એ પ્રજાનો ઝડપી વિકાસ કેમ થાય એ દૃષ્ટિએ વિચારી અનેક કીમતી સૂચનો કર્યાં છે, જે આજેય આપણે ગભીરતાપૂર્વક વિચારવા જેવા છે એમાંના કેટલાયે સૂચનો આપણી હમણાં નિમાયેલી સમિતિઓને ફરી ફરી કરવાં પડે છે તે ઉપરથી જણાય છે કે આદિવાસી પ્રજાની સ્થિતિમા હજુ ઝાઝો ફેર થયો નથી

## સ્ટાર્ટ સમિતિ અહેવાલ

મિ સ્ટાર્ટની સમિતિએ મુખ્યત્વે આદિવાસીઓમા અને હરિજનોમા શિક્ષણ કેમ વધે તે અગે વિગતવાર ઘણા સૂચનો કર્યાં છે અહીં આપેલા સારમાં આદિવાસીઓ અગે કરેલી ભલામણોને જ લીધી છે એમાંની મોટા ભાગની ભલામણો હજુ આજેય એટલી જ ઉપયોગી છે દા ત. આદિવાસી વિસ્તારોમાં શિક્ષણનું પ્રમાણ વધારવા માટે અનેક જાતના પ્રયોગો કરવા, આદિવાસી શિક્ષકોની વધુ પ્રમાણમા ભરતી કરવી, છાત્રાલયોવાળી શાળાઓ (આશ્રમ શાળાઓ) ચાલુ કરવી, માધ્યમિક શિક્ષણ માટે ફી-માફી આપવી તથા ગરીબ વિદ્યાર્થીઓને અને છોકરીઓને શિષ્યવૃત્તિઓ આપવી અને પ્રવેશના નિયમો તેમને માટે હળવા બનાવવા, આદિવાસી બાળકો તથા હરિજન બાળકો માટે શિષ્યવૃત્તિઓની અલગ અલગ જોગ વાઈઓ રાખવી તથા તેમનામા પણ કોઈ એક કોમ કે જાતિ બધો લાભ લઈ જાય તેવું ન બને, અને બધી કોમો કે જાતિઓના ગરીબ વિદ્યાર્થીઓને પહેલી પસદગી મળે તે જોવુ વગેરે વગેરે સમિતિએ શિક્ષણ ઉપરાંત બીજા વિષયો અગે કરેલી ભલામણો જેવી કે, નોકરીઓમા તથા રાજકીય સસ્થાઓમા આદિવાસીઓને યોગ્ય પ્રતિનિધિત્વ આપવા માટે વસ્તીના હિસાબે ચોક્કસ પ્રમાણ નક્કી કરવું, તથા તે પ્રમાણ જળવાય છે કે નહિ તેની અવારનવાર તપાસ કરવા માટે પછાત વર્ગ બોર્ડ જેવી કાયમી વ્યવસ્થા ઊભી કરવી તથા પછાત વર્ગોમાં જુદી જુદી પ્રવૃત્તિઓનો કેટલો વિકાસ થયો તે જાણવા માટે સરકારી અહેવાલોમાં પછાતવર્ગો અગેની

માહિતી અલગ આપવી વગેરે પણ એટલી જ ઉપયોગી છે. સમિતિએ દારૂબંધી કરવાની પણ જોરદાર હિમાયત કરી હતી તેની અત્રે નોંધ લેવી જોઈએ. સમિતિની બીજી કીમતી ભલામણ પછાત વર્ગોનું વર્ગીકરણ વધારે ચોક્કસ કરવા અંગેની હતી. સમિતિએ પછાતવર્ગો તરીકે ઓળખાતા સામાન્ય વર્ગીકરણની જગાએ આદિવાસીઓ, અસ્પૃશ્યો તથા અન્ય પછાત કોમો એ જાતનું વધારે સ્પષ્ટ વર્ગીકરણ સૂચવી તે દરેકમાં કઈ કઈ કોમો કે જાતિઓને મૂકી શકાય તેની એક યાદી અહેવાલમાં જોડી છે.

### સીમિંગ્ટન સમિતિ અહેવાલ

૧૯૩૫ના બંધારણની રૂએ રાજ્યના ગવર્નર પર આદિવાસી વિસ્તારોની કાળજી રાખવાની વિશેષ જવાબદારી નાંખવામાં આવેલી. મુંબઈ રાજ્યના ગવર્નરે આ જવાબદારીના પાલનમાં તેમને મદદરૂપ થાય એ દૃષ્ટિથી આદિવાસી વિસ્તારોની સ્થિતિની વિગતવાર તપાસ કરી અહેવાલ આપવા માટે મિ. સીમિંગ્ટન નામના એક અંગ્રેજ અમલદારની નિમણૂક કરી. એક જ માણસની બનેલી આ સમિતિએ આદિવાસી વિસ્તારો તરીકે જાહેર થયેલા વિસ્તારોની ઊંડી તપાસ કરી તેમના સર્વાંગી વિકાસની દૃષ્ટિએ વિગતવાર અને કીમતી ઘણાં સૂચનો કર્યાં. આ સમિતિનું કામ સ્ટાર્ટ સમિતિ કરતાં એક રીતે સરળ હતું. તેણે માત્ર આદિવાસીઓ

અને બીજી અમલમાં ન મૂકવામાં આવે, તો તેનાથી આદિવાસીઓનું હિત થવાને બદલે અહિત થવાનો ડર વધુ રહે છે દા. ત. તેમણે શાહુકારી ધિરાણ પર ઘણાં જ કડક નિયંત્રણો મૂકવાની ભલામણ કરી હતી, અને સાથે સાથે જ ધિરાણની બીજી વ્યવસ્થા ઊભી કરવાનું પણ સૂચવ્યું હતું પરંતુ ધિરાણ પર નિયંત્રણ મૂકવામાં આવે, અને બીજી વ્યવસ્થા ન કરવામાં આવે તો દેખીતું છે કે તેનાથી આદિવાસીઓ મુશ્કેલીમાં જ મુકાઈ જાય આદિવાસીઓને ખેડવા માટે જમીન આપવી, શાહુકારી ધિરાણ પર નિયંત્રણ મૂકવાં તથા ધિરાણની બીજી વ્યવસ્થા ઊભી કરવી અને ધિરાણની વસૂલાત માટે ધિરાણ અને ખેતીઉત્પન્નના વેચાણને સાંકળી લેવા, જંગલ મજૂરીના ઓછામાં ઓછા દર મુકરર કરવા, તથા ફરજિયાત વેઠ બંધ કરવી, દારૂબંધી દાખલ કરવી તથા તેને અસરકારક બનાવવી, પુનર્વસન જાતિઓના કાયદાનો અમલ સમજપૂર્વક કરવો વગેરે વગેરે બાબતો અંગે તેમણે ઘણી રચનાત્મક ભલામણો કરી હતી. જેમાંની મોટા ભાગની આજે પણ ઉપયોગી છે સ્થાનિક સ્વરાજ્ય અને શિક્ષણના પ્રચાર માટે પણ તેમણે ઉપયોગી સૂચનો કર્યાં છે ગેરકાયદેસર ગળાતો દારૂ ઓછો કરવા માટે કાયદેસર દારૂ સસ્તો કરવાની નીતિને કારણે દારૂનો વપરાશ ત્રણ ચાર ગણો વધ્યો છે, જ્યારે ગેરકાયદેસર ગળાતો દારૂ કેટલો બંધ થયો છે તે કહેવું ખરેખર મુશ્કેલ છે, એવો મિ સીમિંગ્ટનનો અભિપ્રાય દારૂબંધીની પુનર્વિચારણા કરવાની હિમાયત કરનારા લોકોએ જોઈ જવા જેવો છે

મિ સીમિંગ્ટને આદિવાસી વિસ્તારોનો વહીવટ અલગ રાખવાની જોરદાર હિમાયત કરી હતી તેમના આ સૂચન અંગે થોડી ગેરસમજ થવાનો સંભવ છે પણ તેમનું આ સૂચન પણ આદિવાસીઓના હિતનો જ સૌ પ્રથમ ખ્યાલ કરીને કરવામાં આવ્યું હતું એ આપણે ન ભૂલવું જોઈએ આ વિસ્તારોને અલગ રાખવા ઈચ્છીએ તો પણ હવે તે અલગ રહી શકવાના નથી, તેમ જ સમગ્ર દૃષ્ટિએ વિચારતાં તેમને અલગ રાખવા એ યોગ્ય પણ નથી એ સાચું, પણ બધા જ કાયદાઓ એને એ જ સ્વરૂપમાં બાકીના સમાજની જેમ આદિવાસી સમાજને પણ લાગુ નહિ પાડી શકાય એ હકીકતનો આપણે બંધારણમાં સ્વીકાર કરી બધા

કાયદાઓ આદિવાસી વિસ્તારોને લાગુ પાડતાં અગાઉ તેમાં કંઈ ફેરફાર કરવાની જરૂર છે કે કેમ તે અંગે વિચારી જોવાની, તથા જરૂર જણાય તો તેવો ફેરફાર કરી તે લાગુ પાડવાની જવાબદારી રાજ્યોના ગવર્નરોને માથે નાંખેલી છે. એટલે કે આદિવાસી વિસ્તારોનો કંઈક વિશેષ વિચાર કરવો જરૂરી છે એ આપણે પણ સ્વીકાર્યું છે. ઢેબર કમિશન અહેવાલમાં આપણને એ જોવા મળે છે કે ગવર્નરો આ જવાબદારી તે અંગેની યોગ્ય વ્યવસ્થાને અભાવે પૂરી કરી શકયા નથી, અને તેથી ઢેબર કમિશને તે માટે યોગ્ય વ્યવસ્થા ઊભી કરવાની ભલામણ કરી છે.

આદિવાસી વિસ્તારોના આદિવાસીઓની સ્થિતિ સુધારવા માટે મિ. સીમિંગ્ટને કરેલી વિધવિધ ભલામણો એટલી પાયાની તેમ જ સર્વગ્રાહી હતી કે તેમાંની ઘણી આજે પણ ગંભીર વિચારણા માગી લે એવી છે. આદિવાસી વિસ્તારોની ખરેખરી સ્થિતિ તરફ રાજ્યનું અને પ્રજાનું પરદેશી રાજ્ય અમલ દરમ્યાન પણ બરાબર ધ્યાન ખેંચવા બદલ અને એ સ્થિતિ સુધારવા માટે અનંત મહત્ત્વની અને ઘણી હિંમતપૂર્વકની ભલામણો કરવા બદલ આ અંગ્રેજ અમલદાર આપણા માનના કાયમના અધિકારી બને છે.

બીજા ચાર અહેવાલો ૧૯૫૯થી ૧૯૬૧ના ત્રણ વર્ષના ટૂંકા ગાળામાં તૈયાર થયેલા છે, જેથી સ્વાભાવિક રીતે જ તેમાં ઘણા મુદ્દાઓનું પુનરાવર્તન થતું જોવા મળે છે. પરંતુ આ ગાળા દરમ્યાન, ખાસ કરીને બીજી પંચવર્ષીય યોજનાના સમયથી, આદિવાસીઓના પ્રશ્નો ઉકેલવા તરફ તથા તેમનો ઝડપી વિકાસ શકય બનાવવા તરફ દેશનું સવિશેષ ધ્યાન ખેંચ્યું છે એ હકીકત પણ એમાંથી સ્પષ્ટ થાય છે.

### અંદાજપત્ર સમિતિ અહેવાલ

આમાંનો પહેલો પાર્લામેન્ટની અંદાજપત્ર સમિતિનો ૪૮મો અહેવાલ છે. શ્રી બળવંતરાય મહેતાના પ્રમુખપણા નીચેની આ સમિતિએ અનુસૂચિત કોમો, અનુસૂચિત જાતિઓ તથા બીજા પછાતવર્ગોની સ્થિતિ સુધારવા અંગે પહેલી યોજના દરમ્યાન શું પગલાં લેવામાં આવ્યાં, બીજી યોજના દરમ્યાન તે અંગે શું કાર્યક્રમો ઘડવામાં આવ્યા, તથા બીજી યોજનાનાં પહેલાં બે વર્ષો દરમ્યાન એ કાર્યક્રમો અંગે શું પ્રગતિ થઈ

તેની ઘણી વિગતે તપાસ કરી એ પ્રગતિ ઝડપી બનાવવા અંગેનાં સંખ્યાબંધ સૂચનો કર્યાં છે. જે પૈસા પછાત વર્ગોની સ્થિતિ સુધારવા પાછળ ખર્ચાય છે તેનો બરાબર ઉપયોગ થાય છે કે નહિ તેની ચાંપતી દેખરેખ રાખવાની અને જ્યાં જ્યાં નબળી કડીઓ દેખાય ત્યાં ત્યાં તેને મજબૂત કરવા માટે યોગ્ય સૂચના કરવાની પોતાને સોંપાયેલી જવાબદારી અંદાજપત્ર સમિતિએ બહુ બાહોશીપૂર્વક અદા કરી છે. અહીં માત્ર અંદાજપત્ર સમિતિએ અનુસૂચિત જાતિઓ (આદિવાસીઓ)ના કાર્યક્રમો અંગે કરેલું અવલોકન તથા ભલામણોનો સાર આપ્યો છે. અંદાજપત્ર સમિતિની મહત્ત્વની ભલામણોમાં પછાત વર્ગોનાં કલ્યાણ અંગેના સઘળા કાર્યક્રમની જવાબદારી સ્વતંત્ર બોર્ડ બનાવી તેને સોંપી દેવી, પછાતવર્ગો માટેના કમિશનર બંધારણીય જવાબદારીઓ બરાબર પૂરી કરી શકે તે માટે બીજી જવાબદારીઓમાંથી તેમને મુક્ત કરવા, પછાત વર્ગોના કલ્યાણ અંગેના કાર્યક્રમો હાથ ધરતાં પહેલાં તેમની આર્થિક સામાજિક સ્થિતિની વિસ્તૃત તપાસ કરવી, આદિવાસીઓના વિકાસ માટે વિધવિધ પ્રકારની સહકારી પ્રવૃત્તિઓને વધારે ઝડપથી વિકસાવવી, કેટલાક આદિવાસી વિકાસ ઘટકોનો વહીવટ બિન સરકારી સંસ્થાઓને સોંપવો, આદિવાસી સંશોધન તાલીમ કેન્દ્રો બિન-સરકારી સંસ્થાઓને સોંપવાં તથા આ કેન્દ્રો વચ્ચે સંકલન કરનાર વ્યવસ્થા ઊભી કરવી......વગેરેને ગણાવી શકાય.

**રેણુકા રે સમિતિ અહેવાલ**

આ જ સમય દરમ્યાન ભારત સરકારે શ્રીમતી રેણુકા રેના પ્રમુખપદે એક સમિતિ સમાજકલ્યાણ અંગેના તથા પછાત વર્ગોના કલ્યાણ અંગેની યોજના નીચે આવતા કાર્યક્રમોનું મૂલ્યાંકન કરવા નીમી હતી. આ સમિતિએ પણ અનુસૂચિત કોમો તથા અનુસૂચિત જાતિઓના વિકાસ માટે અમલમાં મૂકાતી યોજનાઓનો અભ્યાસ કરી જરૂરી સુધારાવધારા સૂચવવાના હતા. તે અર્થમાં અંદાજપત્ર સમિતિએ બજાવેલી કામગીરી જ તેણે બજાવવાની હતી, અને એ રીતે આ સમિતિઓનું કામ બેવડાયું હોય એવું લાગે છે. પણ નોંધવા જેવી વાત તો એ છે કે સ્વતંત્ર રીતે કામ કરતી આ બંને સમિતિઓએ ઘણી મહત્ત્વની બાબતોમાં એકસરખી ભલામણો જ કરી છે. દા. ત. અનુસૂચિત કોમો તથા

અનુસૂચિત જાતિઓ માટેના કમિશનર પાસે માત્ર બંધારણીય ફરજોની કામગીરી રહેવા દઈ બાકીની કામગીરીઓમાંથી તેમને મુક્ત કરવા, અનુસૂચિત જાતિઓની યાદીમાં જુદી જુદી જાતિઓને મૂકવા માટેનાં ધોરણો નિશ્ચિત કરવા તથા એ યાદી ક્રમે ક્રમે ઓછી થાય, અને મદદ જાતિના ધોરણે નહિ પણ આર્થિક સ્થિતિના ધોરણે જ અપાય એવું કરવું, આદિવાસી વિસ્તારોમા કામ કરનારો સ્ટાફ તેમના જીવનથી પરિચિત થાય એ માટે તેમને તાલીમ આપવાનો પ્રબંધ કરવો, આદિવાસીઓના જમીન અંગેના હકો નિશ્ચિત કરવા તથા તેમની જમીનો બિન-આદિવાસીઓ પાસે ચાલી ન જાય તે અંગેની પૂરી જોગવાઈઓ કરવી, જંગલોનો વહીવટ આદિવાસીઓનાં હિતોને લક્ષમાં લઈ કરવો, આદિવાસીઓનું અનેક રીતે થતું શોષણ અટકાવવા સહકારી પ્રવૃત્તિ ખૂબ વિકસાવવી, આદિવાસી સંશોધન કેન્દ્રોના કામને વધારે ઉપયોગી બનાવવું, તથા બધાં કેન્દ્રોના કામને સંકલિત કરવા કોઈ વ્યવસ્થા ગોઠવવી વગેરે વગેરે સમિતિની આ સિવાયની બીજી ભલામણોમાં સમિતિએ મુખ્યત્વે વડાપ્રધાન નેહરુના પાંચ સિદ્ધાંતોને લક્ષમાં રાખી આદિવાસીઓમાં કામ કરવાની ભલામણ કરી છે આદિવાસી પંચશીલ તરીકે ઓળખાતા આ સિદ્ધાંતો આદિવાસી વિસ્તારો અને આદિવાસી લોકોમાં કામ કરવા માટે આજે તો સર્વસ્વીકૃતિ મેળવી ચૂકયા છે. આદિવાસીઓને બાકીની પ્રજાથી અલગ રાખવા કે તેમને બાકીની પ્રજા સાથે ભેળવી દેવા આ બે વિરુદ્ધ અભિપ્રાયોથી જુદો જ એવો ત્રીજો માર્ગ નેહરુએ આદિવાસીઓમાં કામ કરવા માટે ચીંધ્યો છે અને આપણા આજના સંજોગોમાં એ જ માર્ગ

મૂલ્યાંકનનું કામ અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત કોમોના કમિશનર ઉપરાંત પ્રોગ્રામ ઇવેલ્યુએશન ઓર્ગેનાઇઝેશન પાસે કરાવવું વગેરે છે

## એલ્વિન સમિતિ અહેવાલ

બીજી યોજનામાં આદિવાસીઓના ઝડપી વિકાસ માટે આદિવાસી વિસ્તારોમાં ૪૩ જેટલાં ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકો શરૂ કરવામાં આવ્યા હતા. આ ઘટકો ગૃહખાતું અને સામૂહિક વિકાસખાતું બંનેના સંયુક્ત ઉપક્રમે ચાલતા હતા. આ વિકાસ ઘટકોની પ્રગતિનું મૂલ્યાંકન કરી યોગ્ય ભલામણો કરવા માટે સ્વ. ડૉ. એલ્વિનના પ્રમુખપદે એક સમિતિ નીમવામાં આવી હતી. ૧૯૫૬ની આખરમાં શરૂ થયેલા આ ઘટકોના કામકાજને પૂરાં ત્રણ વર્ષ પણ થયાં ન હતાં, તેથી તેમના કામકાજનું મૂલ્યાંકન કરવા માટેનો નિર્ણય થોડો ઉતાવળિયો લાગે. પણ ત્રીજી યોજનામાં આ ઘટકોનો કાર્યક્રમ બીજા આદિવાસી વિસ્તારોમાં દાખલ કરવો કે કેમ, કયા સ્વરૂપે દાખલ કરવો વગેરે નિર્ણયો લેવામાં મદદરૂપ થાય એ હેતુથી થોડું વહેલું થતું હતું છતાં આ સમિતિ નીમવામાં આવી હતી. ત્રીજી યોજનાનો ખાસ વિવિધલક્ષી (આદિવાસી) વિકાસ ઘટક અંગેનો કાર્યક્રમ મુખ્યત્વે આ સમિતિની ભલામણોને ધ્યાનમાં રાખીને ઘડવામાં આવ્યો હતો તે આ નિર્ણયનું વ્યાજબીપણું સાબિત કરે છે. આ સમિતિને તેના મૂલ્યાંકનના કાર્યમાં અંદાજપત્ર સમિતિ તથા રેણુકા રે સમિતિના અહેવાલો ઘણા ઉપયોગી થયા હતા. ડૉ. એલ્વિન જેવા આદિવાસી સમાજના નિષ્ણાત તથા સાચા સેવકની સેવાઓ આ સમિતિના પ્રમુખ તરીકે મેળવી શકાઈ હતી એ ઘણી મોટી વાત હતી. આદિવાસી પ્રજાના ઉત્કર્ષ માટે વધુ ઉત્કટતાથી વિચારનારો એમના જેવો બીજો કોઈ વિદ્વાન ભારતમાં આપણને ભાગ્યે જ મળશે.

સમિતિએ ૨૬ વિકાસ ઘટકોની જાતે મુલાકાત લઈ તથા વિકાસ ઘટક સાથે સંકળાયેલા અનેક સરકારી બિન-સરકારી કાર્યકર્તાઓને મળીને તથા તેમની સાથે વિકાસ ઘટકના કાર્યક્રમોની વિસ્તૃત ચર્ચાઓ કરીને આ અહેવાલ તૈયાર કર્યો છે. સમિતિના અહેવાલમાં ડૉ. એલ્વિનની પ્રતિભા ઠેર ઠેર બહુ સ્પષ્ટપણે વ્યક્ત થતી જોઈ શકાય છે.

સમિતિની મુખ્ય ભલામણોમા ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોનું નામ બદલી તેને આદિવાસી વિકાસ ઘટકો તરીકે ઓળખવા, ૫૫ ટકા જેટલી વસ્તી આદિવાસીઓની હોય તેવા સઘળા વિસ્તારોમા આદિવાસી વિકાસ ઘટક શરૂ કરવા, સામૂહિક વિકાસ ઘટકની માફક આદિવાસી વિકાસ ઘટક પણ પાંચપાચ વર્ષના બે તબક્કામા ચાલુ કરવા, તથા પહેલા તબક્કામા ૨૨ લાખ અને બીજા તબક્કામા ૧૦ લાખ રૂપિયા વાપરવા, આર્થિક વિકાસ, વાહનવ્યવહાર અને સામાજિક સેવાઓ એ ક્રમમા બજેટના નાણા ખર્ચવા, સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે કાર્યક્રમ અને બજેટ તૈયાર કરવાની છૂટ આપવી, આદિવાસી વિકાસ ઘટકોમા કામ કરવા મુકાનાર બધા કર્મચારીઓને આદિવાસી પ્રશ્નો અગેની ખાસ તાલીમ આપવી, આદિવાસી વિકાસ ઘટકમા કામ શરૂ કરતા પહેલા વિસ્તારની આર્થિક-સામાજિક તપાસ કરવી તથા ચાલુ કામ દરમ્યાન પ્રગતિનું મૂલ્યાકન કરતા રહેવું, આદિવાસી વિકાસ ઘટકના સ્ટાફમા એક જગલ વિસ્તરણ અધિકારીની નિમણૂક કરવી, ઘટકના સમાજશિક્ષણ અધિકારીને સાસ્કૃતિક વિકાસ અધિકારી તરીકે ઓળખવો તથા તેને આદિવાસી સસ્કૃતિના સમગ્ર વિકાસની જવાબદારી સોપવી, મોટા પ્રમાણમા આદિવાસી વસ્તી ધરાવતા દરેક રાજ્યમા આદિવાસી સશોધન અને તાલીમકેન્દ્ર શરૂ કરી તેનો લાભ વિકાસ ઘટકોના કામમાં સીધે સીધો વધારે પ્રમાણમા મળે એ રીતે તેના કાર્યક્રમો ઘડવા, આદિવાસી વિકાસ ઘટકમા કામ કરતા કર્મચારીઓની ખાસ કારણ સિવાય બદલી નહિ કરવી, તથા કર્મચારીઓ તરીકે શકય હોય એટલા પ્રમાણમા સ્થાનિક આદિવાસીઓની ભરતી કરવી, કર્મચારીઓએ સ્થાનિક બોલી શીખી લેવી વગેરે વગેરે છે આ ઉપરાત વિકાસ ઘટકમાં અમલમા મુકાનાર કાર્યક્રમોની પણ સમિતિએ વિગતે ચર્ચા કરી તે અગે ઘણી કીમતી ભલામણો કરી છે જેમાની મોટા ભાગની અગાઉની ઢેબર સમિતિએ, રેણુકા રે સમિતિએ, તથા એવી જ બીજી સમિતિઓએ કરેલી ભલામણોની જોરદાર તરફેણ કરનારી છે આ બધી ભલામણો તાત્કાલિક અમલમા મુકાવી જોઈએ એવો સમિતિએ વાજબી આગ્રહ રાખ્યો હતો

## ઢેબર કમિશન અહેવાલ

છેલ્લો અહેવાલ ઢેબર કમિશન અહેવાલને નામે સુપ્રસિદ્ધ છે. બંધારણમાં કરેલી જોગવાઈ મુજબ બંધારણ અમલમાં આવ્યા બાદ દસ વર્ષ પછી આદિવાસી વિસ્તારોની તથા આદિવાસીઓની સ્થિતિની તપાસ કરવા માટે રાષ્ટ્રપતિએ ગોઠવણ કરવાની હતી. તે મુજબ તેમણે શ્રી ઢેબરના પ્રમુખપણા નીચે એક કમિશનની નિમણૂક ૧૯૬૦ના એપ્રિલમાં કરી. ઢેબર કમિશનમાં સ્વ. ડૉ. એલ્વિનને પણ એક સભ્ય તરીકે નીમવામાં આવ્યા હતા, તેથી તેમના જ્ઞાનનો તથા અનુભવનો કમિશનને ઘણો લાભ મળ્યા હતો. ઢેબર કમિશનના અહેવાલમાં તેમની છાપ સ્પષ્ટપણે જોઈ શકાય છે ખૂબ દળદાર એવા કમિશનના અહેવાલને સામાન્ય વાચકને માટે સંક્ષિપ્ત કરવાની જવાબદારી ડૉ. એલ્વિને સ્વેચ્છાએ સ્વીકારી હતી, તથા પોતાનો દેહ છોડતાં પહેલાં તેમણે તે પૂરી કરી હતી. તેમની જિંદગીનું આ કદાચ છેલ્લું કામ હશે. ડૉ એલ્વિને ઢેબર કમિશનના અહેવાલને તેના સંક્ષેપમાં "આદિવાસી ભારતનું નવું હકનામું" તરીકે ઓળખાવ્યો છે ઢેબર કમિશને આદિવાસી પ્રશ્નોની દરેક બાજુને ઊંડાણથી તપાસી તેના પર ઘણો આધારભૂત કહી શકાય એવો એક અહેવાલ તૈયાર કરી આપી આદિવાસી જનતાની ઘણી મોટી સેવા કરી છે. અગાઉના અહેવાલોની આ અહેવાલ તૈયાર કરતી વખતે ઘણી મદદ મળી છે એ સાચું, અને તેથી આગળ નોંધ્યું છે તેમ આ અહેવાલમાં પણ ઘણી વાતોનું પુનરાવર્તન થતું જોવા મળે છે. પરંતુ અગાઉની સમિતિઓએ કોઈ એક જ બાબતને ધ્યાનમાં રાખી તપાસ કરી હતી, જ્યારે ઢેબર કમિશને આદિવાસીઓના સમગ્ર વિકાસને ખ્યાલમાં રાખી તપાસ કરી છે, તથા ભલામણો કરી છે. ઉપરાંત તેમણે ભારતના આદિવાસીઓ વિષે ઘણી ઉપયોગી માહિતી પણ પૂરી પાડી છે.

ઢેબર કમિશનની મુખ્ય ભલામણો નીચે મુજબ છે:

(૧) આદિવાસી વિસ્તારોમાં આદિવાસીઓનાં હિતોનું યોગ્ય સંરક્ષણ થાય એવી ખાસ કાનૂની જોગવાઈઓ કરવાનું બંધારણમાં જણાવવામાં આવ્યું છે, પરંતુ તે અંગે રાજ્ય સરકારોએ ખાસ કોઈ

પગલા લીધાં નથી તો તે અંગે ચોક્કસ સમયમર્યાદા ઠરાવી તે પહેલા જરૂરી પગલા લેવાનુ રાજ્ય સરકારોને જણાવવું જોઈએ

(૨) આદિવાસી વિસ્તારોમા થતા વિકાસનાં કામો અંગેની માહિતી અલગ રાખવાનું જણાવવું જોઈએ જેથી થયેલી પ્રગતિનું યોગ્ય મૂલ્યાંકન થઈ શકે

(૩) ભારત સરકાર અને રાજ્ય સરકારો મોગ પાયા પર કાયદાઓ પસાર કરી રહી છે જેની અસર આદિવાસીઓના સમગ્ર જીવન પર કેવી પડશે તેની તપાસ કરી અહેવાલ આપે એવી કોઈ કાયમી વ્યવસ્થા હજુ સુધી ઊભી કરવામા આવી નથી આવી વ્યવસ્થા ઊભી કરવાનુ રાજ્યોને જણાવવુ જોઈએ

(૪) આદિવાસીઓના હિતોના રક્ષણ અંગેની કાનૂની જોગવાઈઓ તથા વિકાસ કાર્યક્રમોનો લાભ આદિવાસી વિસ્તારો બહાર રહેતા આદિવાસીઓને પણ મળે એવી વ્યવસ્થા કરવામા આવશે તો નવા વિસ્તારોને આદિવાસી વિસ્તારો ગણવાની માગણીઓ નહિ થાય

(૫) રાજ્યના દરેક ખાતાએ પોતાને મળેલા નાણાનો વસ્તીના પ્રમાણમા અમુક ભાગ આદિવાસીઓના વિકાસ માટે જ જુદો ફાળવવો જોઈએ

(૬) રાજ્યના સમાજકલ્યાણ અંગેના કાર્યક્રમમાથી આદિવાસી કલ્યાણ કાર્યક્રમને અલગ પાડવો જોઈએ આમ થશે તો જ એ કાર્યક્રમ પાછળ યોગ્ય ધ્યાન અપાશે

(૭) જમીન અંગે પસાર થયેલા બધા કાયદાઓનુ પુનરાવલોકન કરી આદિવાસીઓ પાસેની વધુ જમીન બિન આદિવાસીઓના હાથમા ન ચાલી જાય તે માટેની ચોક્કસ જોગવાઈઓ વિચારી લેવી જોઈએ. આ રીતે છેલ્લા બાર વર્ષમા ચાલી ગયેલી જમીનો પાછી અપાવવા અંગે પણ યોગ્ય જોગવાઈઓ વિચારવી જોઈએ

(૮) નહેરોના કામ માટે કે મોટાં કારખાનાઓ માટે આદિવાસીઓની જમીનો લેવાનો પ્રસગ ઊભો થાય ત્યારે તે માટેના બધા વિકલ્પો વિચાર્યા પછી જ તેમ કરવું જોઈએ, તથા તેવી જમીનો લેતી વખતે

તે જમીનોના માલિકોના પુનર્વસવાટની સઘળી જવાબદારી તે યોજનાઓ પર નાખવી જોઈએ.

(૯) નવી જમીનોની વહેંચણીમાં બીજા પછાત વર્ગોની સાથે આદિવાસીઓને યોગ્ય સ્થાન મળવું જોઈએ.

(૧૦) જંગલ ખાતાની જંગલોના વિકાસ અંગેની અત્યારની આખી નીતિ નવેસરથી વિચારવી જોઈએ અને તે નીતિને આદિવાસીઓના હિતને ધ્યાનમાં લઈને ફરીથી ઘડવી જોઈએ. જંગલનો વિકાસ અને આદિવાસી હિત — બન્ને વચ્ચે નાહક ઊભો થયેલો સંઘર્ષ વહેલામાં વહેલી તકે મિટાવી દઈ આદિવાસીઓને જંગલના વિકાસ કાર્યક્રમમાં પૂરેપૂરા સામેલ કરવા જોઈએ. જંગલ ખાતાને માથે જંગલોના વિકાસ સાથે ત્યાં રહેતા લોકોના વિકાસની જવાબદારી પણ નાખવી જોઈએ, જેથી બંને વચ્ચેનો સંઘર્ષ મટે. જંગલના વિકાસનું કામ ઉત્તરોત્તર આદિવાસીઓની જંગલ સહકારી મંડળીઓને સોંપવું જોઈએ. આ મંડળીઓની મધ્યસ્થ સંસ્થા રચી તેમના વિકાસ માટે પણ યોગ્ય વ્યવસ્થા ઊભી કરવી જોઈએ.

(૧૧) નલિત ખેતીને વૈજ્ઞાનિક બનાવવા પ્રયત્નો કરવા જોઈએ.

(૧૨) આદિવાસી વિસ્તારોમાં ખેતીસુધારણાના કાર્યક્રમમાં જમીનસંરક્ષણના તથા જમીનસુધારણાના અને સિંચાઈ વધારવાના કાર્યક્રમોને સૌથી વધુ મહત્ત્વ આપવું જોઈએ

(૧૩) ગ્રામોદ્યોગોના વિકાસનો કાર્યક્રમ વધારે વાસ્તવિક તથા સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ થાય એવો બનાવવો જોઈએ

(૧૪) આદિવાસી વિકાસ ઘટકોના કાર્યક્રમની શરૂઆત કરતાં પહેલાં આર્થિક-સામાજિક તપાસ થવી જોઈએ, અને આવી તપાસને આધારે કાર્યક્રમો ઘડવા જોઈએ

(૧૫) આદિવાસી વિકાસ ઘટકના કાર્યક્રમમાં આર્થિક વિકાસ પર સૌથી વધુ ભાર મુકાવો જોઈએ તેમાયે રોજગારી આપવાના કાર્યક્રમો પર વિશેષ ધ્યાન અપાવું જોઈએ. તે માટે ખેતી, જંગલ, પશુપાલન અને ગ્રામોદ્યોગો એ ચારેના વિકાસનો સુસંકલિત કાર્યક્રમ બનાવવો જોઈએ દરેક આદિવાસી વિકાસ ઘટકમાં એક જંગલ વિસ્તરણ

અધિકારી હોવો જ જોઈએ. આદિવાસી વિકાસ ઘટકના સ્ટાફની નિમણૂક એકસામટી ન કરતાં જેમ જેમ કામનો વિકાસ થાય તેમ કરવી જોઈએ. સ્ટાફમાં સ્થાનિક આદિવાસીઓની ભરતી વિશેષ પ્રમાણમાં કરવી જોઈએ.

(૧૬) આદિવાસીઓની દેવાવિષયક સ્થિતિની વિસ્તૃત તપાસ હાથ ધરવી જોઈએ, અને આવી તપાસને અંતે જૂનાં દેવાં ઘટાડવા અંગેની યોગ્ય જોગવાઈઓ વિચારવી જોઈએ. દેવાં અંગેની ગુલામી પ્રથા અસ્તિત્વમાં છે કે કેમ તેની પણ તપાસ હાથ ધરી તેને તાત્કાલિક નાબૂદ કરવાના કડક ઉપાયો લેવા જોઈએ. શાહુકારી ધિરાણ પર ચાંપતી દેખરેખ રાખવી જોઈએ, તથા તેને કડક નિયમો લાગુ કરવા જોઈએ. સહકારી ધિરાણને વધુમાં વધુ ઉત્તેજન આપવું જોઈએ.

(૧૭) સહકારી ધિરાણને માલવેચાણ સાથે સાંકળી લઈ આદિવાસીની બધી જરૂરિયાતો માટે ધિરાણ કરવું જોઈએ. આમ થશે તો જ તે શાહુકારના પંજામાં ફરી પાછો સપડાતો બચી શકશે. અનાજભંડારોની યોજનાને વિસ્તૃત કરી તે વધારવા જોઈએ, તથા તેમની દ્વારા રોકડ ધિરાણ પણ કરવું જોઈએ.

(૧૮) આદિવાસીઓનું શોષણ અટકાવવા માટે બધાં જ ક્ષેત્રોમાં સહકારી પ્રવૃત્તિને વિસ્તારવી જોઈએ, તથા તેનો યોગ્ય વિકાસ થાય તે માટે જરૂરી મધ્યસ્થ સંસ્થા ઊભી કરવી જોઈએ. આ સંસ્થા સહકારી મંડળીઓએ ભેગો કરેલો માલ વેચી આપવાનું કામ કરે, તથા સભાસદોની જરૂરિયાતો પૂરી પાડવા માટેના માલની ખરીદી કરી મંડળીઓને તે પૂરો પાડે.

(૧૯) આદિવાસી વિસ્તારોમાં આશ્રમશાળાઓ વધારે પ્રમાણમાં ખોલવી જોઈએ, તથા શિક્ષણમાં ગમે તે એક ઉદ્યોગને દાખલ કરવો જોઈએ. લોકવાર્તાઓ, લોકગીતો તથા લોકનૃત્યોને તેમના શિક્ષણમાં યોગ્ય સ્થાન આપવું જોઈએ. શિક્ષકોએ આદિવાસી બોલી શીખી લઈ શરૂઆતનાં બે ધોરણોમાં તે બોલીમાં જ શિક્ષણ આપવું જોઈએ. ત્રીજા ધોરણથી પ્રાદેશિક બોલી દાખલ કરવી જોઈએ. બને એટલા પ્રમાણમાં સ્થાનિક શિક્ષિત આદિવાસીઓને શિક્ષકો

તરીકે ભરતી કરવા જોઈએ. ફીમાફી, શિષ્યવૃત્તિઓ વગેરે મોટા પ્રમાણમાં વધારી આદિવાસીઓમાં શિક્ષણનું પ્રમાણ ઊંચું લઈ જવા પૂરતા પ્રયત્નો કરવા જોઈએ.

(૨૦) દાકતરી સારવારમાં સ્થાનિક વનસ્પતિઓના ઉપયોગને અને સ્થાનિક ઉપચારોને યોગ્ય સ્થાન આપવું જોઈએ. આદિવાસીઓની છૂટી-છવાઈ વસ્તીને ખ્યાલમાં લેતાં સ્થિરને બદલે ફરતાં દવાખાનાંનું પ્રમાણ વધારવું જોઈએ.

(૨૧) મકાનો બાંધવા માટે જરૂરી લાકડું આદિવાસીઓને પૂરતા પ્રમાણમાં વાજબી ભાવે મળે એવી વ્યવસ્થા કરવી જોઈએ. આદિવાસીઓને આપણી ડિઝાઇનો મુજબનાં ઘરો બાંધવાનું જણાવવાને બદલે તેમની જરૂરિયાતો મુજબનાં ઘરો જાતે બાંધવા દેવાં જોઈએ, તથા તેમાં પ્રોત્સાહન આપવું જોઈએ. ઘરો અંગેની યોજનાઓ અત્યંત ગરીબ આદિવાસીઓ માટે જ બનાવવી જોઈએ. બાકીના આદિવાસીઓને તેમનાં ઘરો સુધારવામાં થોડી મદદ કરવી જોઈએ.

(૨૨) રસ્તાઓ અંગેની યોજનાઓમાં સંરક્ષણની તથા રાષ્ટ્રીય જરૂરિયાતોને તથા સ્થાનિક આદિવાસીઓની પોતાની જરૂરિયાતોને સૌથી વધુ મહત્ત્વ આપવું જોઈએ. ત્યાર પછી ઔદ્યોગિક વિકાસ માટે જરૂરી રસ્તાઓ તથા વહીવટ માટે જરૂરી રસ્તાઓ અને છેલ્લે વેપાર માટે જરૂરી રસ્તાઓ આવે. રસ્તાઓ થવાને કારણે આદિવાસીઓ જાતજાતના શોષણના ભોગ બને છે. તેવું ન બને તે માટે યોગ્ય ઉપાયો વિચારવા જોઈએ. રસ્તાઓના બાંધકામમાં સ્થાનિક સાધનોનો વધુ ઉપયોગ કરવો જોઈએ તથા સ્થાનિક માણસોને વધુ કામમાં લેવા જોઈએ. રસ્તાઓના કાર્યક્રમને રોજગારીના કાર્યક્રમ સાથે સાંકળી લઈ લોકોને રોજીની જરૂર જે વખતે વધારે હોય તેવે વખતે તે હાથ ધરવા જોઈએ.

(૨૩) આદિવાસીઓના જીવન પર ઉદ્યોગીકરણને લીધે થતી અસરનો વિસ્તૃત અભ્યાસ થવો જોઈએ તથા આવા અભ્યાસને આધારે તેઓ નવા વાતાવરણમાં સારી રીતે ગોઠવાય તે માટે જરૂરી પગલાં લેવાવાં જોઈએ. નવાં કારખાનાંઓમાં આદિવાસીઓ વધારે પ્રમાણમાં

ભરતી થઈ શકે તથા ઉદ્યોગીકરણનો લાભ તેઓ વધારે પ્રમાણમાં ઉઠાવી શકે તે માટે તેમને જરૂરી તાલીમ આપવાનો યોગ્ય પ્રબંધ કરવો જોઈએ.

(૨૪) ભારત સરકારના ગૃહખાતામાં આદિવાસીઓનો એક ખાસ વિભાગ ખોલવો જોઈએ. બંધારણીય જોગવાઈઓ પ્રમાણે આદિવાસીઓના વિકાસ માટે જરૂરી કામકાજ થાય છે કે નહિ તે જોવાનું કામ આ વિભાગે સંભાળવું જોઈએ. આદિવાસીઓના વિકાસ અંગેની બધી યોજનાઓ વચ્ચે સંકલન ગોઠવવાનું કામ પણ તેણે જ કરવું જોઈએ. આ વિભાગે આદિવાસી વિકાસ ઘટકોમાં થતા કામના મૂલ્યાંકન અંગે તથા બીજી આદિવાસી કલ્યાણ યોજનાઓના મૂલ્યાંકન અંગે અવારનવાર ગોઠવણો કરવી જોઈએ.

(૨૫) આદિવાસીઓની ૧૦ લાખથી વધુ વસ્તી ધરાવતા દરેક રાજ્યમાં આદિવાસીઓ માટેનો અલગ પ્રધાન હોવો જોઈએ. આવા દરેક રાજ્યમાં અલગ આદિવાસી કલ્યાણ ખાતું પણ હોવું જોઈએ.

(૨૬) અનુસૂચિત જાતિઓ (આદિવાસીઓ) તથા અનુસૂચિત કોમો (હરિજનો)ના કમિશનરે તેમનું ધ્યાન બંધારણની જોગવાઈઓ પ્રમાણે આદિવાસીઓનાં હિતોના સંરક્ષણ માટે તથા વિકાસ માટે કામ થાય છે કે કેમ તે જોવા પર જ કેન્દ્રિત કરવું જોઈએ. બીજી પરચૂરણ જવાબદારીઓમાંથી તેમને મુક્ત કરવા જોઈએ. આદિવાસીઓ માટે અલગ કમિશનર નીમવા જોઈએ. કમિશનરના અહેવાલોને અંદાજપત્ર સમિતિના અને જાહેર હિસાબ સમિતિના અહેવાલો જેટલું જ મહત્ત્વ અપાવું જોઈએ.

(૨૭) આદિવાસીઓમાં કામ કરતી બિન-સરકારી સંસ્થાઓના કામને જરૂરી પ્રોત્સાહન આપવું જોઈએ, પરંતુ તેમનું કાર્યક્ષેત્ર મુકરર કરી આપવું જોઈએ, તથા તેમના કામનું અવારનવાર મૂલ્યાંકન થતું રહે તે માટે જરૂરી વ્યવસ્થા ગોઠવવી જોઈએ.

(૨૮) આદિવાસી વિસ્તારોમાં કામ કરતા બધા સરકારી બિન-સરકારી કાર્યકર્તાઓને આદિવાસી સંસ્કૃતિ તથા જીવન અંગેની તાલીમ આપવી જોઈએ. તેમને આદિવાસી બોલીઓ પણ આ તાલીમ

દરમ્યાન શીખવવી જોઈએ. બિન-સરકારી સંસ્થાઓને આવાં તાલીમ-કેન્દ્રો ચલાવવા માટે જરૂરી સહાય કરવી જોઈએ. સરકારી તંત્ર મારફત ચાલતાં તાલીમકેન્દ્રો તથા બિન-સરકારી સંસ્થાઓ મારફત ચાલતાં તાલીમકેન્દ્રો બંનેમાં સરકારી તેમ જ બિન સરકારી કર્મચારીઓને તાલીમ માટે મોકલવા જોઈએ, જેથી બને વચ્ચે ઊભા થતા માનસિક અંતરાયો દૂર થઈ જશે, તથા એકબીજાનાં દૃષ્ટિબિંદુઓને તેઓ વધારે સારી રીતે સમજી શકશે.

(૨૯) આદિવાસીઓને નોકરીમાં લેવા અંગેના પ્રયત્નોમાં હજુ વધુ વેગ લાવવાની જરૂર છે નીચલી કક્ષાની નોકરીઓમાં આદિવાસીઓ માટે અનામત જગાઓનું પ્રમાણ વધારી તેમને વધુ સંખ્યામાં ભરતી કરવાના પ્રયાસો થવા જોઈએ. આ પ્રયાસો મધ્યસ્થ સરકારે, રાજ્ય સરકારોએ, પંચાયત સંસ્થાઓએ, તથા જાહેર ક્ષેત્રમા કામ કરતી બધી સંસ્થાઓએ કરવા જોઈએ તો જ આદિવાસીઓને તેમની વસ્તીના પ્રમાણમાં યોગ્ય સંખ્યામાં નોકરીઓમાં સ્થાન મળી શકશે આદિવાસીઓ માટે અનામત રાખેલી જગાઓએ જો યોગ્ય આદિવાસી ન મળે તો તે હરિજનથી ભરવાની અત્યારની ગોઠવણ બંધ કરવી જોઈએ તેથી આદિવાસી ઉમેદવાર મેળવવાના પ્રયત્નોમાં ઢીલાશ આવે છે. અનામત જગાઓ અંગેની યોગ્ય જાહેરાત થવી જોઈએ બિન સરકારી સંસ્થાઓની મદદ યોગ્ય ઉમેદવારો મેળવવામાં લેવી જોઈએ.

(૩૦) જે આદિવાસી પંચો સક્રિય કામગીરી બજાવતાં હોય તેમની વિકાસ કામોમાં મદદ લેવી જોઈએ.

(૩૧) આદિવાસી વિસ્તારો અને બિન-આદિવાસી વિસ્તારોની સ્થિતિ વચ્ચેનો તફાવત જાણી લેવા માટે નમૂના તપાસો હાથ ધરવી જોઈએ અને આવી તપાસોના આધારે એ તફાવત ઘટાડવા માટેના યોગ્ય કાર્યક્રમો ઘડવા જોઈએ. ખાસ વિષયો ઉપર પણ આવી તપાસો ગોઠવી ચોક્કસ માહિતી એકઠી કરવી જોઈએ.

(૩૨) આદિવાસી સંશોધન તાલીમ કેન્દ્રોએ આદિવાસી કલ્યાણ કાર્યક્રમોમાં ઉપયોગી થવાની દૃષ્ટિએ પોતાનો કાર્યક્રમ ઘડવો જોઈએ. આદિવાસી-

ઓના સામાજિક-આર્થિક જીવન અંગેની માહિતી એકત્ર કરવી, આદિવાસી વિકાસ ઘટકોના કામનું, તથા અન્ય આદિવાસી કલ્યાણ કાર્યક્રમોનું મૂલ્યાંકન હાથ ધરવું તથા તેમને સુધારવા માટે યોગ્ય સૂચનો કરવાં, આદિવાસી વિસ્તારોમાં કામ કરતા કર્મચારીઓને આદિવાસી સંસ્કૃતિ અંગેની તાલીમ આપવી, આદિવાસી બોલીઓ તેમને શીખવવી વગેરે કાર્યક્રમો દ્વારા તે ઉપયોગી થઈ શકશે. જુદાં જુદા સંશોધન-તાલીમ કેન્દ્રોના કામનું યોગ્ય સંકલન કરવા એક મધ્યસ્થ કેન્દ્ર સ્થાપવું જોઈએ, તથા ગૃહ ખાતાએ પણ તે અંગે કંઈક વ્યવસ્થા તેના આદિવાસી કલ્યાણ ખાતામાં કરવી જોઈએ.

આગળના બધા અહેવાલોની મુખ્ય ભલામણો ઉપરની ભલામણોમાં આવી જાય છે. આપણે આશા રાખીએ કે ભારત સરકાર હવે નવી કોઈ સમિતિ નીમવાને બદલે ઢેબર કમિશનની જ બધી ભલામણોને સ્વીકારી તેમને અમલમાં મૂકવા માટે જરૂરી પગલાં લેશે. ઢેબર કમિશને કરેલી ભલામણોને જો અમલમા મૂકવામાં આવે તો આદિવાસીઓની સ્થિતિ સુધારવાની દિશામાં ઘણું મહત્ત્વનું પગલું ભરાશે તેથી જ મેં. એહેવાલને તેને આદિવાસીઓનું હકનામું કહ્યું છે. બાકીના ભારતીય સમાજ અને આદિવાસી સમાજ વચ્ચે રહેલા મોટા તફાવતોને વહેલામાં વહેલી તકે ઓછા કરી આદિવાસીઓ પણ ભારતની આગેકૂચમાં સૌની સાથે પોતાનો ફાળો નોંધાવતા થઈ જાય એ આપણું લક્ષ્ય છે. તેમને અળગા રાખી મૂકવા માટે નહિ, પણ ભારતીય સમાજમાં સહજ ભાવે તેઓ ભળી શકે તે માટે આ બધી વિચારણા થયેલી છે. આપણા દેશના બધા લોકો એકતાની લાગણી અનુભવે એ બહુ જ જરૂરી છે. એકતાની લાગણી ઊભી કરવામાં જુદા જુદા ભાગો વચ્ચે રહેલી અનમાનતાને ઘટાડવાનું કામ ઘણું મહત્ત્વનું થઈ જાય છે. આદિવાસી સમાજ અને બિન-આદિવાસી સમાજ વચ્ચે રહેલી અસમાનતા ઘટાડીને જ આપણે તેમની વચ્ચેની એકતાને દૃઢ કરી શકીશું. એ દિશામા ઉપરની બધી જ સમિતિઓએ ઘણાં ઉપયોગી સૂચનો કર્યાં છે; અને ઢેબર કમિશને એ બધા સૂચનોને સમાવી લેતો એક ઉપયોગી અહેવાલ તૈયાર કર્યો છે. હવે જરૂર એ અહેવાલમાં જણાવેલી ભલામણો અંગે

સક્રિય પગલાં ભરવાની છે. તેમાંની કેટલીક ભલામણો સ્વીકારાઈ છે, અને તેમને અમલમાં મૂકવા માટે ચોક્કસ પગલાં લેવાઈ રહ્યાં છે. છતાં મહત્ત્વની ગણી શકાય એવી ઘણી ભલામણો વિષે નિર્ણય લેવાનો બાકી છે. એક પછી એક સમિતિઓ નીમાયે જાય, તેમના અહેવાલો આવતા જાય, બધી સમિતિઓ લગભગ એક જ પ્રકારની ભલામણો કરે, છતાં સરકારી નીતિમાં ઝાઝો ફેરફાર ન થાય તો સ્વાભાવિક રીતે જ એક પ્રકારનો પ્રત્યાઘાત જન્મે. એવુ ન બને તે માટે ચોક્કસ પગલા ભરવાની દિશામાં વધુ સક્રિયતા આવે એવું ઇચ્છીએ.

તા.

વિમલ શાહ
સંચાલક, આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્ર
ગૂજરાત વિદ્યાપીઠ

## ૧

# સ્ટાર્ટ સમિતિનો અહેવાલ

## સ્ટાર્ટ સમિતિની નિમણૂક

મુંબઈ રાજ્યની ધારાસભાએ ડૉ. પી. જી. સોલંકીનો રાજ્યના હરિજનો તથા આદિવાસીઓની આર્થિક-સામાજિક અને શિક્ષણવિષયક સ્થિતિની તપાસ કરી તેમની ઉન્નતિ માટેનાં પગલાં સૂચવવાની માગણી કરતો ઠરાવ પસાર કર્યો તેના અનુસંધાનમાં રાજ્ય સરકારે તા. ૫ નવેમ્બર ૧૯૨૮ના હુકમ દ્વારા આવી તપાસ માટે એક સમિતિની નિમણૂક જાહેર કરી, અને આ સમિતિને તા. ૧૫ નવેમ્બર ૧૯૨૯ પહેલાં પોતાનો અહેવાલ સુપરત કરવા જણાવ્યું. પાછળથી તે મુદત વધારીને તા. ૩૧ માર્ચ, ૧૯૩૦ નક્કી કરવામાં આવી. આ સમિતિ નીચેના સભ્યોની બનેલી હતી:

| | | | |
|---|---|---|---|
| ૧. | મિ. સ્ટાર્ટ, આઈ. સી. એસ. | | પ્રમુખ |
| ૨. | ડૉ. પી. જી. સોલંકી, | ધારાસભ્ય | સભ્ય |
| ૩. | ડૉ. બી. આર. આંબેડકર, | ,, | ,, |
| ૪. | શ્રી પી. આર. ચીકોડી, | ,, | ,, |
| ૫. | શ્રી એલ. એમ. દેશપાંડે, | ,, | ,, |
| ૬. | લેફ. કર્નલ બરફુટ, | સાલ્વેશન આર્મી, મુંબઈ | ,, |
| ૭. | શ્રી અમૃતલાલ ઠક્કર, | સર્વન્ટસ ઓફ ઈન્ડિયા સોસાયટી | ,, |
| ૮. | શ્રી એ એ. ઘોરાટ | | ,, |
| ૯. | રા. સા. જે. કે. મહેતા, | ડાંગના દિવાન | ,, |
| ૧૦. | શ્રી ડી. એ. જાનવેકર, | ધારાસભ્ય | ,, |

શ્રી જાનવેકરનું તા. ૧૨ જુલાઈ, ૧૯૨૯ના રોજ અવસાન થતાં તેમની જગાએ ખાનસાહેબ એ. એમ. મનસૂરી, ધારાસભ્ય, ને ૨જી સપ્ટેમ્બર, ૧૯૨૯ના રોજથી નીમવામાં આવ્યા. સમિતિના પ્રમુખ મિ. સ્ટાર્ટ ગુનાહિત

કોમોની વસાહત યોજનાના અધિકારી ( Criminal Tribes' Settlement Officer ) તરીકે સમિતિના કામકાજ દરમ્યાન કામ કરતા હતા.

સમિતિએ ત્રણ પેટા સમિતિઓ બનાવી રાજ્યના ઉત્તર, મધ્ય અને દક્ષિણના ભાગોનો પ્રવાસ ખેડયો હતો. સમિતિના પ્રમુખે મદ્રાસ રાજ્યમાં હરિજનોની સ્થિતિ સુધારવા માટે લેવામાં આવેલાં પગલાંનો અભ્યાસ કરવા માટે મદ્રાસનો પ્રવાસ પણ ખેડયો હતો.

સમિતિએ તેને સોંપાયેલી કામગીરીને ખ્યાલમાં રાખીને અસ્પૃશ્ય ગણાતી કોમો અને આદિવાસીઓની સ્થિતિનો અભ્યાસ કરી તેમની સ્થિતિ સુધારવા માટેના અનેક સૂચનો કર્યાં છે. આપણે અહીં મુખ્યત્વે આદિવાસીઓની સ્થિતિ સુધારવા અંગે સમિતિએ કરેલાં સૂચનોને જ જોઈશું.

## સમિતિની ભલામણો

(૧) ચોક્કસ વર્ગીકરણ

શરૂઆતમાંજ સમિતિ પ્રાથમિક શિક્ષણ અંગેના ધારામાં પછાત જાતિઓ માટે વપરાતા જુદા જુદા શબ્દો ચોક્કસ અર્થમાં વપરાય તેવું સૂચવતાં જણાવે છે કે, બધી જ પછાત જાતિઓ માટે દલિત જાતિઓ (Depressed Classes) એ શબ્દનો ઉપયોગ ન કરતાં એ શબ્દ માત્ર અસ્પૃશ્ય જાતિઓ માટે જ વાપરવો, અને પછાત જાતિઓ (Backward Classes)ને નીચેના ત્રણ ભાગમાં વહેંચી નાંખવી:

૧. દલિત અથવા અસ્પૃશ્ય જાતિઓ (Depressed Classes)
૨. આદિવાસીઓ (Aboriginals and Hill Tribes)
૩. બીજી પછાત જાતિઓ (Other Backward Classes)

દલિત જાતિઓમાં જેમને અસ્પૃશ્ય ગણવામાં આવે છે તેમને જ લેવા.

આદિવાસી જાતિઓમાં અત્યારે અથવા થોડા સમય અગાઉ જંગલોમાં અને પર્વતોમાં રહેતી જાતિઓને ગણવી.

બીજી પછાત જાતિઓમાં ભટકતી જાતિઓને લેવી.

ગુનાહિત જાતિઓ (Criminal Tribes)ને અલગ વર્ગમાં ન મૂકતાં ઉપરના ત્રણ વર્ગોમાં જે વર્ગીકરણ લાગુ પાડી શકાય તે પ્રમાણે મૂકવી.

ઉપરના ત્રણે વર્ગોની વિગતવાર સૂચિ પરિશિષ્ટમાં આપી છે.

આ સૂચિમાં આગળ પડતી કોમો ન આવી જાય તેની કાળજી લેવાવી જોઈએ, એટલું જ નહિ પણ, આ યાદીઓને અવારનવાર તપાસી તેમાંથી જે જાતિઓને વિશેષ સગવડ કે રક્ષણ આપવાની જરૂર ન હોય તેમને તેમાંથી રદ કરતા રહેવું જોઈએ. તાજેતરમાં જ ખ્રિસ્તી બનેલ અસ્પૃશ્યોને, અસ્પૃશ્યોને મળતી બધી સગવડો આપવાનું ચાલુ રાખવું જોઈએ, કારણ ધર્મ બદલવાથી તેમની સ્થિતિમાં એકદમ સુધારો થઈ જતો નથી. એ જ રીતે મુસલમાન બનેલા અસ્પૃશ્યોને સગવડો આપવાનું ચાલુ રાખવું જોઈએ. તેમની ગણતરી અસ્પૃશ્યો તરીકે કરવાની જરૂર નથી; તેમને ચૂંટણીના હેતુ માટે પણ અસ્પૃશ્યો સાથે ગણવા ન જોઈએ. પણ શિક્ષણ અંગેની સગવડો મેળવવાની કે જાહેર સ્થળોનો ઉપયોગ કરવાની તેમને છૂટ રહેવી જોઈએ.

આદિવાસીઓની અને અસ્પૃશ્ય જાતિઓની સ્થિતિની તુલના કરતાં સમિતિ જણાવે છે કે અસ્પૃશ્યોની સ્થિતિ પરત્વે સમાજનું ધ્યાન ખેંચાયું છે, અને એ જાતિઓના પ્રતિનિધિઓ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા તથા ધારાસભા દ્વારા પ્રજાનું ધ્યાન તેમની સ્થિતિ તરફ સતત ખેંચતા જ હોય છે. આદિવાસીઓની સ્થિતિ વિષે આવું નથી બનતું; કારણ આદિવાસીઓનો એક પણ પ્રતિનિધિ આ સંસ્થાઓમાં કે રાજ્યની ધારાસભામાં કે મધ્યસ્થ ધારાસભામાં પણ નથી. જે ઠરાવથી આ સમિતિ નિમાઈ છે તે ઠરાવમાં જ આદિવાસીઓની સ્થિતિ વિષે પહેલ વહેલી નોંધ લેવાઈ છે.

શિક્ષણમાં પણ આદિવાસીઓ અસ્પૃશ્યો કરતાં ઘણા પાછળ છે. અસ્પૃશ્યોમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ૪ ટકા છે, ત્યારે આદિવાસીઓમાં તે પ્રમાણ ૦ાા ટકાથીયે ઓછું છે. સમિતિએ તપાસ કરી તે વખતે આદિવાસીઓની એકંદર વસતિ ૧૩ લાખ ૨૩ હજારની હતી, જ્યારે અસ્પૃશ્યોની એકંદર વસતિ ૧૪ લાખ ૭૫ હજારની હતી. બીજી પછાત જાતિઓ તરીકે જેમને ગણ્યા છે તેમની વસતિ ૧૦ લાખ ૪૧ હજારની હતી. આ બધી પછાત જાતિઓની એકંદર વસતિ ૩૮ લાખ ૩૯ હજાર જેટલી થતી હતી જે કુલ વસતિના ૨૩ ટકા જેટલી હતી.

(૨) શિક્ષણ

આદિવાસી બાળકોના શિક્ષણનો પ્રશ્ન અસ્પૃશ્ય બાળકોના શિક્ષણના પ્રશ્ન કરતા તદ્દન અલગ છે અસ્પૃશ્ય બાળકો માટે શિક્ષણની બધી જ સગવડો ઉપલબ્ધ છે, પરતુ સામાજિક કારણોસર તેઓ તેનો ઉપયોગ કરી શકતા નથી આ કારણો દૂર થાય કે તેઓ તરત તેનો ઉપયોગ કરી શકે તેમ છે

આદિવાસી વિસ્તારો એટલા દુર્ગમ છે કે ત્યા આ સગવડો છે જ નહિ નવેસરથી તે ઊભી કરવાની છે વળી આદિવાસીઓ શિક્ષણની જરૂરિયાત પણ હજુ સ્વીકારતા નથી આથી જ તેઓ શિક્ષણની બાબતમા પ્રજાના બીજા બધા જ વર્ગો કરતા પછાત છે

મેદાનોમા રહેતા આદિવાસી બાળકોને શિક્ષણ લેતાં કરવા માટે જ્યા જ્યા પ્રાથમિક શાળાઓ ન હોય ત્યા ત્યા તે શાળાઓ ખોલવી જોઈએ, અને ચાર ધોરણથી આગળના અભ્યાસ માટે શિષ્યવૃત્તિઓ આપી તથા રહેવા માટે છાત્રાલયોની સગવડ કરી આપી તેમને ઉત્તેજન આપવુ જોઈએ

જગલ વિસ્તારોમા એક શિક્ષકવાળી શાળાઓ શરૂ કરવી જોઈએ, અને આ શાળાઓમા આદિવાસી શિક્ષકોને વધુ પ્રમાણમા મૂકવા જોઈએ, જેથી તે ત્યા સ્થિર થઈને કામ કરે આ બધી શાળાઓ ચાર ધોરણની જ હોય એથી આગળના ધોરણ માટે છાત્રાલયની સગવડવાળી કેટલીક શાળાઓ અનુકૂળ સ્થળોએ શરૂ કરવી જોઈએ છાત્રાલયો ચલાવવાની જવાબદારી બને ત્યા સુધી સામાજિક સેવા કરતી સ્થાનિક સસ્થાઓને સોંપવી જોઈએ, અને તેમને એ કામ માટે જરૂરી નાણાકીય મદદ કરવી જોઈએ

આદિવાસી બાળકોની શાળાઓના અભ્યાસક્રમમા ખેતી દાખલ કરવી જોઈએ, તથા તેમના છાત્રાલયોમા પણ ખેતી દાખલ કરવી જોઈએ, જેથી તેમને ખેતી સુધારવાના સસ્કાર આપી શકાય

આદિવાસી વિસ્તારોમા શિક્ષણનું પ્રમાણ વધારવા માટે અનેક જાતના પ્રયોગો કરવા જરૂરી છે બાકીના વિસ્તારો જેમ જ આ વિસ્તારોમા કામ કરવાથી ધાર્યાં પરિણામો નહિ લાવી શકાય આ પ્રયોગો શિક્ષણ

ખાતાએ સીધા જ ચલાવવા જોઈએ અથવા તે માટે સ્કૂલ બોર્ડને વિશેષ મદદ આપવી જોઈએ. આ પ્રયોગો નીચેના ધોરણે હોઈ શકે:

(૧) આદિવાસી બાળકોને દર ત્રણ મહિનાની પ્રગતિ પર ઈનામો આપવાં. શિક્ષકોના પગારનો કેટલોક ભાગ બાળકોની પ્રગતિ પર અવલંબિત કરવો.

(૨) શાળાઓ શરૂ કરાવવામાં તથા ચલાવવામાં મહેસૂલી અને જંગલખાતાના અધિકારીઓની મદદ લેવી. તેમની હાજરીમાં સભાઓ ભરી આવી શાળાઓ શરૂ કરવા માટે લોકોની સંમતિ મેળવવી.

(૩) આદિવાસી શાળાના શિક્ષકોને રજાના સમયમાં વધુ શિક્ષણ આપવા પ્રબંધ કરવો. તેમની સાથે અવારનવાર ચર્ચા-વિચારણા ગોઠવી તેમને ઉત્સાહિત કરવા.

(૪) દિવસના અમુક ભાગ માટે જ શાળા ચલાવવી. બાકીના વખતમાં બાળકોને તેમનાં માબાપના કામમાં મદદ કરવા મોકલવા. મોટી ઉંમરના છોકરાઓ માટે રાત્રિશાળાઓ ચલાવવી.

(૫) જાતિપંચો સાથે ચર્ચા-વિચારણા કરી એકાદ વિસ્તારમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવું.

છેવટે તો આદિવાસીઓમાં શિક્ષણ વધારવા તેને ફરજિયાત બનાવવું પડશે. તે કરતાં પહેલાં આવા પ્રયોગો કરી જોવાથી તે અંગેનો જરૂરી અનુભવ એકઠો કરી શકાશે.

કેટલાક આદિવાસી વિસ્તારોમાં આવા પ્રયોગો હાથ ધરવા જોઈએ અને તે શિક્ષણખાતાના સંચાલકના મદદનીશ (Assistant to the Director Of Public Instruction)ની દેખરેખ તળે રહેવા જોઈએ. આ પ્રયોગો સારી રીતે કરી શકાય તે માટે તેમને વધારાનો સ્ટાફ પણ આપવો જોઈએ. એ સ્ટાફે માત્ર શિક્ષણ પાછળ જ ધ્યાન ન આપતાં એ વિસ્તારોની સર્વાંગી પ્રગતિની દૃષ્ટિએ ત્યાં સહકારી મંડળીઓ ઊભી કરવાનું, તેમ જ લોકોને આરોગ્ય અંગેની માહિતી આપવાનું, અને દારૂબંધીના ફાયદા સમજાવવાનું કામ પણ કરવું જોઈએ. શિક્ષણખાતાના કર્મચારીઓ અને શિક્ષકો જો વિસ્તારના સર્વાંગી વિકાસમાં રસ લેશે તો

આપવું જોઈએ, જેથી ભણી રહ્યા પછી નોકરી ન મળે તો ગમે તે કોઈ ઉદ્યોગમા પણ તે સ્થિર થઈ શકે, તેમ જ શરીરશ્રમ માટે તેમનામા અરુચિ પેદા ન થાય

પ્રાથમિક શાળાનું શિક્ષણ પૂરું કરી ઉપલા ધોરણમાં જતા બધાં બાળકોને ફી માફી આપવી જોઈએ, તથા લાયક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવી જોઈએ શિષ્યવૃત્તિ રોકડ રકમમા ન આપતા પુસ્તકના રૂપમાં કે કપડાના રૂપમા આપી શકાય બપોરનું ભોજન પણ તેમાથી આપી શકાય શિષ્યવૃત્તિ આપવામા પહેલી પસદગી છોકરીઓને આપવી પછી ગરીબ બાળકો અને પછી બીજા લાયક વિદ્યાર્થીઓ એ ક્રમ રાખવો

લોકોને શિક્ષણ તરફ ગહેલાઈથી વાળી શકશે. પછાતવર્ગ અધિકારીએ પણ આ પ્રયોગમાં સક્રિય રસ લઈ તેમને સફળ બનાવવા મથવું જોઈએ.

જ્યારે ફરજિયાત શિક્ષણ આખા રાજ્યમાં દાખલ કરવામાં આવે ત્યારે બીજી પછાત જાતિઓની સાથે આદિવાસીઓને પણ તે લાગુ પાડવું જોઈએ એમાં તેમને આર્થિક કારણોસર આકાન રાખવાનું કબૂલ કરવું નહીં જોઈએ જ્યારે ફરજિયાત શિક્ષણ માત્ર પછાત જાતિઓમાં જ દાખલ કરવામા આવે ત્યારે આ જાતિઓના આગેવાનોની પૂર્વસંમતિ લેવામાં આવે એ ઉચિત ગણાશે

આદિવાસી છોકરીઓનું શિક્ષણ વધારવા નીચલાં ધોરણોની પ્રાથમિક શાળાઓમાં પણ છાત્રાલયોની સગવડ રાખવી જોઈએ. શિષ્યવૃત્તિઓ આપતી વખતે છોકરીઓને પહેલી પસદગી આપવી જોઈએ.

શાળામાં દાખલ થતાં બાળકોમાંથી પછાત વર્ગોના ૧૭ ટકા બાળકો જ તેમનું શિક્ષણ પૂરું કરે છે. આ બગાડો અટકાવવા ઉપલા ધોરણમાં જતા દરેક બાળક દીઠ શિક્ષકને ઈનામ આપવું જોઈએ.

૧૯૨૭માં આખા રાજ્યમાંથી માત્ર ૫૪ આદિવાસી બાળકો જ માધ્યમિક શિક્ષણ લેતાં હતાં. અસ્પૃશ્ય બાળકોની આ સંખ્યા ૭૩૦ની હતી

આ શિક્ષણ લેતાં બાળકોમાંથી સરકારી નોકરીઓમાં ભરતી થતી હોઈ આ સખ્યા વધે તો જ સરકારી નોકરીઓમાનું તેમનું પ્રમાણ પણ વધી શકે, અને તેમની જાતિના પોતાના રાજકીય આગેવાનો પણ તો જ તૈયાર થાય. આજે તો રાજ્યના રાજકીય જીવનમાં તેમનો કંઈ જ હિસ્સો નથી, અને તેથી તેમની જરૂરિયાત તરફ પણ કોઈનું ધ્યાન ખેંચાતું નથી.

સરકારી માધ્યમિક શાળાઓમાં પછાત વર્ગના બાળકોની સંખ્યા વધારવા માટે તેમને માટે પ્રવેશના નિયમો હળવા બનાવવા જોઈએ. તેમ જ વર્ષમાં ગમે ત્યારે દાખલ થવાની છૂટ આપવી જોઈએ. આ શાળાઓ સાથે જોડાયેલ છાત્રાલયોમાં પણ તેમને વધુ સંખ્યામાં દાખલ કરવાં જોઈએ. પછાત વર્ગનાં બાળકો જ્યાં વધુ પ્રમાણમાં ભણતાં હોય કે રહેતાં હોય તેવી શાળાઓ કે છાત્રાલયોમાં ઉદ્યોગના શિક્ષણને સ્થાન

આપવું જોઈએ, જેથી ભણી રહ્યા પછી નોકરી ન મળે તો ગમે તે કોઈ ઉદ્યોગમાં પણ તે સ્થિર થઈ શકે, તેમ જ શરીરશ્રમ માટે તેમનામાં અરુચિ પેદા ન થાય.

પ્રાથમિક શાળાનું શિક્ષણ પૂરું કરી ઉપલા ધોરણમાં જતાં બધાં બાળકોને ફી માફી આપવી જોઈએ, તથા લાયક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવી જોઈએ. શિષ્યવૃત્તિ રોકડ રકમમાં ન આપતાં પુસ્તકના રૂપમાં કે કપડાના રૂપમાં આપી શકાય. બપોરનું ભોજન પણ તેમાથી આપી શકાય. શિષ્યવૃત્તિ આપવામાં પહેલી પસદગી છોકરીઓને આપવી. પછી ગરીબ બાળકો અને પછી બીજા લાયક વિદ્યાર્થીઓ એ ક્રમ રાખવો

મુકરર કરવામાં આવેલી બધી શિષ્યવૃત્તિઓ વપરાતી નથી, તેનું કારણ ઉપલા ધોરણમાંના પછાત વર્ગના બાળકોની ઓછી સંખ્યા છે. શિષ્યવૃત્તિઓની જાહેરાત પણ બરાબર થતી નથી. શિષ્યવૃત્તિઓના નિયમોમાં ઘણી છૂટછાટ મૂકવી જરૂરી છે ધોરણવાર કે જિલ્લાવાર તે ઠરાવવાને બદલે જ્યાથી માગણી આવે ત્યાં તે આપવી એવુ ઠરાવવામાં આવશે તો બધી શિષ્યવૃત્તિઓનો ઉપયોગ થઈ શકશે પછાત વર્ગનાં બાળકો માટે રાખેલી શિષ્યવૃત્તિઓ તેમને માટે જ વપરાય તે જોવું જોઈએ. માધ્યમિક શિક્ષણ કે કૉલેજ શિક્ષણ માટે રાખેલી શિષ્યવૃત્તિઓમાંથી જેટલી ન વપરાય તેટલી પ્રાથમિક શિક્ષણ માટે વાપરવી, પણ તે એ જ વિભાગના બિન પછાત વર્ગો માટે નહિ વાપરી નાખવી જોઈએ. પછાત વર્ગોમાં પણ કોઈ એક જ કોમ તેનો વધારે પડતો લાભ ન લઈ જાય તેની કાળજી રખાવી જોઈએ. પછાત વર્ગોમાં પણ આર્થિક સ્થિતિ તપાસી ગરીબને પહેલી પસંદગી મળે એ જોવું જોઈએ.

અસ્પૃશ્યો તથા આદિવાસીઓ બંને માટે ભેગી શિષ્યવૃત્તિઓ રાખવાને કારણે અત્યારે કંઈ મુશ્કેલી ઊભી નથી થતી. પણ ભવિષ્યમાં તે અલગ પાડવી જરૂરી બને ખરું.

પછાત વર્ગોને શિક્ષણ ઉત્તેજક ફંડો કાઢવા પ્રેરવા જોઈએ તેનાથી પણ શિક્ષણ વધારવામાં ઘણી મદદ મળશે.

કૉલેજ શિક્ષણ લેતા અસ્પૃશ્યોની સંખ્યા ૧૯૨૭માં નવની હતી, જ્યારે આદિવાસીઓમાંથી તો એક પણ વિદ્યાર્થી કૉલેજ શિક્ષણ નહોતો

લેનો. કૉલેજ શિક્ષણ માટે ઉત્તેજન આપવા શિષ્યવૃત્તિ ઉપરાંત સંપૂર્ણ ફી માફી કરવી જોઈએ

**શિક્ષકો**

૧૯૭૨માં કુલ ૨૪,૭૭૭ શિક્ષકોમાંથી ૬૦૪ શિક્ષકો પછાત વર્ગોના હતા ૧૯૭૭માં કુલ ૨૬,૦૧૬ શિક્ષકોમાંથી ૯૧૯ શિક્ષકો પછાત વર્ગોના હતા આદિવાસી શિક્ષકોની સંખ્યા જે ૧૯૭૨મા ૨૩૩ની હતી તે ૧૯૭૭માં વધીને ૨૮૮ની થઈ હતી અસ્પૃશ્ય જાતિના શિક્ષકોનો વધારો પાંચ વર્ષમાં ૭૭ ટકા જેટલો થયો, ત્યારે આદિવાસી શિક્ષકોનો વધારો માત્ર ૨૧ ટકા જેટલો જ થયો જંગલ વિસ્તારોમાં શિક્ષકો રહેવા તૈયાર નથી હોતા એ હકીકતનો ખ્યાલ કરીએ તોપણ આ વધારો ઘણો જ ઓછો ગણી શકાય

પછાત વર્ગના શિક્ષકોની ભરતી માટે ચોક્કસ પ્રમાણ નક્કી કરવું જરૂરી છે તેઓ વસ્તીના ૨૩ ટકા જેટલા હોવા છતાં આ વર્ગોના શિક્ષકો નું પ્રમાણ ૨.૭ ટકા જેટલું જ છે. વસ્તિના પ્રમાણમાં શિક્ષકોની ભરતીનું પ્રમાણ પણ મુકરર કર્યા સિવાય આ સ્થિતિમાં ફેર નહિ પડે આ પ્રમાણ મુકરર નહિ થયું હોવાને લીધે શાળાન્ત પસાર કરેલાં પછાત વર્ગોનાં બાળકોને પણ શિક્ષકની નોકરીમાં લેવામાં આવતા નથી.

આ વર્ગોના શિક્ષકોને ટ્રેઈનિંગ કોલેજોમાં પૂરતી સંખ્યામાં મોકલાતા નથી ટ્રેઈનિંગની ખરી જરૂર તો તેમને જ હોય છે ટ્રેઈનિંગ કોલેજો શહેરોમાં હોવાથી આદિવાસી શિક્ષકોને ગ્રામાભિમુખ કરે તેવું વાતાવરણ તેમાં હોતું નથી. તેથી નવી ટ્રેઈનિંગ કોલેજો ગ્રામવિસ્તારોમાં ખોલવી જોઈએ

**મદદનીશ શિક્ષણ સંચાલક**

પછાત વર્ગોનાં બાળકોના શિક્ષણ માટે ઘડેલી નીતિનું બરાબર પાલન થાય તે જોવા માટે શિક્ષણ સંચાલકને એક ખાસ મદદનીશ આપવો જોઈએ, જેમનું કામ આ નીતિનું બરાબર પાલન થાય છે કે કેમ તે જોતા રહેવાનું, તથા તે જ્યાં ન થતું હોય ત્યાં તે વિષે શિક્ષણ સંચાલકનું ધ્યાન ખેંચવાનું હોવું જોઈએ. આદિવાસી વિસ્તારોમાં જે

પ્રયોગકેન્દ્રો શરૂ કરવામા આવે તે પણ તેમની સીધી દેખરેખ નીચે રહે /પછાતવર્ગબોર્ડ માટે પછાત વર્ગોના શિક્ષણ અંગે જરૂરી અહેવાલ તૈયાર કરવાનું કામ પણ તેમને સોપાય આ જગા પર શિક્ષણખાતામાથી યોગ્ય માણસ મળે તો તેમને નીમવા, નહીં તો બહારથી લાવવા પણ પછાત વર્ગોના શિક્ષણની જરૂરિયાતો તે બરાબર સમજતા હોવા જોઈએ

સુપરવાઈઝરી સ્ટાફમા પછાત વર્ગોમાથી પણ લાયક શિક્ષકોને લેવા જોઈએ જૂના તથા નવા બને પ્રકારના ઉદ્યોગોની તાલીમના પછાત વર્ગોના ઉમેદવારોની વધુ ભરતી થાય તેવુ જોવુ જોઈએ, તથા તેમને આ તાલીમ માટે શિષ્યવૃત્તિ આપવી જોઈએ

(૩) આર્થિક વિકાસ

દેવામાથી તથા શાહુકારોના પજામાથી મુક્ત કરવા પછાત વર્ગોને સહકારી મડળીઓમા જોડાવાનું ઉત્તેજન આપવુ જોઈએ આ મડળીઓની વહીવટી કમિટીઓમા પછાત વર્ગોને યોગ્ય પ્રતિનિધિત્વ મળવુ જોઈએ

પંચમહાલની જેમ બધા આદિવાસી વિસ્તારોમા સહકારી મંડળીઓની દેખરેખ માટે ખાસ સગવડ કરવી જોઈએ

શાહુકારી વિરાણ પર યોગ્ય નિયંત્રણો મૂકતો કાયદો થવો જોઈએ

સહકારી ખાતાના અહેવાલમા પછાત વર્ગોમા સહકારી પ્રવૃત્તિના કેટલો વિકાસ થયો તેના આ ક આ ડા આપવામા આવતા નથી, તેથી તે અંગેની પરિસ્થિતિમા કેવા ફેરફારો થાય છે તે જાણી શકાતુ નથી આ માહિતી આપવી જોઈએ

પછાત વર્ગોને જમીન આપવાના વધુ પ્રયત્નો થવા જોઈએ ખેતી નીચે ન હોય તેવી પડતર જમીનો તેમને આપી શકાય આ રીતે અપાયેલી જમીનોની કિંમત એકસામટી ચૂકવવાને બદલે હપતાઓમા અને લાંબે ગાળે ચૂકવવાની છૂટ આપવી જોઈએ બાકી જમીન નવી શરત પ્રમાણે જ અપાવી જોઈએ, જેથી તે તેમની પાસેથી શાહુકારો પાસે જતી રહેતી અટકે જમીનોના બદલા કાયમ થતા જ હોય છે. આ જમીનો શાહુકારોના હાથમા મોટે ભાગે જતી હોય છે તેમ ન થતા તે પછાત વર્ગોના હાથમા જ રહે તેવા ઉપાયો લેવા જોઈએ જમીન

ખરીદવા માટે લૅન્ડ મોર્ગેજ બૅંકોએ પછાત વર્ગોને વધુ પ્રમાણમાં નાણાં ધીરવાં જોઈએ, અથવા તેમને માટે આવી અલગ બૅંકો કાઢવી જોઈએ.

દક્ષિણના ખેડૂતોને રાહત આપનારો ધારો (Deccan Agricultural Relief Act) પછાત વર્ગોને ઘણો ફાયદાકારક માલૂમ પડયો છે, તેથી તે ચાલુ રહેવો જોઈએ જરૂર જણાય ત્યાં થોડા સુધારા-વધારા એમાં જરૂર કરી શકાય.

સરકારી નોકરીઓમા પછાત વર્ગોના માણસોનું પ્રમાણ ઘણું ઓછું છે. આ પ્રમાણ ઓછું હોવાનું કારણ તેમની શૈક્ષણિક લાયકાત હોતી નથી, તેટલું જ નથી, કારણ કેટલીયે નોકરીઓમાં, દા. ત., હમાલની, કોઈ શૈક્ષણિક લાયકાત જોઈતી નથી, છતાં તેમને એ નોકરીઓમાં લેવામાં આવતા નથી. એટલે જ્યાં શૈક્ષણિક લાયકાતનું ધોરણ નડતું ન હોય ત્યાં એટલે કે દરેક સરકારી ખાતામાં પટાવાળાની નોકરીમાં તો તેમને તેમની વસ્તીના પ્રમાણમાં લેવા જોઈએ એવું ઠરાવવું જોઈએ. પોલીસ તરીકે પણ તેમની વધુ ભરતી કરવી જોઈએ.

લશ્કરમાં તેમની ભરતી પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે તે પણ ઉઠાવી લેવો જોઈએ.

પોલીસ ખાતામાં સબઈન્સ્પેકટર કે એનાથી ઉપલા ગ્રેડની નોકરીઓમાં પછાત વર્ગોનો કોઈ માણસ નથી. તેમના નીચા સામાજિક દરજ્જાને કારણે તેમને આ નોકરીઓમાં લેવામાં આવતા નથી એવું ખુદ પોલીસ કમિશને કબૂલ્યું છે. આ સ્થિતિ દૂર થવી જોઈએ.

ફૉરેસ્ટ ગાર્ડની જગાએ આદિવાસીઓની વધુ પ્રમાણમાં ભરતી કરવી જોઈએ. પોસ્ટ ખાતામાં પણ તેમને પોસ્ટમૅન તરીકે કે રનર તરીકે રોકી શકાય. પછાતવર્ગઅધિકારીએ પછાત વર્ગોના લાયક માણસોની યાદી બનાવી તેમની સરકારી નોકરીઓમાં ભરતી કરાવવા પ્રયત્નો કરવા જોઈએ. કેટલીક વંશપરંપરાગત સેવાઓ, દા. ત., વેદના ધોરણને નવેસરથી તપાસી જોવાની જરૂર છે. આવી તપાસને અંતે જ્યાં જરૂર લાગે ત્યાં તેમાં ફેરફારો કરવા જોઈએ. કશું જ વળતર આપ્યા વિના લેવાતી

વેઠને તો કાયદાથી જ રોકવી જોઈએ, અને આ અંગે થયેલા કાયદાની લોકોને પૂરી જાણ કરવી જોઈએ.

પછાતવર્ગોના માણસોને કામધંધા અર્થે શહેરોમાં કે પરદેશમાં જવા માટે ઉત્તેજન આપવું જોઈએ, તથા જ્યાં શક્ય હોય ત્યાં તેમને મદદ કરવી જોઈએ.

## (૪) સામાજિક વિકાસ

દારૂનો વધુ પડતો વપરાશ પછાત વર્ગોની સ્થિતિ વધુ નબળી બનાવે છે. ઘર આંગણે જ દારૂ મળતો હોવાથી દારૂનો વપરાશ ઘણો થાય છે જો દારૂની દુકાનો બંધ કરવામાં આવે તો એમાં ઘણો ફેર પડી જાય. દારૂની દુકાનો બંધ કરવાની માગણીઓ તેમના આગેવાનો તરફથી મોટા પ્રમાણમાં થાય છે. તેથી ક્રમશ: દારૂબંધી દાખલ કરવાની અમે ભલામણ કરીએ છીએ, અને આને લીધે રાજ્યની આવકમાં જે ઘટાડો થાય તે બીજા કરવેરા નાખી મેળવી લેવાનું સૂચન કરીએ છીએ.

## (૫) રાજકીય પ્રતિનિધિત્વ

પછાત વર્ગોના હક્કોનું સંરક્ષણ કરવા માટે જ નહિ, પણ તેમનામાં યોગ્ય નેતાગીરીનો વિકાસ થાય તેટલા માટે પણ આ વર્ગોના પ્રતિનિધિઓ પૂરતી સંખ્યામાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં તથા ધારાસભાઓમાં આવવા જોઈએ. આ બાબતમાં અસ્પૃશ્ય જાતિઓના યોગ્ય પ્રતિનિધિત્વ અંગે સમાજનું જેટલું ધ્યાન ખેંચાયું છે તેટલું આદિવાસીઓના પ્રતિનિધિત્વ અંગે નથી ખેંચાયું એ સ્થિતિ દુ:ખદ છે. આદિવાસીઓના પ્રતિનિધિઓ પણ પૂરતી સંખ્યામાં આ સંસ્થાઓમા આવવા જ જોઈએ. વળી પછાત વર્ગોમાંના જુદા જુદા વર્ગોના પ્રશ્નો અલગ અલગ હોઈ તેમનું સૌનું પ્રતિનિધિત્વ અલગ હોય .તે પણ જરૂરી છે એટલે કે અસ્પૃશ્યો અને આદિવાસીઓ બન્નેના અલગ પ્રતિનિધિઓ હોવા જોઈએ.

સામાન્ય ચૂંટણીઓમાં આ વર્ગોના પ્રતિનિધિઓ ચૂંટાઈ શકતા નથી, તેથી તેમને માટે અલગ બેઠકોની જોગવાઈ જરૂરી છે. ગ્રામપંચાયતોથી માંડીને ધારાસભા સુધી અલગ બેઠકોની જોગવાઈ કરવી જોઈએ.

(૬) પછાતવર્ગબોર્ડ અને પછાતવર્ગઅધિકારી

પછાત વર્ગોના અધિકારો અંગે વિચારનારી કોઈ કાયમી વ્યવસ્થા ઊભી કરવી જરૂરી છે. આવી વ્યવસ્થાના અભાવે પછાત વર્ગોના અને તેમાંયે આદિવાસીઓ, જેઓ વેરવિખેર અને અસંગઠિત છે, તેમના હક્કોનું બરાબર રક્ષણ નથી થતું તેથી પછાત વર્ગ બોર્ડ અને પછાત વર્ગ અધિકારીની નિમણુક થવી જરૂરી છે

પછાતવર્ગબોર્ડમા મુખ્યત્વે પછાત વર્ગોના ધારાસભામાં બેસતા પ્રતિનિધિઓને લેવા જોઈએ, જેથી તેઓ તેમની ભલામણો અંગે ધારાસભામા પણ યોગ્ય કાર્યવાહી કરી શકે બોર્ડની રચના માટે નીચેની ભલામણો કરવામાં આવી છે.

(૧) અસ્પૃશ્ય જાતિઓના ત્રણ પ્રતિનિધિઓ — બને ત્યાં સુધી તે ધારાસભ્ય હોય.

(૨) આદિવાસીઓના ત્રણ પ્રતિનિધિઓ — બને ત્યાં સુધી તે ધારાસભ્યો હોય. ધારાસભ્ય ન મળે તો આદિવાસીઓમાં જ કામ કરતા તેમના આગેવાનોમાથી પસંદગી કરવી. તે પણ ન મળે તો આદિવાસીઓમાં કામ કરનારા બિન-આદિવાસીઓમાંથી કોઈને પસદ કરવા.

(૩) સામાન્ય હિતોનું પ્રતિનિધિત્વ ધરાવના ત્રણ ધારાસભ્યો.

(૪) પછાત વર્ગ અધિકારી બોર્ડના મંત્રી તરીકે કામ કરે.

પછાત વર્ગ અધિકારીની નવી જગા ખોલવાને બદલે ગુનાહિત કોમોની વસાહત માટેના અધિકારી ( Criminal Tribes' Settlement Officer )નું નામ બદલી તેમને પછાત વર્ગ અધિકારી તરીકે ઓળખવા જોઈએ, અને તેમને બધા પછાત વર્ગોનાં હિતોના સંરક્ષણની જવાબદારી સોંપવી જોઈએ.

કમિટીના એક સભ્ય શ્રી દેશપાંડેએ અહેવાલમાં અલગ નોંધ મૂકી છે. તેમની નોંધમાં તેમણે પછાત વર્ગોનો અલગ વિચાર કરવા સામે પોતાનો વિરોધ નોંધાવ્યો છે, તથા પછાત વર્ગો માટે નોકરીઓમાં કે રાજકીય સંસ્થાઓમાં અલગ જોગવાઈ કરવા સામે પણ પોતાની અસંમતિ બતાવી છે. સેન્સસમાં પણ જ્ઞાતિવાર ગણતરી નહિ કરવાનું તેમણે સૂચવ્યું છે.

## જાતિઓનું વર્ગીકરણ

### પછાત જાતિઓ

### પરિશિષ્ટ-૧

### અસ્પૃશ્ય જાતિઓ

૧ અગર
૨ બાસોડી
૩ ભામ્બી
૪ ભંગી
૫ ચક્રવાડીઆ–દસાર
૬ ચમાર અથવા મોરીગર
૭ ચેલવાડી
૮ ચેના–દસારુ
૯ ચુહાર (ચુહરા)
૧૦ ડાક્લેરુ
૧૧ ઢેડ
૧૨ ઢેગુ–મેગુ
૧૩ ઢોર અથવા ચમાર
૧૪ ગરોડા
૧૫ હલમાર (હસલાર) અથવા હલમાવર
૧૬ હોલિયા
૧૭ ખાલપા
૧૮ કોલી ઢોર
૧૯ કોલઘા અથવા કોલચા
૨૦ કોટગાર (ઉત્તર કન્નડમા ફક્ત)
૨૧ કોટવાલોક, કોટવાલીઆ
૨૨ લિંગાહર
૨૩ માહર અથવા મહાર
૨૪ માન્ગા અથવા માગીગ
૨૫ માન્ગ ગારુડી
૨૬ મેઘવાલ અથવા મેંન્ગવાર
૨૭ મીની–માગીગ
૨૮ મુકરી
૨૯ નાડિયા
૩૦ સીન્દવા અથવા સેનવા
૩૧ સોચી અથવા મોચી (ફક્ત ગુજરાત સિવાય બધે તે અસ્પૃશ્ય છે)
૩૨ તિમાલી
૩૩ તુરી અથવા ઢોલી
૩૪ વિટોલીઆ
૩૫ વણકર
૩૬ વાસફોડા

## પરિશિષ્ટ-૨
## આદિવાસી જાતિઓ

૧. આદવીચીંચર પારધી
૨. બરડા
૩. બાવચા
૪. ભીલ
૫. ચોધરા
૬. ધાનકા
૭. ધોડીઆ
૮. દૂબળા
૯. ગામિત અથવા ગામતા
૧૦. ગોંડ
૧૧. કાટકારી અથવા કાથોડી
૧૨. કોકણા
૧૩. કોલી મહાદેવ
૧૪. માવચી
૧૫. નાયકા અથવા નાયકડા
૧૬. ફૂણસે પારધી
૧૭. પટેલીઆ
૧૮. પોમલા
૧૯. રાઠવા
૨૦. ઠાકુર
૨૧. તડવી-ભીલ
૨૨. વલવી
૨૩. વારલી
૨૪. વસાવા

## પરિશિષ્ટ-૩
## અન્ય પછાત જાતિઓ

૧. અલીકર
૨. બહુરૂપી
૩. બજાણીઆ
૪. બાત-સંતોષી
૫. બાન્ડી
૬. બજ્ઞાલ
૭. બાવા
૮. બાજીગર
૯. બેલદાર
૧૦. બેરાડ અથવા બેડાર અથવા તલવાર અથવા વાલ્મીકિ અથવા નાયક-મક્કાલુ.
૧૧. ભામ્પટા
૧૨. ભાંડ
૧૩. ભરાડી
૧૪. ભવાયા
૧૫. ભાવીન
૧૬. ભિસ્તી

૧૭ ભૂતે
૧૮. બુરુડ
૧૯. ચામઠા
૨૦. ચંદલાગર
૨૧. છપ્પર બંડ
૨૨. ચારણ
૨૩. ચિત્રકાઠી
૨૪. દાસ
૨૫. દેપલા
૨૬. ગંધર્વ
૨૭. ગારુડી
૨૮. ગીસાડી અથવા ટીન્કર
૨૯. ગોલા
૩૦. ગોંધાલી
૩૧. ગોપાલ
૩૨. હેલાવ
૩૩. જગ્યાસી (સિંધ)
૩૪. જાજક (સિંધ)
૩૫. જાતિયા
૩૬. જોગી
૩૭. જોગીન
૩૮. જોષી
૩૯. જોહારી અથવા જવેરી
૪૦. કહાર
૪૧ કૈકાડી
૪૨. કન્જરી
૪૩. કાપડી
૪૪. કટ્રાઈ
૪૫. ખવાસ
૪૬. ખાટી (સિંધ)
૪૭. કીલીકેટ અથવા કાટબુશ
૪૮. કોલહાટી અથવા ડોમ્બારી અથવા ખેલકારી
૪૯. કોલી મલ્હાર
૫૦. કોરવાર અથવા કોરચા
૫૧. કોરી (સિંધ)
૫૨. કુચ્ચરિયા (સિંધ)
૫૩. લામણી
૫૪. મૈરાલ
૫૫. મન્ભાવ
૫૬. મન્ગેલા
૫૭. મેં
૫૮. મીઆણા (મુસલમાન)
૫૯. મોચી (ફકત ગુજરાતમાં જ અસ્પૃશ્ય નથી)
૬૦. મોડીકર (ગારુડી જેવા)
૬૧. નટ
૬૨. ઓડ
૬૩. પઢારીઆ
૬૪. પઢિયાર
૬૫. પાડતી
૬૬. પાન્ગુલ
૬૭. પાટરદાવરુ
૬૮. પઢારવાટ

૬૯ ફુ. ી
૭૦ રેગારી
૭૧ રાઈગારી
૭૨ રામોશી
૭૩ રાવલીઆ
૭૪ મહદેવ જોષી
૭૫ નવાટ
૭૬ નન્ગાર
૭૭ સન્જોગી
૭૮ સપાલીગ
૭૯ સારણીઆ
૮૦ મારો ી
૮૧ સર્વદિશ
૮૨ શિકારી
૮૩ શિકલીગર
૮૪ સુથેર
૮૫ સુથરીઆ (બિધ)
૮૬ ટકારી
૮૭ ઠાકર
૮૮ તિરગર
૮૯ તિરમાલી
૯૦ વઘર
૯૧ વા.ી
૯૨ વાઈડુ
૯૩ વાઘરી
૯૪ વઈતી
૯૫ વલ્હાર
૯૬ વણઝારી
૯૭ વાસુદેવ
૯૮ વીર

## ૨

# સીમિંગ્ટન તપાસ સમિતિનો અહેવાલ

### મિ. સીમિંગ્ટનની તપાસ અધિકારી તરીકે નિમણૂક

સને ૧૯૩૫ના ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની ૯૨મી કલમ મુજબ આદિવાસી વિસ્તારોની કાળજી રાખવાની વિશેષ જવાબદારી પ્રાંતોના ગવર્નરોને માથે નાખવામાં આવી હતી. તે મુજબ મુંબઈ રાજ્યમાં આવેલા આદિવાસી વિસ્તારો અંગે મુંબઈના ગવર્નરે ધ્યાન રાખવાનું હતું. બંધારણ દ્વારા તેમને માથે નાખવામાં આવેલી આ જવાબદારીના યોગ્ય પાલન અર્થે અને આદિવાસી વિસ્તારોની સ્થિતિથી માહિતગાર થવા માટે મુંબઈ સરકારે ૧૩ માર્ચ, ૧૯૩૭ અને ૨૫ મે, ૧૯૩૭ના રોજ બે હુકમો બહાર પાડી મિ. સીમિંગટન નામના એક સનંદી અધિકારીની ચાર મહિનાની મુદત માટે તપાસ અધિકારી તરીકે નિમણૂક કરી હતી, અને તેમને રાજ્યના આદિવાસી વિસ્તારોની સ્થિતિ અંગે વિગતવાર અહેવાલ આપવા તથા તે વિસ્તારોના આદિવાસીઓની સ્થિતિ સુધારવા માટે શાં પગલાં ભરવાં જોઈએ તેની ભલામણો સૂચવવા જણાવ્યું હતું. મિ. સીમિંગટને તપાસ અધિકારી તરીકેની પોતાની કામગીરી ૧૧મી નવેંબર ૧૯૩૭ના રોજ શરૂ કરી, અને તા. ૩૧ માર્ચ, ૧૯૩૭ના રોજ પોતાનો અહેવાલ મુંબઈ સરકારને આપી દીધો.

### મુંબઈ રાજ્યના આદિવાસી વિસ્તારો તથા આદિવાસી જાતિઓ

મુંબઈ રાજ્યમાં નીચેના વિસ્તારો કે જેમના વહીવટની ખાસ જવાબદારી ગવર્નરને સુપરત કરવામાં આવી હતી અને જે અંશત: અલગ વહીવટ હેઠળના વિસ્તારો (Partially Excluded Areas) તરીકે ઓળખાતા હતા, તેમને આદિવાસી વિસ્તારો તરીકે જાહેર કરવામાં આવ્યા હતા:

૧. પશ્ચિમ ખાનદેશ જિલ્લાના શહાદા, નંદરબાર તથા તલોદા તાલુકાઓ, નવાપુર પેટામહાલ, અક્રાણી મહાલ, તથા અગાઉની મેવાસી જાગીરનાં ગામો,

૨. પૂર્વ ખાનદેશ જિલ્લાના સાતપૂડાના ડુંગરોમાં આવેલ અનામત જંગલો,

૩. નાશિક જિલ્લાનો કાલવણ તાલુકો અને પેંઠ પેટા મહાલ,

૪. થાણા જિલ્લાના દહાણુ અને શહાપુર તાલુકાઓ તથા મોખડ અને ઉંબરગાંવ પેટા મહાલો, અને

૫. પંચમહાલ જિલ્લાનો દાહોદ તાલુકો તથા ઝાલોદ મહાલ.

મિ. સીમિંગ્ટને આ વિસ્તારોમાં વસતા બધા જ આદિવાસીઓની સ્થિતિ વિષે પોતાનો અહેવાલ આપવાનો હતો. આ વિસ્તારોમાં નીચેની આદિવાસી જાતિઓ રહેતી હતી:

૧. અડવીચીન્ચર
૨. બરડા
૩. બાવચા
૪. ભીલ
૫. ચોધરા
૬. ધાનકા
૭. ધોડીઆ
૮. દુબળા
૯. ગામિત
૧૦. ગાવિત
૧૧. ગોંડ
૧૨. કાથોડી
૧૩. કાતકરી
૧૪. કોકણા
૧૫. કોલી મહાદેવ
૧૬. માવચી
૧૭. નાયકડા
૧૮. નાયક
૧૯. પારધી
૨૦. ફુણસે પારધી
૨૧. પટેલીઆ
૨૨. પોમલા
૨૩. પોવારા
૨૪. રાઠવા
૨૫. તડવી ભીલ
૨૬. ઠાકુર
૨૭. વલવી
૨૮. વાર્લી
૨૯. વસાવા

## આદિવાસી વિસ્તારોમાંની આદિવાસી વસતિ

ઉપર જણાવેલા વિસ્તારોમાં આદિવાસી વસતિ નીચે મુજબ હતી :

| જિલ્લો | કુલ વસતિ | આદિવાસી વસતિ | કુલ વસતિના ટકા |
|---|---|---|---|
| (૧) પશ્ચિમ ખાનદેશ | | | |
| ૧ નવાપુર | ૫૩,૮૪૨ | ૪૯,૧૧૪ | ૯૧.૨ |
| ૨. નંદરબાર | ૯૮,૪૨૨ | ૨૯,૭૪૭ | ૩૦.૨ |
| ૩. શહાદા | ૮૬,૯૮૬ | ૨૭,૬૧૧ | ૩૧.૭ |
| ૪. તલોદા | ૮૬,૪૦૪ | ૬૫,૪૩૪ | ૭૫.૭ |
| ૫. અકાણી | ૧૫,૮૫૮ | ૧૫,૭૫૮ | ૯૯.૪ |
| કુલ | ૩,૪૧,૫૧૨ | ૧,૮૭,૬૬૪ | ૫૪.૯ |
| (૨) થાણા જિલ્લો | | | |
| ૧. દહાણુ | ૯૨,૧૬૩ | ૪૪,૨૨૭ | ૪૭.૯ |
| ૨. ઉંબરગાંવ | ૮૬,૩૨૮ | ૫૪,૯૭૫ | ૬૩.૭ |
| ૩. શહાપુર | ૭૯,૪૮૫ | ૨૨,૧૪૫ | ૨૭.૯ |
| ૪. મોખડા | ૩૨,૬૧૩ | ૨૭,૨૭૩ | ૮૩.૬ |
| કુલ | ૨,૯૦,૫૮૯ | ૧,૪૮,૬૨૧ | ૫૧.૧ |
| (૩) નાશિક જિલ્લો | | | |
| ૧. કાલવણ | ૬૮,૯૩૨ | ૩૩,૬૧૯ | ૪૮.૮ |
| ૨. પેંઠ | ૫૮,૧૯૭ | ૫૭,૨૮૯ | ૯૮.૬ |
| કુલ | ૧,૨૭,૧૨૯ | ૯૦,૯૦૮ | ૭૧.૫ |
| (૪) પંચમહાલ જિલ્લો | | | |
| ૧. દાહોદ | ૯૮,૮૧૫ | ૫૫,૯૧૮ | ૫૬.૬ |
| ૨. ઝાલોદ | ૫૮,૪૧૪ | ૪૭,૫૯૬ | ૮૧.૫ |
| કુલ | ૧,૫૭,૨૨૯ | ૧,૦૩,૫૧૪ | ૬૫.૮ |
| (૫) બધા જિલ્લાઓની | | | |
| કુલ | ૯,૧૬,૪૫૯ | ૫,૩૦,૭૦૭ | ૫૭.૮ |

રાજ્યની કુલ આદિવાસી વસતિ તે વખતે ૧૩,૯૮,૦૬૪ની હતી. એટલે કે ઉપર જણાવેલા આદિવાસી વિસ્તારોમાં કુલ આદિવાસી વસતિના ૩૯ ટકા જેટલી વસતિ જ આવતી હતી. બાકીના લગભગ ૬૧ ટકા જેટલા આદિવાસીઓ આદિવાસી વિસ્તારોના બહારના ભાગોમાં રહેતા હતા. આમ ગવર્નરના સીધા વહીવટ નીચે કુલ આદિવાસી વસતિના માત્ર ૩૯ ટકા જેટલી વસતિ જ આવતી હતી.

**અલગ વહીવટ ચાલુ રાખવો જોઈએ**

મિ. સીમિંગ્ટન તેમનો અહેવાલ આપતાં સ્પષ્ટપણે પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, આદિવાસીઓની સ્થિતિ બગડવાનું કારણ તેઓ બાકીના સમાજથી અલગ રહ્યા છે તે નથી, પણ ઊલટું બાકીના સમાજના સંપર્કમાં આવતા તેના શોષણના તેઓ ભોગ બન્યા છે તે છે. જ્યાં તેઓ વાહનવ્યવહારની અગવડને કારણે અલગ રહી શક્યા છે ત્યાં તેઓ હજુ બીજા આદિવાસીઓના પ્રમાણમાં વધારે સુખી છે દા.ત. અંકાણી મહાલ.

આદિવાસીઓ હજુ એવી દશામાં છે કે બાકીના સમાજને લાગુ પડતા કાયદાઓ જો આપોઆપ તેમને લાગુ પાડવામાં આવશે તો તેનાથી તેમનું હિત થવાને બદલે અહિત થવાનો સંભવ વધુ છે. તેથી મોટા ભાગની આદિવાસી વસતિ ધરાવતા વિસ્તારો માટે અલગ કાયદાઓ અને અલગ વહીવટ વિચારવાનું ચાલુ રાખવું જોઈએ, અને એ જાતની અલગ વ્યવસ્થાનો આદિવાસીઓની સ્થિતિ સુધારવા માટે વિશેષ ઉપયોગ કરવો જોઈએ.

ઉપર જોયું તે પ્રમાણે આદિવાસી વિસ્તારો તરીકે જાહેર થયેલા વિસ્તારોમાં કુલ આદિવાસી વસતિના ૩૯ ટકા જેટલા આદિવાસીઓ જ આવે છે. મિ. સીમિંગ્ટન જણાવે છે કે, એમ હોવા છતાં સરકારે હાલ તુરત માટે પોતાનું ધ્યાન આદિવાસી વિસ્તારો તરીકે જાહેર થયેલા વિસ્તારો પૂરતું જ સીમિત રાખવું જોઈએ. અને એ વિસ્તારોમાંના આદિવાસીઓની સ્થિતિ સુધારવાના પ્રયાસો કેન્દ્રિત કરવા જોઈએ. પાંચ વર્ષ પછી એ વિસ્તારોમાં વધારો કરવો કે કેમ તેની પુનર્વિચારણા કરવી.

આદિવાસીઓની સ્થિતિ સુધારવા માટે પોતે કરેલી ભલામણો વિષે મિ. સીમિંગ્ટન જણાવે છે કે, તે સઘળી એકબીજા પર આધારિત હોઈ

તેમનો એકી સાથે અમલ કરવામાં આવે તો જ એ અસરકારક બની શકે, અને ધાર્યાં પરિણામો લાવી શકે. આર્થિક અને સામાજિક સુધારાઓ એકીસાથે અમલમાં મુકાય તો જ એની ધારી અસર થાય. એ સુધારા કકડે કકડે કે વારાફરતી અમલમાં મૂકવાથી તેની ધારી અસર નિપજાવી શકાતી નથી. દા.ત. એમણે શાહુકારી ધિરાણ પર ખૂબ કડક નિયંત્રણો મૂકવાની ભલામણ કરી છે તે વખતે એમને ખબર છે કે તેનાથી આદિવાસી ખેડૂતોને મળતા ધિરાણ પર ઊંડી અસર થશે. એટલે તેઓ સૂચવે છે કે શાહુકારી ધિરાણ પરના કડક નિયંત્રણની સાથે સાથે જ ધિરાણની બીજી સગવડ કરી દેવી જોઈએ, કે જેથી આદિવાસી ખેડૂતને ધિરાણ મેળવવાની તકલીફ ઊભી ન થાય. સાથે સાથે જ અમલમાં મૂકવા યોગ્ય આ બે પગલાંઓ વચ્ચે જો મોટો ગાળો પડી જાય તો તેનાથી જે પરિણામો લાવવાની ઇચ્છા રાખી હોય તે પરિણામો તો ન જ આવે, પણ ઊલટું આદિવાસી ખેડૂતો વધુ મુશ્કેલીમાં મુકાય.

જમીન

આદિવાસીઓ પાસેની જમીન અંગેની સ્થિતિ વિષે મિ. સીમિંગ્ટન જણાવે છે કે, જમીનના મૂળ માલિકો તેઓ હોવા છતાં 'શાહુકારી ધિરાણપ્રથાને પરિણામે છેલ્લાં પચીસ પચાસ વર્ષોમાં આદિવાસીઓ પાસેથી મોટા ભાગની જમીનો શાહુકારો પાસે ચાલી ગઈ છે; અને આદિવાસીઓ શાહુકારોના ગણોતીઆ તરીકે એ જમીનો આજે ખેડી રહ્યા છે. ગણોતીઆ તરીકેની તેમની સ્થિતિ પણ ઘણી અનિશ્ચિત હોય છે. શાહુકાર ધારે ત્યારે તેમને જમીન પરથી હાંકી કાઢી શકે છે, તેથી શાહુકારની બધી જ માગણીઓ તેમને પૂરી કરવી પડે છે. પાકનો ત્રીજાથી માંડી અર્ધો ભાગ તેમને ગણોત તરીકે ચૂકવવો પડે છે. એટલુ જ નહિ પણ જમીનમાલિક જ્યારે બોલાવે ત્યારે એમને પોતાનું કામ છોડી જવું પડે છે. એટલે કે જમીનમાલિકોના ગુલામ તરીકેની સ્થિતિમાં જ તેમને, વાસ્તવમાં, રહેવુ પડે છે. જો કોઈ ગણોતીઓ જમીન માલિકની ઇચ્છા મુજબ વર્તતો નથી તો તેને ઝાડે બાંધી માર મારવાના કે તેને જાનથી મારી નાખવાના પ્રસંગો પણ બને છે. આ બધાને પરિણામે ત્રાસનું એવું વાતાવરણ પ્રવર્તતું હોય છે કે કોઈ ગણોતીઓ જમીન

માલિકની વિરુદ્ધ એક શબ્દ પણ કાઢવાની હિંમત ધરાવતો નથી. જમીન માલિક થયેલા આ શાહુકારો જંગલના કોન્ટ્રેક્ટ પણ રાખતા હોય છે. ત્યારે ગણોતીઆઓને જંગલમાં મજૂરી માટે પણ રોજની એક આના જેટલી મજૂરી મળવા છતાં ફરજિયાત જવું પડતું હોય છે.

પશ્ચિમ ખાનદેશ જિલ્લામાં આદિવાસીઓને જમીન આપી તેને ખેડૂત તરીકે વસાવવાના રાજ્યના પ્રયત્નોને પરિણામે તથા આ જમીન તેમની પાસેથી શાહુકારો પાસે ચાલી ન જાય એટલા માટે તે નવી શરત પ્રમાણે આપવાને પરિણામે સરકારી ચોપડે આ જિલ્લાના આદિવાસીઓ જમીનના માલિકો રહ્યા છે, પણ હકીકતમાં તો તેઓ પણ શાહુકારોના ગુલામ બની ગયા છે. કારણ ખેતી માટે જોઈતું ધિરાણ કે જીવન જરૂરિયાત માટે જોઈતું ધિરાણ કે સામાજિક વહેવાર ઉકેલવા માટે જોઈતું ધિરાણ લેવા તેમને શાહુકારનો જ આશરો લેવો પડે છે, અને જે આદિવાસી એક વખત શાહુકારનો દેવાદાર બન્યો તે તેની પોતાની જિંદગી દરમ્યાન તો તેનો દેવાદાર રહે છે જ, પરંતુ પોતાના વારસોને પણ દેવાદાર બનાવતો જાય છે. દેવાદાર આદિવાસી ખેડૂત જે જમીન ખેડે છે તેનો પોતે માલિક હોવા છતાં તેના પાક પર કશો અધિકાર ધરાવતો હોતો નથી, અને બધો પાક તેને શાહુકારને આપી દેવો પડતો હોય છે. કપાસ જેવા રોકડ પાક તો શાહુકારોને ઘેર સીધા ખેતરમાંથી જ પહોંચી જાય છે, પણ પોતાને ખાવા માટે ઉગાડેલું અનાજ પણ ઘણી વખત શાહુકારને આપી દેવું પડે છે. તેને પોતાને ખાવા માટેનું અનાજ તો ચાર છ મહિના જેટલું જ તેની પાસે રહે છે, અને એ પૂરું થયે ફરી પાછું તેને શાહુકારના ઘરનો ઓટલો ચઢવો પડે છે. આ રીતના વ્યવહારમાં આદિવાસી પોતાનું દેવું કયારેયે ઘટાડી શકતો નથી. હંમેશાં તે વધતું જ જતું હોય છે. આ સંજોગોમાં તેને તેની ખેતી સુધારવાની પણ કોઈ ઇચ્છા થતી નથી, કારણ એની વધારાની મહેનતનો કશો બદલો તેને મળવાનો નથી એની એને ખાતરી હોય છે. બધો ફાયદો શાહુકાર જ ઉડાવી જશે એવી ખાતરી હોવાથી તે પોતાની ખેતી સુધારવા કંઈ મહેનત કરતો નથી, પરિણામે તેની જમીન પણ ઉત્તરોત્તર નબળી પડતી જાય છે. આથી તેની નવી જમીનોની માગણી પણ ચાલુ રહ્યા જ કરે

છે આ જિલ્લાની જમીન કપાસની ખેતી માટે ઉત્તમ હોવા છતા ભીલો તેમાંથી સારો પાક લેતા નથી તેનું કારણ આ જ છે.

આદિવાસીઓને જમીનના માલિક બનાવવાની રાજ્યની સ્પષ્ટ નીતિ હોવા છતા ધિરાણ અંગેની સારી સગવડના અભાવે તેઓ શાહુકારી ધિરાણ પર આધાર રાખે છે, અને પરિણામે તેઓ કાયદેસર જમીનની માલિકી ધરાવતા છતા પોતાના શાહુકારો માટે જ ખેતી કરતા હોય છે શાહુકારોને તો જમીન ખરીદવા કરતા આ પદ્ધતિ વધારે ફાવી ગઈ છે ખરીદેલી જમીનની ખેતી માટે તેમને ચાકર રાખવા પડતા હોય છે જેને ખવરાવવાની જવાબદારી તેમને ઉઠાવવી પડે છે, જ્યારે આ પદ્ધતિમાં તેમને એવી કોઈ સીધી જવાબદારી ઉઠાવવાની હોતી નથી, છતાં આદિ વાની જમીનમાલિકો તેમને માટે જ ખેતીની બધી મહેનત કરતા રહે છે આમ છતા જમીનો નવી શરત મુજબ અપાયેલી હોવાથી જ તેની માલિકી આદિવાસીઓની રહે છે, નહિ તો ક્યારની તે બધી શાહુકારોના હાથમાં ચાલી ગઈ હોત

શાહુકારી ધિરાણમાં આદિવાસી ખેડૂતોને મુખ્યત્વે નીચે મુજબનો ત્રાસ સહન કરવો પડે છે:

૧. ગમે તેટલી મુદત માટે લીધેલા ધિરાણનો દર ઓછામાં ઓછો ૨૫ ટકા હોય છે એટલે કે બે ચાર મહિના માટે લીધેલા ધિરાણનો દર પણ તેમને ૨૫ ટકા લેખે ચૂકવવો પડે છે એટલે હકીકતમા તો ધિરાણનો દર પોણોસો ટકા જેટલો થાય છે.

૨ દેવાની વસૂલાત રોકડ રકમમા નહિ પણ પાક લઈને કરવામાં આવે છે તેથી પાકના વજન અને ભાવ બનેમાં ખેડૂતોને સારી રીતે છેતરી શકાય છે

૩ ખરેખર આપેલી રકમ કરતા ચોપડામા બમણી રકમ લખવામા આવે છે, અને તે પર અભણ આદિવાસીઓના અંગૂઠા લેવામા આવે છે

૪ ખેડૂત માલ ન આપે તો તે બળજબરીથી લઈ લેવામાં આવે છે સહકારી મડળી દ્વારા થયેલા ધિરાણ પર મડળીનો કાયદેસર પહેલો હક્ક હોય છે છતા હકીકતમા શાહુકાર જ તેનો બધો પાક લઈ જતો હોય છે

૫. ખેડૂતો પર પોતાનો કાબૂ અસરકારક બનાવવા શાહુકારો પઠાણો કે ભૈયાઓને રાખતા હોય છે. આ લોકો ખેડૂતોને જરૂર પડયે મારપીટ કરતા હોય છે. આથી કોઈ પણ આદિવાસી ખેડૂત શાહુકાર સામે થવાની હિંમત કરતો નથી.

૬. પોતાનાં સગાંવહાલાંના દેવાનો બોજ પણ તેમણે ઉઠાવવો પડે છે.

૭. કોર્ટકચેરીમાં આદિવાસી ખેડૂતો ફાવે નહિ તેટલા માટે આખું તંત્ર શાહુકારો પોતાના કબજામાં રાખે છે અને બને એટલા કેસો આદિવાસી ખેડૂતોની ગેરહાજરીમાં જ ચલાવી લેવામાં આવે છે.

૮. આદિવાસી ખેડૂતોની સહકારી મંડળીઓ ફાવે નહિ એટલા માટે તેમને તોડી નાખવાના બધા જ પ્રયત્નો શાહુકારો તરફથી થતા હોય છે.

આ સંજોગોમાં આદિવાસી ખેડૂતોને જમીનના માલિક બનાવી તેમને સારી રીતે વસાવવાની નીતિ નિષ્ફળ નીવડી છે. એ નીતિને સફળ બનાવવી હોય તો નીચેનાં પગલાં લેવાં જોઈએ:

૧. આદિવાસીઓને અપાતી બધી જમીન નવી શરત મુજબ જ આપવી જોઈએ. જૂની શરત મુજબ અપાયેલી બધી જમીનોને પણ નવી શરત લાગુ પાડવી જોઈએ.

૨. આદિવાસી વિસ્તારોમાં આવેલી બધી ખેડવા યોગ્ય જમીન આદિવાસીઓ માટે જ અનામત રાખવી જોઈએ. કોઈ પણ સંજોગોમાં એ બિનઆદિવાસીઓના હાથમાં ન જતી રહે તે માટેના પૂરતા ઉપાયો લેવા જોઈએ. આ વિસ્તારોમાં ઢેડ, ચમાર જેવી પછાત કોમોના વસતા લોકોને, જમીન આપવાની બાબતમાં, આદિવાસીઓના જેવા જ ગણવા જોઈએ. આદિવાસીઓમાં પણ ધર્મપલટો કરેલા આદિવાસીઓને જેવા કે ખ્રિસ્તી આદિવાસીઓ કે મુસલમાન આદિવાસીઓને પણ બાકીના આદિવાસીઓની જેમ જ ગણવા જોઈએ, કારણ કે ધર્મપલટો કરવાને લીધે તેમની આર્થિક સ્થિતિમાં કંઈ ફેર પડી જતો નથી.

૩. એકસાલી જમીન ખેડતા આદિવાસીઓને કાયમી ધોરણે તે જમીનો આપવી જોઈએ.

૪. નવી જે જમીનો આદિવાસીઓને આપવામા આવે તે તદ્દન મફત નહિ આપવી જોઈએ, કારણ મફત મળેલી વસ્તુની કિંમત નથી રહેતી પણ સાથે સાથે જે દરે આ જમીનો આપવામા આવે તે એટલો ઊંચો ન હોવો જોઈએ કે જેથી તેઓ તે ભરી ન શકે એટલે જમીનની કિંમત જમીન મહેસૂલના ત્રણ પટથી વધુ નહિ ઠરાવવી જોઈએ, અને આ કિંમત પણ ત્રણ હપતામા ભરવાની છૂટ આપવી જોઈએ તથા તેનો પહેલો હપતો ચોથે વર્ષે શરૂ થાય એમ ઠરાવવુ જોઈએ આ દરમ્યાન જો જમીનમાલિક જમીનની બરાબર કાળજી ન લેતો જણાય તો જમીન તેની પાસેથી પાછી લઈ તે બીજાને આપવાની જોગવાઈ રાખવી જોઈએ

૫ ખેડવા યોગ્ય આપી શકાય તેવી જમીનોની વિગતવાર તપાસ કરાવી એ જમીનો યોજનાબદ્ધ રીતે આદિવાસીઓને આપવી જોઈએ આ જમીનો આપવામા ભૂમિહીન આદિવાસીઓને પહેલી પસંદગી આપવી જોઈએ

૬, જગલ વિસ્તારોમા પણ જ્યા જ્યા ખેડવા યોગ્ય જમીનો હોય ત્યા ત્યા તે આપવી જોઈએ એ જ રીતે ખેડવા યોગ્ય ન હોય એવી બધી જમીનોમા જગલો ઉછેરવા જોઈએ

૭ ગણોતે ખેડાતી જમીનોના ગણોતીઆઓને તે જમીનો કાયમી ધોરણે ખેડવા મળવી જોઈએ

૮ જમીનનું ગણોત કાયદાથી નક્કી થવું જોઈએ, ગણોત મુકરર કરતી વખતે ખેડૂત પાસે ખાવા જોગુ પૂરતુ અનાજ રહે તેવી પૂરપૂરી કાળજી લેવાવી જોઈએ, ગણોત રોકડ રકમમાં જ ચૂકવાવુ જોઈએ, માલના રૂપમા નહિ, આમ થશે તો જ ગણોતિયો નિશ્ચિતતાની લાગણી અનુભવી શકશે અને ભાવમાં અને તોલમા થતુ ગણોતિયાનુ શોષણ અટકાવી શકાશે

**ધિરાણ**

શાહુકારી ધિરાણપ્રથાને લીધે આદિવાસી ખેડૂતોનું ભયકર શોષણ થયુ છે અને તેને પરિણામે તેઓ કા તો પોતાની જમીનો ગુમાવી બેઠા છે અથવા જમીનની માલિકી પોતાની રાખવા છતાં શાહુકારો માટે

જ ખેતી કરતા હોય છે, અને ખેતીનો બધો ફાયદો શાહુકારોને મળતો હોય છે આ શોષણમાંથી તેમને બચાવવા હોય તો શાહુકારી ધિરાણ પર ઘણાં કડક નિયંત્રણો મૂકવાની જરૂર છે શાહુકારી ધિરાણ પ્રથાને લીધે આદિવાસી ખેડૂતો પાસે બહુ રોકડ રકમ રહેતી નથી, અને તેથી તેમના ખર્ચાળપણા પર આડકતરો અંકુશ રહે છે એવી બૉમ્બે પ્રાવિન્શિયલ બૅંકિંગ ઇન્કવાયરી કમિટીની ટીકાની કડક આલોચના કરતાં મિ. સીમિંગ્ટન કહે છે કે, આ તો એના જેવી દલીલ થઈ કહેવાય કે શાહુકારોને લૂંટી જનારા ધાડપાડુઓ એ રીતે ઉપયોગી છે કે તેથી અમલદારોને લાંચરુશવત આપી બગાડનારા શાહુકારો પર આથી આડકતરું નિયંત્રણ આવે છે! શાહુકારી ધિરાણને નિયંત્રિત કરવા માટે તેમણે નીચેની ભલામણો કરી છે

૧ જૂનાં દેવા યોગ્ય તપાસ પછી ઘટાડવાની ચોક્કસ વ્યવસ્થા ઊભી કરવી જોઈએ દેવાદારને બી જોગું તથા સાલભર ખાવા માટે પૂરતું અનાજ રહે એ રીતે ઘટાડેલાં દેવા માટેના લાંબી મુદતના હપતા નક્કી કરવા જોઈએ, તથા દેવાદાર મરી જાય એટલે આપોઆપ હપતા બંધ થાય એવી જોગવાઈ રાખવી જોઈએ હપતાની વસૂલાત શાહુકારને સીધેસીધી ન કરવા દેતાં સરકારી તંત્ર મારફતે તે થવી જોઈએ, જેથી શાહુકાર ને દેવાદાર વચ્ચેનો સીધો સંબંધ કપાઈ જાય

૨ લાઈસન્સ વિના બિનઆદિવાસી કે આદિવાસી કોઈ પણ વ્યક્તિને આદિવાસી વિસ્તારોમાં ધિરાણ કરવાની મનાઈ ફરમાવવી જોઈએ

૩ આવાં લાઈસન્સો પૂરી તપાસ કરીને લાયક માણસોને જ આપવાં જોઈએ, અને કાયદાનો જરા સરખો ભંગ કરનારાઓ પાસેથી તે તરત જ પાછાં લઈ લેવાં જોઈએ

૪ ધિરાણ માટેના પત્રકો, પહોંચો, પાસબુકો વગેરે ફરજિયાત રખાવવાં જોઈએ

૫ ધિરાણ લેનારાઓને તેમનાં બાકી દેવા અંગેની અવારનવાર લેખિત ખબર આપવાનું ફરજિયાત બનાવવું જોઈએ

૬ કાયદેસરના ધિરાણ સિવાયની બધી લેવડદેવડને ગેરકાયદેસર ધિરાણ ગણવું જોઈએ

૭. ધિરાણની વસૂલાત રોકડેથી જ કરવી જોઈએ. ધિરાણ પેટે પાક કબજે લેવાની મનાઈ ફરમાવવી જોઈએ

૮. ધિરાણ પેટે અમુક વર્ષ સુધી નોકરી કરવાના કરારનામાં ગેરકાયદેસર ગણવાં જોઈએ

૯. ધિરાણનું કામકાજ કરનારાઓને ખેતીના માલની લેવેચ કરતા કે કોન્ટ્રેકટનું કામ કરતા અટકાવવા જોઈએ.

૧૦ ધિરાણ પેટે વસૂલાત માટે થતી જપ્તીમાંથી ખેડૂતને ખાવા જેટલું અનાજ અને બી માટે જરૂરી અનાજ બાકાત રાખવા જોઈએ.

ભલામણો ઘણી જલદ છે, અને તે જો અમલમા મૂકવામાં આવે તો મોટા ભાગના શાહુકારો ધિરાણ બંધ કરી દેશે આમ થતા ખેડૂતોને જરૂરી ધિરાણ મેળવવાની મુશ્કેલી ન પડે તે માટે બીજી વ્યવસ્થા તાત્કાલિક ઊભી કરવી જ જોઈએ. આ વિસ્તારોમાં સહકારી મંડળીઓ સફળ નીવડી નથી આદિવાસીઓ તેની કાર્યપદ્ધતિથી ટેવાયા નથી. બિનઆદિવાસી વિસ્તારોમાં જે રીતે સહકારી મંડળીઓ કામ કરે છે તે રીતે આ વિસ્તારોમાં કામ કરતાં હજુ તેમને કેટલોક સમય લાગશે. દરમ્યાન તાલુકા ખરીદવેચાણ યુનિયન મારફત ખેડૂતોને ધિરાણ આપવાની સગવડ કરવી જોઈએ આ યુનિયન તાલુકામાં યોગ્ય સ્થળોએ પોતાની શાખાઓ ખોલે, અને એ શાખાઓ જેમને ધિરાણ જોઈતું હોય તેમને જ્યારે જોઈએ ત્યારે પાક ઉપર ધિરાણ કરે. મોટા ભાગનું ધિરાણ જરૂરી માલના રૂપમાં કરવામાં આવે અને બાકીનું ધિરાણ રોકડમાં કરવામાં આવે. ધિરાણ લેનારે તેનો ખેતીનો માલ ખરીદવેચાણ યુનિયન દ્વારા જ વેચવો જોઈએ. બીજા કોઈને એ માલ લેવાની છૂટ ન હોય તેથી આ શરતનું પાલન કરાવવામાં મુશ્કેલી ન પડે ધીરેલી રકમની વસૂલાત પાકના વેચાણમાંથી મળતી રકમમાંથી વસૂલ લેવામાં આવે, અને તે પછી બચતી રકમ ધિરાણ લેનારના નામે જમા રાખવામાં આવે. આ યુનિયનમાથી ધિરાણ લેનારે તેના શરૂઆતથી સભ્ય બનવું આવશ્યક ન ગણાવું જોઈએ. યુનિયન નો વહીવટ હાલ તુરત સહકારી મંડળીઓના નિયમો મુજબ ન ચલાવતાં સીધો સહકારી ખાતા મારફત ચલાવવો જોઈએ સહકારી ખાતા મારફતે તે ચલાવવાથી ભવિષ્યમાં તેને સંપૂર્ણપણે સહકારી પદ્ધતિ મુજબ ગોઠવવામાં

અનુકૂળતા રહેશે, અને સરકારી તંત્ર મારફતે હાલ તેનો વહીવટ કરવાને કારણે વસૂલાત વગેરેમાં સગવડતા રહેશે. સહકારી ખાતાને વહીવટમાં મદદ કરવા માટે સ્થાનિક સમિતિઓ નીમવી જોઈએ. યુનિયન મારફતે ધિરાણની તથા ખેતીના માલનું વેચાણ કરવાની પ્રવૃત્તિને કારણે વહીવટી બધો ખર્ચ કાપતાં પણ સારો એવો નફો રહેશે, જે નફાનો ઉપયોગ આ વિસ્તારોમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણને આગળ વધારવામાં કરવો જોઈએ.

જ્યાં જ્યાં ગ્રેન ડેપો સારા ચાલે છે (દા.ત. થાણા જિલ્લો) ત્યાં ત્યાં તે પ્રવૃત્તિ વિસ્તારવી જોઈએ, અને ગ્રેન ડેપો મારફતે અનાજ ઉપરાંત જીવન જરૂરિયાતની બીજી ચીજવસ્તુઓ પણ પૂરી પાડવી જોઈએ. ગ્રેન ડેપોનો વહીવટ હાલની જેમ મહેસૂલી ખાતા મારફતે જ થવો જોઈએ. એ વહીવટ સહકારી ખાતાને સોંપવાની જરૂર નથી.

શાહુકારી ધિરાણ પર ઉપર સૂચવ્યાં તેવાં કડક નિયંત્રણો મૂકવાની સાથે સાથે ધિરાણની આ પ્રમાણેની વ્યવસ્થા કરવામાં આવે તો આદિવાસી ખેડૂતોને ઘણા મોટા શોષણમાંથી બચાવી શકાશે, અને આ પ્રકારનું શોષણ બંધ થતાં તેમની આર્થિક સ્થિતિમાં ઝડપી સુધારો કરી શકાશે.

### જંગલમજૂરી

જંગલ કાપવાનું કામ મુખ્યત્વે ખાનગી કૉન્ટ્રેક્ટરો મારફતે કરવામાં આવે છે. જંગલમાંથી વધુને વધુ આવક મેળવવાની સરકારી નીતિને કારણે કૉન્ટ્રેક્ટરો પોતાનો નફો ઓછો ન થાય માટે જંગલમજૂરીના બને એટલા ઓછા દર ચૂકવતા હોય છે. આદિવાસી ખેડૂતોને બીજા કામને અભાવે ઓછી રોજી સ્વીકારીને પણ જંગલમજૂરી કરવા જવું પડે છે. પરિણામે તેઓ આખા દિવસની મહેનતને અંતે સૂકો રોટલો પણ પામતા નથી. સરકારની તિજોરીમાં આવતાં વધુ નાણાં આમ ગરીબ આદિવાસીઓના શોષણમાંથી આવતાં હોય છે. આ પરિસ્થિતિનો અંત આણવો જોઈએ અને જંગલમજૂરીના ઓછામાં ઓછા દર મુકરર કરવા જોઈએ, તથા જે કૉન્ટ્રાક્ટરો આ દર પ્રમાણે જંગલ કાપવાનું કામ રાખવા કબૂલ થતા

હોય તેમને જ તે કામ આપવું જોઈએ. હરરાજીમાં વધુ પૈસા આપવા તૈયાર થનારને તે કામ સોંપવાને બદલે આવી ખાતરી આપનારને તે સોંપાવું જોઈએ. આમ કરતાં સરકારી આવકમાં થોડો ઘટાડો થતો હોય તો તે પણ વેઠી લેવો જોઈએ. સારો રસ્તો તો એ જ છે કે જંગલ કાપવાનું કામ ખાનગી કૉન્ટ્રેક્ટરોને આપવાને બદલે તે જંગલ ખાતાએ સીધું જ હાથ ધરવું જોઈએ. તો જ આદિવાસીઓને જંગલ કાપવાના વાજબી દર ચૂકવવાની નીતિનો બરાબર અમલ કરી શકાશે.

તે પહેલાં જંગલ ખાતાએ પોતે પણ વાજબી દર ચૂકવવાની નીતિ સ્વીકારવી જોઈએ. અત્યારે તો તે પણ આદિવાસીઓને નવાં વૃક્ષો ઉછેરવાં વગેરે કામો માટે ફરજિયાતપણે લઈ જાય છે, છતાં મજૂરીના દર ઘણા ઓછા ચૂકવે છે. ખેડૂતોને પોતાનું ખેતીનું કામ છોડીને આ કામો કરવા જવું પડે છે. તે વખતે તેમને મજૂરીના વાજબી દર તો ચૂકવવા જ જોઈએ. વળી આવાં કામો માટે ફરજિયાત રીતે લોકોને લઈ જવાને બદલે જંગલમાં જ ખેડવાની પૂરતી જમીન આપી કેટલાક લોકોને ત્યાં વસાવવા જોઈએ, કે જેથી આવાં કામો માટે જોઈતા માણસો મળી રહે.

દારૂબંધી

તપાસ દરમ્યાન અનેક જગાએ લોકોએ દારૂબંધી દાખલ કરવાની માગણી મૂકી છે. તેનો અર્થ એ થાય કે દારૂના વ્યસનને કારણે તેમને થતા નુકસાનથી તેઓ જાગૃત થયા છે. દારૂ પીવા પાછળની તેમની ધાર્મિક માન્યતાઓ પણ ઢીલી પડી છે.

ગેરકાયદેસર ગળાતો દારૂ ઓછો કરવા માટે કાયદેસર મળતો દારૂ સસ્તો કરવાની નીતિને કારણે દારૂનો વપરાશ ત્રણ-ચાર ગણો વધ્યો છે, જ્યારે ગેરકાયદેસર ગળાતો દારૂ કેટલો બંધ થયો છે તે કહેવું ખરેખર મુશ્કેલ છે.

આદિવાસીઓમાં દારૂના વપરાશનું પ્રમાણ ઘણું મોટું તથા સાર્વત્રિક હોઈ દારૂબંધી દાખલ કરવી અત્યંત આવશ્યક છે. તેમની આર્થિક ઉન્નતિ માટે એ જરૂરી છે. પણ આ વિસ્તારોમાં દારૂબંધીનો સફળ અમલ કરવો ઘણો અઘરો પણ છે, કારણ મોટા ભાગના લોકો દારૂ પીએ છે એટલું જ

નહિ પણ આ વિસ્તારોમાં મહુડાનાં ઝાડ પણ મોટી સંખ્યામાં છે. તેથી ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિ રોકવી ઘણી અઘરી છે.

મોટા ભાગનો દારૂ આ વિસ્તારોમાં મહુડાંમાથી બનાવવામાં આવે છે. તેમ થતું અટકાવવા માટે મહુડાંનો બધો જ પાક ખરીદી લેવાની વ્યવસ્થા કરવામાં આવે તો તેમાંથી ગેરકાયદેસર દારૂ બનાવવાનું આપોઆપ અટકાવી શકાશે. મહુડાંના સારા ભાવો આપીને, અને જંગલ ખાતાની મદદ લઈને મહુડાંનો બધો જ પાક કબજે લેવાની સરકારી નીતિ ઘડવામાં આવે, અને દારૂનાં પીઠા બંધ કરવામાં આવે તો આ વિસ્તારોમાં દારૂબંધી દાખલ કરવાનું કામ સરળ બનાવી શકાશે. દારૂબંધી અંગેનો જે કાયદો બનાવવામાં આવે તેનો અત્યંત કડક અમલ થવો જોઈએ. દારૂબંધી માટે જનમતને તૈયાર કરવાનું કામ પણ જોરશોરથી ચાલુ રાખવું જોઈએ.

દારૂબંધીને કારણે સરકારી આવક ગુમાવવી પડશે, પણ એને લીધે લોકોની જે સુખાકારી વધશે તેને કારણે થતો ફાયદો અનેક ગણો હશે.

### ગુનો

આખા રાજ્યની સરખામણીમાં આ વિસ્તારોમાં ગુનાનું પ્રમાણ ઓછું છે, અને જે કંઈ છે તેનું મુખ્ય કારણ દારૂ છે. આદિવાસીઓમાં પણ ગુનાનું વધુ પ્રમાણ ભૂમિહિનોમાં વધારે છે, ખેડૂતોમાં ઓછું છે. વળી આ લોકો ગુનો તરત કબૂલ કરી દે એટલા પ્રામાણિક પણ છે.

ગુનાહિત જાતિઓ માટેના કાયદામાં (Criminal Tribe's Act) સુધારો થવો જરૂરી છે. એકાદ નજીવા ગુનાસર પણ તેમને ગુનાહિત જાતિમાં મૂકી દઈ તેમને માથે લાંબા સમયની હાજરી ઠોકી બેસાડવામાં આવે છે તે ઘણું જ અન્યાયી છે. ખાવા માટે મધપૂડો પાડનાર છોકરાઓને ગુનાહિત જાતિમાં મૂકી બે વર્ષ સુધી હાજરી પુરાવવાની તેમને શિક્ષા કરવામાં આવેલી એ આ કાયદાનો કેવો દુરુપયોગ થાય છે તે બતાવે છે.

હાજરીનો નિયમ પહેલાં બધા આદિવાસીઓને લાગુ પાડવામાં આવતો હતો. ૧૯૩૧થી એ કાઢી નાખી માત્ર ગુનેગાર આદિવાસીઓને માટે જ એ ચાલુ રાખવામાં આવ્યો છે. આમ કરવાથી ગુનાનું પ્રમાણ વધ્યું નથી. જે થોડા લોકો માટે હજુ તે રાખવામાં આવ્યો છે તે પણ હવે કાઢી નાખવાની જરૂર છે.

આદિવાસીઓની વસ્તી અર્ધી કે ત્રીજા ભાગની હોવા છતાં જિલ્લાની કે તાલુકાની સ્થાનિક સંસ્થાઓમાં તેમનો કોઈ ચૂંટાયેલો પ્રતિનિધિ નથી. નિમાયેલા સભાસદોમાં પણ ભાગ્યે જ કોઈ ઠેકાણે આદિવાસી જોવા મળે છે.

આદિવાસીઓને પોતાને પણ આ સંસ્થાઓની ચૂંટણીઓમાં કશો રસ નથી. અત્યારે તો તેઓ એ સ્થિતિમાં છે કે તેમનો જમીનમાલિક કે શાહુકાર તેમને કહે તે પ્રમાણે જ તે મત આપી આવે છે પોતાના સ્વતંત્ર મત જેવું તે ભાગ્યે જ કંઈ સમજી શકે છે આ સંસ્થાઓમાં તેમને માટે અલગ બેઠકોની જોગવાઈ કર્યે પણ આ સ્થિતિમાં કંઈ ફેર પડે તેમ લાગતું નથી. ખરેખરી જરૂર તો આ વિસ્તારોને જિલ્લા લોકલ બોર્ડ અને જિલ્લા સ્કૂલ બોર્ડોના વહીવટ નીચેથી લઈ લઈ તેમને માટે અલગ વ્યવસ્થા કરવાની છે. આમ કરવામાં આવશે તો જ આ વિસ્તારોના શિક્ષણ અંગેના અને રસ્તા બાંધકામ અગેના કે એવા બીજા પ્રશ્નો પર પૂરતું ધ્યાન અપાશે મિ સીમિંગ્ટન આ માટે એવું સૂચવે છે કે સરકારનાં જે તે ખાતાંઓએ આ વિસ્તારોનો વહીવટ સીધો પોતાની પાસે જ રાખવો જોઈએ, અને ખાતાંઓને આ વિસ્તારોના વહીવટમાં મદદ કરવા સ્થાનિક સલાહકાર સમિતિઓ નીમવી જોઈએ, જેમાં આદિવાસીઓનું પૂરતું પ્રતિનિધિત્વ હોય આ વિસ્તારોના વિકાસ માટેનાં નાણાં અલગ ફાળવી તે નાણાંનો ઉપયોગ એ વિસ્તારો માટે જ સરકારના જુદાં જુદાં ખાતાએ મલાહકાર સમિતિઓની સલાહ અનુસાર કરવો

**શિક્ષણ**

આખા રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ નવ ટકા છે, ત્યારે આ વિસ્તારોમાં તે અર્ધા ટકો છે. આ તફાવત ઓછો કરવા માટે આ વિસ્તારોમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત બનાવવું જોઈએ તે માટેનાં નાણાં ધિરાણની અને ખેતીના માલના વેચાણની સૂચિત વ્યવસ્થામાથી મળી રહેશે ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની જવાબદારી સ્કૂલ બોર્ડને ન સોંપતાં તે શિક્ષણ ખાતાએ પોતે જ ઉપાડવી જોઈએ. શિક્ષણ ખાતાને તેમાં સ્થાનિક સલાહકાર સમિતિ મદદ કરે.

આદિવાસી બોલીઓમાં શિક્ષણ આપવાનું જરૂરી નથી, પણ શિક્ષકોએ આદિવાસી બોલીઓ જરૂર શીખી લેવી જોઈએ, જેથી તે બાળકોને બરાબર સમજી શકે. આટલા જ કારણસર સ્થાનિક શિક્ષકોની ભરતી પણ મોટા પ્રમાણમાં કરવી જોઈએ. અત્યારે સ્કૂલ બોર્ડો મારફત થતી ભરતીમાં આદિવાસી શિક્ષકોની ભરતી પૂરતા પ્રમાણમાં નથી થતી. જે સંખ્યામાં આદિવાસી વિદ્યાર્થીઓ શાળાંતની પરીક્ષામાં પાસ થાય છે તેના પ્રમાણમાં તેમની શિક્ષકો તરીકેની ભરતી ઘણી ઓછી છે. આ સ્થિતિ દૂર થવી જોઈએ.

**પરચૂરણ ભલામણો**

આ ઉપરાંત પણ બીજા અનેક નાનામોટા પ્રશ્નો અંગે મિ. સીમિંગ્ટને ભલામણો કરી છે, જેમાંની મહત્ત્વની કેટલીક નીચે પ્રમાણે છે:

૧. આદિવાસી વિસ્તારોના આદિવાસીઓને ખેડૂત ગણવામાં નથી આવતા, પરંતુ તેમનો મુખ્ય વ્યવસાય જંગલમજૂરીનો ગણવામાં આવે છે. આથી તેમને દક્ષિણના ખેડૂતોને રાહત આપનારા કાયદા (Deccan Agriculturist Relief Act)નો લાભ મળી શકતો નથી. આ સ્થિતિ સુધારવી જોઈએ. આદિવાસીઓને કાયદાની મફત સલાહ મળે તેવો પ્રબંધ કરવો જોઈએ, તથા તેમના કેસોનો ઝડપી નિકાલ થવો જોઈએ.

૨. સ્થાનિક સલાહકાર સમિતિએ આદિવાસી વિસ્તારોમાં થતી જુદી જુદી પ્રવૃત્તિઓના સંયોજનની જવાબદારી ઉપાડી લેવી જોઈએ. આદિવાસી વિસ્તારોમાં અનેક સંસ્થાઓ મારફતે થતી પ્રવૃત્તિઓ આદિવાસીઓના મનમાં ગૂંચવાડો ઊભો કરે છે.

૩. સરકારી નોકરીઓમાં આદિવાસીઓની ભરતી વધારવી જોઈએ. ખાસ કરીને પોલીસ ખાતામાં તથા જંગલ ખાતામાં તેમની ભરતી વધારવી જોઈએ. એ જ રીતે આબકારી ખાતામાં અને શિક્ષણ ખાતામાં પણ તે વધારવી જોઈએ.

૪. પછાત વર્ગ અધિકારીઓનાં મુખ્ય મથકો આદિવાસી વિસ્તારોમાં રાખવાં જોઈએ.

૫ આદિવાસી વિસ્તારોમા દાકતરી સારવારની કઈ જ સગવડ હોતી નથી આ અગવડ દૂર કરવા દરેક તાલુકા દીઠ એક ફરતુ કેન્દ્ર રાખવું જોઈએ આ કેન્દ્ર દાકતરી સારવાર પૂરી પાડવા ઉપરાત સુધારેલી ખેતીનો પણ પ્રચાર કરે એવી જોગવાઈ રાખવી લોકોને સારુ મનોરજન પણ તેની દ્વારા પૂરુ પાડી શકાય

૬ આ વિસ્તારોના આદિવાસીઓને તેમના ઝૂપડા બાધવા તથા ખેતીનાં ઓજારો બનાવવા જરૂરી લાકડુ મફત અથવા સસ્તા દરે આપવું જોઈએ જગલની હદ નક્કી કરતી વખતે તેમનાં ઝૂપડાઓથી તે પૂરતી દૂર રાખવી જોઈએ કે જેથી તેમનાં ઢોર ગુનામા આવ્યા વિના સહેલાઈથી આવજા કરી શકે વળી આ વિસ્તારોમાંના ઘાસના જંગલો કાપવાનું કામ બને ત્યાં સુધી સ્થાનિક આદિવાસીઓને જ આપવું જોઈએ

૩

# અંદાજપત્ર સમિતિનો ૪૮મો અહેવાલ

## (૧૯૫૮-૫૯)

ભારત સરકારના ગૃહખાતા તરફથી બહાર પડેલો અંદાજપત્ર સમિતિનો આ ૪૮મો અહેવાલ છે આ અહેવાલનો મુખ્ય વિષય અનુસૂચિત કોમો, અનુસૂચિત જાતિઓ અને બીજા પછાત વર્ગો છે ૧૯૫૯ના માર્ચ મહિનામાં આ અહેવાલ બહાર પડયો પછાત વર્ગોની સ્થિતિ વિષે પાર્લામેન્ટની અંદાજ સમિતિએ બહાર પાડેલો આ અહેવાલ આ ક્ષેત્રમાં તેની કેટલીક અગત્યની ભલામણોને કારણે મહત્ત્વનું સ્થાન પામ્યો છે શ્રી બળવંતરાય મહેતાના પ્રમુખપણા નીચે નિમાયેલી આ સમિતિમાં નીચે જણાવેલા કુલ ૩૦ સભ્યો હતા

| | | |
|---|---|---|
| ૧ | શ્રી બળવંતરાય ગો૦ મહેતા | પ્રમુખ |
| ૨ | શ્રી શ્રીપાદ અમૃત ડાંગે | સભ્ય |
| ૩ | સરદાર જોગેન્દ્રસિંહ | ,, |
| ૪ | ડૉ સુશીલા નય્યર | ,, |
| ૫ | શ્રી રાધાચરણ શર્મા | ,, |
| ૬ | શ્રી રણવીરસિંગ ચૌધરી | ,, |
| ૭ | ડૉ ગોપાલરાવ ખેડકર | ,, |
| ૮ | શ્રીમતી સુચેતા કૃપાલાની | ,, |
| ૯ | શ્રી એમ થિરુમલરાવ | ,, |
| ૧૦ | શ્રી ટી એન વિશ્વનાથ રેડ્ડી | ,, |
| ૧૧ | શ્રી રામનાથન ચેટ્ટીયાર | ,, |
| ૧૨ | શ્રી એન આર ઘોષ | ,, |
| ૧૩ | પંડિત ગોવિંદ માલવિય | ,, |

૧૪. શ્રી રેશમલાલ જાંગડે ,,
૧૫. શ્રી મથુરાદાસ માથુર ,,
૧૬. શ્રી ડોડા થિમૈયા ,,
૧૭. શ્રી એમ. એલ. દ્વિવેદી ,,
૧૮. શ્રી આર. કે. ખાડીલકર ,,
૧૯. શ્રી ભાઉરાવ કૃષ્ણરાવ ગાયકવાડ ,,
૨૦. શ્રી શ્રદ્ધાકર સુપાકર ,,
૨૧. શ્રી રોહનલાલ ચાતુર્વેદી ,,
૨૨. શ્રીમતી મફિદા એહમદ ,,
૨૩. શ્રી એસ. એ. માટીન ,,
૨૪. શ્રી નરેન્દ્ર નથવાણી ,,
૨૫. શ્રી રાજેશ્વર પટેલ ,,
૨૬. શ્રી સુરેન્દ્રનાથ દ્વિવેદી ,,
૨૭. શ્રીમતી રેણુ ચક્રવર્તી ,,
૨૮. શ્રી એમ. શંકર પાંડિયન ,,
૨૯. શ્રી ઝુલન સિંહા ,,
૩૦. શ્રી રામજી વર્મા ,,

સેક્રેટરીએટ

૧. શ્રી એસ. એલ. શકધર જોઈન્ટ સેક્રેટરી
૨. શ્રી એમ. એન. ત્રિવેદી ડેપ્યુટી સેક્રેટરી
૩. શ્રી આર. પી. કૌશિક અન્ડર સેક્રેટરી

આપણે અહીં સમિતિએ આદિવાસીઓના વિકાસ માટે કરેલી ભલામણોને મુખ્યત્વે જોઈશું.

## ૧. વહીવટીતંત્ર

### (અ) કેન્દ્રીય સરકારનું વહીવટીતંત્ર

ભારત સરકારના ગૃહખાતાને માથે અનુસૂચિત કોમો, અનુસૂચિત જાતિઓ અને બીજા પછાત વર્ગોનાં હિતોના રક્ષણ માટે જે જે જોગવાઈઓ બંધારણમાં કરવામાં આવી છે તેના અમલની, તથા તેમના કલ્યાણ

અર્થે જે જે યોજનાઓ બીજી પંચવર્ષીય યોજનામાં મૂકવામાં આવી છે તેના અમલની બધી જ જવાબદારી નાખવામાં આવી છે. તેણે આ કલ્યાણ કામોમાં એવો વેગ લાવવાનો છે કે જેને પરિણામે રાષ્ટ્રની વિકાસ-યાત્રામાં આ પછાતવર્ગો બને એટલા જલદી સમાજના બીજા વર્ગો સાથે થઈ જાય. ગૃહખાતા પાસે આ વર્ગોના સર્વાંગી વિકાસ માટે ખાસ ભંડોળ છે. એનો ઉપયોગ રાજ્ય સરકારને અને બીજી બિનસરકારી સંસ્થાઓને જુદી જુદી યોજનાઓનો અમલ કરવા માટે નાણાકીય મદદ આપવામાં થાય છે. કલ્યાણ યોજનાઓ કેન્દ્રમાંથી મંજૂર થઈ હોય કે રાજ્યમાંથી થઈ હોય, પરંતુ એનો અમલ રાજ્ય સરકારો કરે છે.

ગૃહખાતામાં સેક્રેટરીએટની કક્ષાએ પછાત વર્ગોનાં કામો અંગે એક ખાસ સચિવ જવાબદાર હોય છે. એમની મદદમાં બે મદદનીશ સચિવો, બે ઉપ-સચિવો, એક ખાસ અધિકારી, ૫ વિભાગીય અધિકારીઓ, ૨૩ મદદનીશો, ૫ અન્વેષકો, ૩૦ કારકુનો અને બીજા ચોથા વર્ગના કર્મચારીઓ હોય છે.

સમિતિને જણાવવામાં આવ્યું હતું કે મદદનીશોની જરૂર જુદાં જુદાં રાજ્યોની કલ્યાણ યોજનાઓના પ્રગતિ-અહેવાલોને તપાસવા માટે હોય છે. સમિતિને રાજ્યોના પ્રગતિ અહેવાલોની તપાસ મદદનીશો કરે એ ઠીક નથી લાગતું. તેથી તેણે ભલામણ કરી છે કે નીચલા ખાતાના અધિકારીઓનાં સૂચનોને સરખા દરજ્જાના અથવા તો એમના ઉપરી અધિકારીઓએ તપાસવાં જોઈએ, અને તે અંગે તાત્કાલિક પગલાં લેવાવાં જોઈએ. મદદનીશો અને સચિવો વચ્ચે આ દરખાસ્તો નીચેથી ઉપર અને ઉપરથી નીચે લાંબો વખત સુધી અટવાયા કરે, એ બરાબર નથી. સમિતિએ આ સંબંધી ભારતના વહીવટીતંત્રને લગતા એપલબી અહેવાલમાં આપેલા નીચેના સૂચન તરફ ખાસ ધ્યાન દોર્યું છે.

"કોઈ પણ અવલોકનનું કાર્ય ઉચ્ચ કક્ષાની શકિત માગી લે છે, અને તેથી એ કાર્ય ઉચ્ચ કક્ષાના અધિકારીઓ દ્વારા જ થવું જોઈએ. અવલોકનનું કાર્ય વધારે શકિતશાળી પણ ઓછા કર્મચારીઓ કરી શકે, એટલું જ હોવું જોઈએ."

તેથી સમિતિએ સૂચવ્યું છે કે અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના કલ્યાણ અંગે જે ખાતું કામ કરતું હોય, તેમાં આ દૃષ્ટિએ પુનર્વ્યવસ્થા કરવી જોઈએ. આથી આ ખાતાના કર્મચારીઓની સંખ્યા ઘટાડી શકાશે.

**સંકલન**

જે ખાતાં મારફત પછાત વર્ગો માટેની યોજનાઓનો અમલ થાય છે, એ ખાતાંનો અંદરોઅંદરનો સંબંધ પ્લાનિંગ કમિશન દ્વારા જળવાઈ રહે છે. ચર્ચાઓ અને સભાઓ દ્વારા કમિશન આ સંબંધ જાળવવાનો પ્રયત્ન કરે છે. આ ઉપરાંત પ્રધાનમંડળનું મંત્રાલય પણ જુદા જુદા પ્રધાનોના મંત્રાલયો વચ્ચે સંબંધ જાળવવામાં મદદ કરે છે. સમિતિને એ જાણીને ઘણો ખેદ થયો હતો કે ગૃહખાતા પાસે અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના કલ્યાણ અંગે અને ખાસ કરીને ખાસ વિવિધલક્ષી આદિવાસી વિકાસ ઘટકોમાં થઈ રહેલા કામ અંગેની જરૂરી માહિતી નહોતી. સમિતિને લાગ્યું હતું કે, ગૃહખાતું બીજાં ખાતાંઓ સાથે આ અંગેનો જે રીતે સંબંધ રાખે છે, એ સંતોષજનક નથી. માટે એક મધ્યસ્થ સંકલન સમિતિની રચના થવી જોઈએ, જેમાં પછાત વર્ગોના કલ્યાણ સાથે સબંધ ધરાવતાં ખાતાંના પ્રતિનિધિઓ હોય. આ સમિતિએ પછાત વર્ગોની ઉન્નતિ માટેની વિવિધ યોજનાઓનો અસરકારક અમલ થાય, એ દૃષ્ટિએ પોતાની કામગીરી ગોઠવવી જોઈએ, અને તે માટે જરૂરી સક્લનકાર્ય કરવું જોઈએ. આ મધ્યસ્થ સંક્લન સમિતિને જરૂર લાગે ત્યારે જે તે વિષયના નિષ્ણાતોને કો-ઑપ્ટ કરવાની છૂટ હોવી જોઈએ.

**પછાત વર્ગોનાં કલ્યાણને લગતાં કાર્ય માટે એક સ્વતંત્ર બોર્ડની રચના**

સમિતને દેશભરમાં પછાત વર્ગોના લાભાર્થે ચાલતી વિવિધ પ્રવૃત્તિઓનો વિકાસ ખૂબ જ મર્યાદિત લાગ્યો છે. વિકાસની ગતિ ઝડપી બનાવવાની ઘણી શકયતાઓ છે. વિકાસની ઓછી ગતિ, કર્મચારીઓની કામ કરવાની ઓછી ઇચ્છાને કારણે છે એવું નથી, પરંતુ આ કાર્ય માટે જેઓનો મુખ્ય ઉદ્દેશ સમાજસેવાનો છે એવા કાર્યકરોની જરૂર છે. આ કામમા સમાજનું એક રીતે નવેસરથી ઘડતર કરવાનું છે. આ કામ

સરકારી ખાતાંઓના કર્મચારીઓથી નહિ થઈ શકે. જે સંસ્થાના કાર્યકર્તાઓએ આ કાર્યને જ મુખ્ય ધ્યેય ગણ્યું હોય એ સંસ્થા જ તે કરી શકશે. વળી જે નિયમોને લીધે સરકારી ખાતાંને કામ કરવામાં વિલંબ થાય છે, એ મુશ્કેલી આવી સંસ્થાઓને નહિ પડે. આ જાતની વિવિધ સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર સંસ્થાઓની રચના ખાસ હેતુઓ માટે થઈ છે. દા. ત., અખિલ ભારત ખાદી અને ગ્રામોદ્યોગ કમિશન, મધ્યસ્થ સમાજ-કલ્યાણ બોર્ડ, અખિલ હિંદ હસ્તઉદ્યોગ બોર્ડ, અખિલ ભારત હાથસાળ બોર્ડ વગેરે સંસ્થાઓ સરકારી ખાતાંઓ કરતાં વધારે સહેલાઈથી પોતાના ઉદ્દેશો પાર પાડી શકે છે. એ સંસ્થાઓને જરૂર હોય એટલી નાણાકીય મદદ આપવામાં આવે છે, અને એમને અમુક નક્કી કરેલાં કાર્યો કરવાનાં હોય છે. આ જ વિચારસરણી આપણે પછાત વર્ગોના કલ્યાણ અંગેની યોજનાઓને પણ લાગુ પાડી શકીએ. આથી સમિતિએ ભલામણ કરી છે કે અનુસૂચિત કોમો, અનુસૂચિત જાતિઓ, વિમુકત જાતિઓ અને બીજા પછાતવર્ગોના કલ્યાણ અંગેનાં કાર્યો એક સ્વતંત્ર મધ્યસ્થ બોર્ડને સોંપવાં જોઈએ. સમિતિને વિશ્વાસ છે કે આ પ્રકારના બોર્ડની રચનાથી પછાત વર્ગોના કલ્યાણ અંગેની પ્રવૃત્તિઓને પૂરતો વેગ મળશે.

## (બ) અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના કમિશનરની ઑફિસ

બંધારણની કલમ ૩૩૮માં કમિશનરનાં કાર્યો નીચે પ્રમાણે જણાવ્યાં છે:

૧. રાષ્ટ્રપતિ મારફત અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓ માટે એક ખાસ અધિકારીની નિમણૂક થવી જોઈએ.

૨. આ ખાસ અધિકારીની એ ફરજ છે કે, અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના રક્ષણાર્થે બંધારણમાં જે જે જોગવાઈઓ કરવામાં આવી છે, એમના અમલ ઉપર ધ્યાન આપવું, અને રાષ્ટ્રપતિ માગે ત્યારે એ અંગેના અહેવાલો આપવા, તથા રાષ્ટ્રપતિએ આ અહેવાલો પાર્લમેન્ટમાં રજૂ કરવાની સૂચના આપવી.

ઉપરની ફરજો ઉપરાંત કમિશનરે નીચેની ફરજો પણ બજાવવાની હોય છે:

૧. રાજ્ય સરકારો દ્વારા અને ભારત સરકાર તરફથી જેમને નાણાકીય મદદ મળતી હોય, એવી બિનસરકારી સંસ્થાઓ દ્વારા અમલમાં મુકાઈ રહેલી કલ્યાણ યોજનાઓનું મૂલ્યાંકન કરવું.
૨. કેન્દ્ર સરકાર તરફથી નાણાકીય મદદ મેળવતી બિનસરકારી સંસ્થાઓની કાર્યવાહી સમિતિમાં કેન્દ્રના પ્રતિનિધિ તરીકે જવું.
૩. કેન્દ્ર તરફથી નાણાકીય મદદ મેળવતી બિનસરકારી સંસ્થાઓના હિસાબો તપાસવા.
૪. રાજ્ય સરકારો તરફથી પછાત વર્ગોના કલ્યાણ અંગેની જે યોજનાઓ રજૂ થાય, તે અંગે સલાહ આપવી.

કમિશનરનું મુખ્ય કામ બંધારણમાં જે જે જોગવાઈઓ કરવામાં આવી છે તેનો અમલ થાય છે કે નહીં એ જોવાનું છે. તેથી એમનું સ્થાન લગભગ ન્યાયાધીશ જેવું છે. તેથી જો એમણે બિનસરકારી સંસ્થાઓની કાર્યવાહી સમિતિઓમાં સભ્ય તરીકે બેસવાનું હોય, કે એમના હિસાબો તપાસવાના હોય, કે એમની યોજનાઓ અંગે સલાહસૂચનો આપવાનાં હોય, તો કમિશનર એ સમિતિઓના એક સભ્ય હોવાથી એમનામાંના એક બની જાય છે, એટલે એક સ્વતંત્ર ન્યાયાધીશ તરીકે એ એમના મૂળ કાર્યને ન્યાય આપી નહિ શકે. આથી સમિતિ સૂચવે છે કે કમિશનરનું સ્થાન અને તેની ફરજો ઉપર ફરીથી વિચારણા થવી જોઈએ, અને એમને યુનિયન પબ્લિક સર્વિસ કમિશન અથવા તો ઇલેક્શન કમિશન જેવું સ્વતંત્ર સ્થાન આપવું જોઈએ, અને ઉપર (૨) થી (૪)માં બતાવેલી ફરજોમાંથી તેમને મુકત કરવા જોઈએ.

કમિશનરની મુખ્ય ઑફિસ દિલ્હીમાં આવેલી છે. તે ઉપરાંત દેશના જુદા જુદા ભાગોમાં ૧૦ વિભાગીય ઑફિસો છે. મુખ્ય ઑફિસમાં કમિશનરની નીચે એક મદદનીશ કમિશનર, ચાર વિભાગીય અધિકારીઓ, બે સંશોધન અધિકારીઓ વગેરે હોય છે. દરેક વિભાગમાં પણ જુદી જુદી જાતના ઘણા કર્મચારીઓ હોય છે.

જુદી જુદી યોજનાઓની ચકાસણી પહેલાં કમિશનરની ઑફિસમાં થાય છે, અને પછી ગૃહખાતાની ઑફિસમાં થાય છે. સમિતિને લાગે છે કે આ કામ બેવડાય છે. એ જો કાઢી નાંખવામાં આવે, તો કમિશનરની ઑફિસની સંખ્યામાં જરૂર ઘટાડો થઈ શકે. તે કરવાની સમિતિએ ભલામણ કરી છે.

બંધારણમાં પછાત વર્ગોના કલ્યાણ અર્થે રાખવામાં આવેલી જોગવાઈઓના અમલ અંગે સાચી હકીકત સ્વતંત્ર રીતે મેળવવા માટે અને કમિશનરના વાર્ષિક અહેવાલોની તૈયારી માટે ૧૯૫૧માં એવું નક્કી કરવામાં આવ્યું હતું કે થોડા વિભાગીય મદદનીશ કમિશનરોની નિમણૂક કરવી. એ રીતે સાત અધિકારીઓની નિમણૂક થઈ હતી.

ફરી ૧૯૫૬માં નક્કી કરવામાં આવ્યું કે રાજ્ય સરકારો અને બિનસરકારી સંસ્થાઓ દ્વારા ચાલતી કલ્યાણ યોજનાઓનું મૂલ્યાંકન મોટા પાયા ઉપર કરવા માટે વિશેષ કાંઈક વ્યવસ્થા થવી જોઈએ. આને માટે બીજા નવ મદદનીશ કમિશનરોની જગ્યાઓ મંજૂર કરવામાં આવી. આમાંથી ફક્ત ત્રણ જગ્યાઓ પૂરવામાં આવી, અને બાકીની જગ્યાઓ કરકસરનાં પગલાં તરીકે ખાલી રખાઈ. નવી વ્યવસ્થા પ્રમાણે વિભાગીય મદદનીશ કમિશનરની જગ્યાનું નામ મદદનીશ કમિશનર આપવામાં આવ્યું. દરેક વિભાગીય ઑફિસનો કામ કરવાનો વિસ્તાર અને મુખ્ય ઑફિસની જગ્યાનાં નામો નીચે પ્રમાણે છે:

| મુખ્ય ઑફિસ | વિસ્તાર | મુખ્ય ઑફિસ | વિસ્તાર |
|---|---|---|---|
| વિશાખાપટ્ટમ | આંધ્રપ્રદેશ | રાયપુર | મધ્યપ્રદેશ |
| શિલોંગ | આસામ | મદ્રાસ | મદ્રાસ |
| રાંચી | બિહાર | ભુવનેશ્વર | ઓરિસ્સા |
| વડોદરા | મુંબઈ (ઉત્તર) | દિલ્હી | પંજાબ, હિમાચલપ્રદેશ, દિલ્હી, જમ્મુ અને કાશ્મીર |
| ત્રિવેન્દ્રમ | કેરાલા | જયપુર | રાજસ્થાન |

સમિતિએ પંજાબ, હિમાચલપ્રદેશ, દિલ્હી, જમ્મુ અને કાશ્મીરની મુખ્ય ઑફિસ દિલ્હી કરતાં કોઈ બીજા મધ્યસ્થાને હોવી જોઈએ એમ સૂચવ્યું છે. નવી વ્યવસ્થામાં કર્મચારીઓની સંખ્યામાં પણ ઘટાડો કરવામાં

આવ્યો છે. કમિશનરે સમિતિને જણાવ્યું હતું કે, મદદનીશ કમિશનરોની હાલની સંખ્યા આટલાં કામ માટે પૂરતી નથી, અને દરેક રાજ્યમાં ઓછામાં ઓછા એક અને મોટા રાજ્યમાં બે મદદનીશ કમિશનરોની નિમણૂક થવી જરૂરી છે. સમિતિને કમિશનરની માગણી, તેમને સોંપાયેલી કામગીરીનો વિચાર કરતાં યોગ્ય લાગવાથી, મદદનીશ કમિશનરોની સંખ્યા વધારવાની અને બીજો જરૂરી સ્ટાફ આપવાની ભલામણ કરી છે.

સમિતિના જાણવામાં આવ્યું હતું કે, મદદનીશ કમિશનરની જગ્યાની ઓછામાં ઓછી લાયકાત બીજા વર્ગની પદવી ગણવામાં આવી છે, અને એ જગ્યા ૧ વર્ષની મુદત માટેની હંગામી જગ્યા છે. સમિતિને ૧ વર્ષની મુદત ઘણી ઓછી લાગી છે, અને ઓછામાં ઓછી લાયકાતનું ધોરણ પણ બીજા વર્ગની પદવીને બદલે પહેલા વર્ગની પદવીનું હોવું જોઈએ એમ લાગ્યું છે.

કમિશનરે સમિતિને જણાવ્યું હતું કે, રાજ્ય સરકારો કમિશનરને અને મદદનીશ કમિશનરોને માહિતી મોકલાવવામાં ખૂબ વખત લગાડે છે. આથી સમિતિએ ગૃહખાતાને વિનંતી કરી છે કે રાજ્ય સરકારો કમિશનરને જેમ બને તેમ જલદી માહિતી મોકલે એ અંગે જરૂરી સૂચનાઓ મોકલી આપે.

## (ક) રાજ્યોમાં વહીવટી વ્યવસ્થા

બંધારણની કલમ ૧૬૪(૧) અનુસાર બિહાર, મધ્યપ્રદેશ અને ઓરિસ્સામાં અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના કલ્યાણ અર્થે અલગ પ્રધાન નીમવામાં આવે છે. આસામ, બિહાર, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, ઉત્તરપ્રદેશ, પશ્ચિમ બંગાળ, જમ્મુ અને કાશ્મીરમાં પછાત વર્ગોના કલ્યાણ માટે ખાસ જુદાં ખાતાં રાખ્યાં છે. બીજાં બધાં રાજ્યોમાં પણ એમના કલ્યાણ અંગે ખાસ વ્યવસ્થા થયેલી છે. સમિતિને લાગે છે કે દરેક રાજ્યમાં કઈ જાતની વ્યવસ્થા થઈ છે એની વૈજ્ઞાનિક ઢબે તપાસ કરવી જોઈએ, અને એનો અભ્યાસ કરીને કઈ વ્યવસ્થા કેટલે અંશે સફળ નીવડી છે તે ખોળી કાઢવું જોઈએ તથા આ કાર્યને વેગ આપવા માટે વિશેષ શું કરવું જોઈએ, એ પણ શોધી કાઢવું જોઈએ.

કલ્યાણ યોજનાઓના અમલમાં થતી ઢીલને નિવારવા કમિશનરે એમના ૧૯૫૬–૫૭ના અહેવાલમાં સૂચન કર્યું છે કે જે નિયામકને હસ્તક સમાજકલ્યાણનું ખાતું હોય, તેમની નિમણૂક આપોઆપ તે ખાતાના સેક્રેટરી કે જોઈન્ટ સેક્રેટરી તરીકે પણ થવી જોઈએ. આ સૂચન રાજ્ય સરકારોને મોકલવામાં આવ્યું હતું. બિહાર, ઓરિસ્સા, ઉત્તરપ્રદેશ અને પશ્ચિમ બંગાળમા આ રીતની નિમણૂક કરવામાં આવી હતી, જ્યારે બીજાં કેટલાંક રાજ્યોએ આ જાતની નિમણૂકની જરૂર નથી એમ કહ્યું હતું. આસામમાં આ ખાતું સેક્રેટરીના હોદ્દાનો અધિકારી સંભાળે છે. સમિતિને લાગે છે કે આ જુદી જુદી વ્યવસ્થાનો અભ્યાસ થવો જોઈએ, જેથી ખબર પડે કે કઈ વ્યવસ્થાનું પરિણામ સારું આવે છે. પછી જ બધાં રાજ્યોમાં એકસરખી વ્યવસ્થા સૂચવી શકાય.

## (ડ) સલાહકાર બોર્ડો કે હરિજન અને આદિવાસી કલ્યાણ સમિતિઓ

### ૧. મધ્યસ્થ સલાહકારી બોર્ડો

પછાત વર્ગોના કલ્યાણ માટે ફાળવેલાં નાણાંનો ઉત્તમ ઉપયોગ થાય છે કે નહિ તે જોવા, તથા સરકારને આદિવાસી અને હરિજન કલ્યાણ અંગે યોગ્ય સલાહસૂચનો આપવા, તથા આ વર્ગોના કલ્યાણ અર્થે અમલમાં મુકાયેલી યોજનાઓનું અવારનવાર મૂલ્યાંકન કરી તેમાં ઘટતા સુધારા-વધારા સૂચવવા, આદિવાસી મધ્યસ્થ સલાહકારી બોર્ડ અને હરિજન મધ્યસ્થ સલાહકારી બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી. એમાં સભ્યો તરીકે પછાત વર્ગોમાં રસ ધરાવતા ખ્યાતનામ સામાજિક કાર્યકરો, પાર્લમેન્ટના સભ્યો અને રાજ્યની ધારાસભાના સભ્યો લેવાયા હતા. હરિજન કલ્યાણ માટેના હાલના મધ્યસ્થ સલાહકારી બોર્ડમાં ૩૦ સભ્યો છે. એમાંથી ૨૦ અનુસૂચિત કોમોમાંના છે. દર વર્ષે ગૃહખાતાના પ્રધાન, જે આ બોર્ડના પ્રમુખ છે, એની દ્વારા બધા સભ્યોની નિમણૂક થાય છે. બોર્ડ છ મહિનામાં એક વખત મળે છે; અને ગૃહખાતાના ડેપ્યુટી સેક્રેટરી બોર્ડના સેક્રેટરી તરીકે કામ કરે છે. આદિવાસી કલ્યાણ અંગેના મધ્યસ્થ સલાહકારી બોર્ડમાં ૨૪ સભ્યો છે, એમાં ૧૫ પાર્લમેન્ટના સભ્યો છે. આ સભ્યોની

નિમણૂક પણ ગૃહખાતાના પ્રધાન કરે છે, અને તેઓ જ આ બોર્ડના પણ પ્રમુખ હોય છે. એ ખાતાના ડેપ્યુટી સેક્રેટરી બોર્ડના સેક્રેટરી તરીકે કામ કરે છે.

સમિતિને જણાવવામાં આવ્યું હતું કે, આ બોર્ડ બહુ સંતોષકારક કામ આપી શક્યાં નથી. સમિતિને લાગે છે કે સરકારે આ બોર્ડને અસરકારક રીતે કામ કરતાં કરવા માટે તેમને એવી ખાતરી આપવી જોઈએ કે તેમનાં સૂચનો પર પૂરતું ધ્યાન અપાશે, તથા શક્ય એટલા પ્રમાણમાં એમનાં સૂચનો અમલી બનાવવામાં આવશે. સભ્યોનો બોર્ડના કાર્યમાં રસ જળવાઈ રહે, એ દૃષ્ટિએ એમના સૂચનો પર જે પગલાં ભરવામાં આવ્યા હોય તે જણાવતા પરિપત્રો પણ સભ્યોને નિયમિત મોકલાવવા જોઈએ. વળી આ બોર્ડોના સભ્યપદે ક્ષેત્રમાં પ્રત્યક્ષ કાર્ય કરતા કાર્યકરોને વધુ પ્રમાણમાં લેવા જોઈએ.

૨. રાજ્ય-સલાહકારી બોર્ડો યા સમિતિઓ

સમિતિને જણાવવામા આવ્યું હતું કે, રાજ્યોનાં સલાહકારી બોર્ડો કે સમિતિઓ રાજ્ય સરકારોને પછાત વર્ગોના કલ્યાણ અંગે સલાહ આપવા માટે નિમાના હોય છે અમુક રાજ્યોમા બધા જ પછાત વર્ગો માટે ફક્ત એક સલાહકારી સમિતિ હોય છે, જ્યારે અમુક રાજ્યોમાં પછાત વર્ગોના જુદા જુદા વિભાગો માટે જુદી જુદી સમિતિઓ હોય છે મોટા ભાગના રાજ્યોમા જિલ્લા કક્ષાએ પણ સલાહકારી સમિતિઓ હોય છે. મધ્યપ્રદેશ, મૈસુર અને પંજાબમા આવી સમિતિઓ નથી. સમિતિએ પછાત વર્ગોના કલ્યાણ માટેનાં સલાહકારી બોર્ડો કે સમિતિઓની રાજ્ય કે જિલ્લા કક્ષાએ થયેલી સ્થાપના અંગેની માહિતી અને પછાત વર્ગોના કલ્યાણ માટેની યોજનાઓ બનાવતી વખતે આ સમિતિઓની સલાહ લેવાય છે કે નહિ, એ અંગેની માહિતી ગૃહખાતા પાસે માગેલી જે હજુ સુધી મળી નથી. સમિતિને આ સ્થિતિ ઘણી જ અસંતોષકારક લાગી છે. સમિતિ માને છે કે જુદાં જુદાં રાજ્યોમાં આવેલાં બોર્ડો કે સમિતિઓ વિષેની તથા તેમની કામગીરી અંગેની તદ્દન અદ્યતન માહિતી ગૃહખાતા પાસે હોવી જ જોઈએ. આ ઉપરાંત સમિતિને એમ પણ લાગે છે કે આ બધાં જ બોર્ડો અને સમિતિઓનાં બંધારણ અને કાર્યનો તુલના-

ત્મક અભ્યાસ થવો જોઈએ જેથી એમનાં કાર્યને વધારે અસરકારક બનાવવાની દૃષ્ટિએ તેમાં ઘટતા સુધારા કરી શકાય. જે રાજ્યોમાં જિલ્લા કક્ષાએ આવી સમિતિઓ ન રચાઈ હોય, તેમને એ તાકીદે રચવા માટે જણાવી દેવું જોઈએ.

૩. આદિવાસી સલાહકારી કાઉન્સિલ

બંધારણની પાંચમી સૂચિના પેરા ૪માં જણાવ્યા મુજબ આદિવાસીઓના કલ્યાણ અને વિકાસ માટે આંધ્ર, બિહાર, મુંબઈ, મધ્યપ્રદેશ, મદ્રાસ, પંજાબ, ઓરિસ્સા, રાજસ્થાન અને પશ્ચિમ બંગાળમાં આદિવાસી સલાહકારી કાઉન્સિલની રચના કરવામાં આવી છે. આ કાઉન્સિલોએ કરેલી કામગીરી તપાસતાં સમિતિને જણાયું છે કે એમની બેઠકો નિયમિત મળતી નથી, અને મોટાભાગની રાજ્ય સરકારોએ સલાહકારી કાઉન્સિલનાં સૂચનો પર કંઈ ધ્યાન આપ્યું નથી. સમિતિને લાગે છે કે જો કાઉન્સિલની બેઠકો વારંવાર ન મળે, અને એમનાં સૂચનો ઉપર ધ્યાન ન અપાય, તો કાઉન્સિલની રચના કરવાનો મૂળભૂત હેતુ જ સિદ્ધ થતો નથી.

સમિતિ આથી સૂચવે છે કે સરકારે આ કાઉન્સિલની બેઠકો નિયમિત મળે એ માટે યોગ્ય પગલાં લેવાં જોઈએ. સમિતિને એ જણાવતાં પણ ખેદ થાય છે કે અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓના કમિશનરને કાઉન્સિલના કામકાજની પૂરેપૂરી માહિતી મોકલાવવામાં આવતી નથી, અને આથી કમિશનરને તેમના વાર્ષિક અહેવાલમાં 'માહિતી મળી નથી' એવી નોંધ સખેદ મૂકવી પડે છે. આ સ્થિતિ પણ દૂર થવી જ જોઈએ.

## ૨. પછાત વર્ગો માટેની કલ્યાણ યોજનાઓ

### (અ) કેન્દ્રની અને રાજ્યોની કલ્યાણ યોજનાઓ

#### (૧) પ્રથમ પંચવર્ષીય યોજના

પ્રથમ પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોની ખાસ જરૂરિયાતો પૂરી પાડવા માટે કુલ ૩૯ કરોડ રૂપિયાની જોગવાઈ કરવામાં આવી હતી.

જેમાંથી ૨૦ કરોડ રૂપિયા રાજ્ય સરકારોને ભાગે આવતા હતા, ૧૧ કરોડ રૂપિયા કેન્દ્ર સરકારને ભાગે આવતા હતા, અને ૪ કરોડ રૂપિયા અસ્પૃશ્યતાનિવારણ અને તેને લગતી યોજનાઓ માટે, અને વિમુક્ત જાતિઓ તથા બીજા પછાત વર્ગોનાં કલ્યાણકાર્યો માટે રાખવામાં આવ્યા હતા. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન રાજ્ય સરકારોને પછાત વર્ગોનાં કલ્યાણ અંગેની નાણાકીય મદદ હંગામી રીતે આપવામાં આવી હતી.

રાજ્યોએ આ નાણાકીય મદદનો પછાત વર્ગોનાં કલ્યાણ અર્થે કેટલો ઉપયોગ કર્યો એ જાણવા માટે એ અગેના આંકડાઓનો અભ્યાસ કરતાં સમિતિને જણાયું હતું કે, નાણાંકીય જોગવાઈ ૧૯.૫૩ કરોડ રૂપિયાની થયેલી હોવા છતાં ખરેખર તો ૧૭.૮૮ કરોડ રૂપિયા જ નાણાકીય મદદ તરીકે આપવામાં આવ્યા હતા; અને એ રકમમાંથી પણ કેટલીક રકમ ખર્ચી શકાઈ નહોતી.

ગૃહખાતાના પ્રતિનિધિઓ સાથે ચર્ચા કરતાં સમિતિને જાણવા મળ્યું હતું કે, પ્રથમ પંચવર્ષીય યોજનામાંની એકંદર જોગવાઈ ૩૯ કરોડ રૂપિયાની હતી, જ્યારે ખરેખરો ખર્ચ ૨૬ કરોડ રૂપિયાનો જ થયો હતો, અને આ રીતે ૧૩ કરોડ રૂપિયા જેટલી મોટી રકમ અણવપરાયેલી રહી હતી. સમિતિને આ સ્થિતિ ઘણી કમનસીબીભરી લાગી હતી. સમિતિની દૃષ્ટિએ આનું મુખ્ય કારણ એ હતું કે, પ્રથમ પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોના કલ્યાણ અંગેની યોજનાઓનું ચોક્કસ ટાઈમટેબલ નક્કી કરવામાં નહોતું આવ્યું. બધી યોજનાઓ દરેક વર્ષે કામચલાઉ ધોરણે મંજૂર કરવામા આવતી હતી. પ્રથમ પંચવર્ષીય યોજના પૂરી થઈ ગયા પછી બીજાં ત્રણ વર્ષે પણ આ યોજનાઓમાં થયેલા ખર્ચ અંગેના ચોક્કસ આકડાઓ મળ્યા ન હતા. સમિતિએ આ સ્થિતિ વિષે પણ પોતાનો અસંતોષ વ્યકત કર્યો છે, અને સૂચવ્યું છે કે આ આંકડાઓ મોકલવા રાજ્યોને તાત્કાલિક સૂચના કરવી જોઈએ. આ રીતે રાજ્યોમાંથી માહિતી મેળવતાં વિલંબ શા માટે થાય છે, એ શોધી કાઢી વહીવટીતંત્રમા એને લગતો તાત્કાલિક સુધારો થવો જોઈએ એવી સમિતિએ સૂચના કરી છે:

## (૨) બીજી પંચવર્ષીય યોજના

બીજી પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોની કલ્યાણ યોજનાઓ માટે ૯૧ કરોડ રૂપિયા આપવામાં આવ્યા છે. એને બે ભાગમાં વહેંચી નાંખવામા આવ્યા છે.

૧. રાજ્યો તરફથી ચાલતી કલ્યાણ યોજનાઓ માટે, અને
૨ કેન્દ્રમાંથી મંજૂર થયેલી યોજનાઓ માટે.

કેન્દ્રમાથી અમુક યોજનાઓ મંજૂર કરવાનું મુખ્ય કારણ અનુસૂચિત જાતિઓના કેટલાક પ્રશ્નો વધારે અસરકારક રીતે હલ થઈ શકે એ છે. ૫૯ કરોડ રૂપિયા રાજ્યોની યોજનાઓ માટે છે, અને ૩૨ કરોડ રૂપિયા કેન્દ્રની યોજનાઓ માટે છે.

બીજી પંચવર્ષીય યોજનામાં જુદા જુદા પછાત વર્ગો માટે નીચે પ્રમાણે જોગવાઈ કરવામાં આવી છે:

| | | |
|---|---|---|
| ૧. | અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત વિસ્તારોના વિકાસ માટે | ૪૭.૦ કરોડ રૂપિયા |
| ૨. | અનુસૂચિત કોમો | ૨૭.૫ ,, |
| ૩. | વિમુક્ત જાતિઓ | ૪.૦ ,, |
| ૪. | બીજા પછાત વર્ગો | ૯.૭ ,, |
| ૫. | વહીવટ | ૨.૯ ,, |
| | કુલ | ૯૧.૧ ,, |

સમિતિને વહીવટ માટે રાખવામાં આવેલી રકમ વધારે લાગી હતી તેથી એ ઓછી કરવા માટે પગલાં લેવાવાં જોઈએ એવી સમિતિએ સૂચના કરી છે. જુદી જુદી યોજનાઓ અંગે સમિતિ એવું સૂચવે છે કે, યોજનાઓ ક્યાં શરૂ કરવી વગેરે વિગતો રાજ્યોએ પહેલેથી નક્કી કરી લેવી જોઈએ, જેથી એ યોજનાઓનો અમલ નાણાકીય વર્ષની શરૂઆતથી જ થઈ જાય.

૧૯૫૬–૫૭ના વર્ષ દરમ્યાન અમુક રકમ વપરાઈ નહોતી. એનું કારણ એવું જણાવવામાં આવ્યું હતું કે, રાજ્યોની પુનર્રચનાને કારણે અને સામાન્ય ચૂંટણીઓને કારણે આમ બન્યું હતું. આ ઉપરાંત ૧૯૫૬–

'૫૭ના વર્ષ દરમ્યાન પૈસા મંજૂર કરવાની પદ્ધતિ પણ ઘણી લાંબી હતી. એટલે પૂરા પૈસા વર્ષની આખર સુધીમાં વપરાઈ શકયા નહોતા. '૫૭–'૫૮ના વર્ષ દરમ્યાન આ પદ્ધતિ વધારે સરળ બનાવવામાં આવી હતી રાજ્ય સરકારો પાસેથી યોજનાઓ અંગેનાં સૂચનો નવેમ્બર માસમાં લેવામાં આવ્યાં. એની ઉપર પ્લાનિંગ કમિશને ચર્ચા કરી, અને એની આખરી મર્યાદા નક્કી કરવામાં આવી, અને રાજ્યોને એની વખતસર જાણ કરવામાં આવી, જેથી રાજ્યો એમનું વાર્ષિક અંદાજપત્ર વખતસર ઘડી શકયાં હતા. યોજનાની આખરી મર્યાદાની રકમ વગેરે અંગે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનર સાથે પ્લાનિંગ કમિશને ચર્ચા કરી લીધી તેથી કાર્યક્રમો વખતસર નક્કી થઈ શકયા હતા.

ચાલુ નાણાકીય વર્ષથી એ પદ્ધતિ હજુ વધારે સરળ બનાવવામાં આવી છે પ્લાનિંગ કમિશને મંજૂર કરેલી યોજનાઓ અંગે હવે ભારત સરકારની મંજૂરી મેળવવાની રહી નથી. એ યોજનાઓ હવેથી રાજ્યોનાં નાણાખાતાંએ મંજૂર કરવાની છે. આ ઉપરાંત રાજ્ય સરકારોને એ પણ સત્તા આપવામાં આવી છે કે, તેઓ દરેક જૂથ નીચે આવતી યોજનાઓના પૈસા એકબીજા માટે વાપરી શકશે. આવાં જૂથો (૧) શિક્ષણ, (૨) આર્થિક ઉન્નતિ, અને (૩) સ્વાસ્થ્ય, વનવાટ અને બીજી યોજનાઓ એટલાં ગણવામા આવ્યાં છે.

## (૨) બીજી પંચવર્ષીય યોજના

બીજી પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોની કલ્યાણ યોજનાઓ માટે ૯૧ કરોડ રૂપિયા આપવામા આવ્યા છે એને બે ભાગમા વહેંચી નાખવામા આવ્યા છે

૧ રાજ્યો તરફથી ચાલતી કલ્યાણ યોજનાઓ માટે, અને
૨ કેન્દ્રમાથી મંજૂર થયેલી યોજનાઓ માટે

કેન્દ્રમાથી અમુક યોજનાઓ મંજૂર કરવાનું મુખ્ય કારણ અનુસૂચિત જાતિઓના કેટલાક પ્રશ્નો વધારે અસરકારક રીતે હલ થઈ શકે એ છે ૫૯ કરોડ રૂપિયા રાજ્યોની યોજનાઓ માટે છે, અને ૩૨ કરોડ રૂપિયા કેન્દ્રની યોજનાઓ માટે છે

બીજી પંચવર્ષીય યોજનામા જુદા જુદા પછાત વર્ગો માટે નીચે પ્રમાણે જોગવાઈ કરવામા આવી છે

| | | |
|---|---|---|
| ૧ | અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત વિસ્તારોના વિકાસ માટે | ૪૭ કરોડ રૂપિયા |
| ૨ | અનુસૂચિત કોમો | ૨૭૫ ,, |
| ૩ | વિમુકત જાતિઓ | ૪ ,, |
| ૪ | બીજા પછાત વર્ગો | ૯૭ ,, |
| ૫ | વહીવટ | ૨૯ ,, |

'૫૭ના વર્ષ દરમ્યાન પૈસાં મંજૂર કરવાની પદ્ધતિ પણ ઘણી લાંબી હતી. એટલે પૂરા પૈસા વર્ષની આખર સુધીમાં વપરાઈ શકયા નહોતા. '૫૭–'૫૮ના વર્ષ દરમ્યાન આ પદ્ધતિ વધારે સરળ બનાવવામાં આવી હતી. રાજ્ય સરકારો પાસેથી યોજનાઓ અંગેનાં સૂચનો નવેમ્બર માસમાં લેવામાં આવ્યાં. એની ઉપર પ્લાનિંગ કમિશને ચર્ચા કરી, અને એની આખરી મર્યાદા નક્કી કરવામાં આવી, અને રાજ્યોને એની વખતસર જાણ કરવામાં આવી, જેથી રાજ્યો એમનું વાર્ષિક અંદાજપત્ર વખતસર ઘડી શકયાં હતાં. યોજનાની આખરી મર્યાદાની રકમ વગેરે અંગે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનર સાથે પ્લાનિંગ કમિશને ચર્ચા કરી લીધી તેથી કાર્યક્રમો વખતસર નક્કી થઈ શકયા હતા.

ચાલુ નાણાકીય વર્ષથી એ પદ્ધતિ હજુ વધારે સરળ બનાવવામાં આવી છે. પ્લાનિંગ કમિશને મંજૂર કરેલી યોજનાઓ અંગે હવે ભારત સરકારની મંજૂરી મેળવવાની રહી નથી. એ યોજનાઓ હવેથી રાજ્યોનાં નાણાખાતાંએ મંજૂર કરવાની છે. આ ઉપરાંત રાજ્ય સરકારોને એ પણ સત્તા આપવામાં આવી છે કે, તેઓ દરેક જૂથ નીચે આવતી યોજનાઓના પૈસા એકબીજા માટે વાપરી શકશે. આવાં જૂથો (૧) શિક્ષણ, (૨) આર્થિક ઉન્નતિ, અને (૩) સ્વાસ્થ્ય, વસવાટ અને બીજી યોજનાઓ એટલાં ગણવામાં આવ્યાં છે.

આ ઉપરાંત નાણાખાતાએ કેન્દ્રીય મદદ અંગેનાં નાણાંમાંથી અમુક મદદ પહેલેથી રાજ્ય સરકારોને આપી દીધી છે. આથી ૧૯૫૭–૫૮ના વર્ષ દરમ્યાન આગળના વર્ષની સરખામણીમાં ઘણી ઓછી રકમ વપરાયા વિનાની રહી છે. સમિતિ સૂચવે છે કે, પછાત વર્ગો માટેના જુદા જુદા વિભાગોના મદદનીશ કમિશનરોએ પોતાના વિભાગોની હાલની પરિસ્થિતિ અંગે ઝીણવટભરી તપાસ નીચેના મુદ્દાઓ માટે કરવી જોઈએ:

૧. પૈસા મંજૂર કરવા માટેની હાલની પદ્ધતિ, અને
૨. જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે સધાએલું સંકલન.

એમની આ તપાસ અને તે અંગેનાં તેમનાં સૂચનો આવી ગયા પછી તે માટે વિશેષ પગલાં ભરવાં જોઈએ. આ ઉપરાંત ગૃહખાતાએ એ પણ

## (૨) બીજી પંચવર્ષીય યોજના

બીજી પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોની કલ્યાણ યોજનાઓ માટે ૯૧ કરોડ રૂપિયા આપવામા આવ્યા છે એને બે ભાગમાં વહેંચી નાંખવામા આવ્યા છે

૧. રાજ્યો તરફથી ચાલતી કલ્યાણ યોજનાઓ માટે, અને
૨ કેન્દ્રમાથી મંજૂર થયેલા યોજનાઓ માટે.

કેન્દ્રમાથી અમુક યોજનાઓ મંજૂર કરવાનું મુખ્ય કારણ અનુસૂચિત જાતિઓના કેટલાક પ્રશ્નો વધારે અસરકારક રીતે હલ થઈ શકે એ છે. ૫૯ કરોડ રૂપિયા રાજ્યોની યોજનાઓ માટે છે, અને ૩૨ કરોડ રૂપિયા કેન્દ્રની યોજનાઓ માટે છે.

બીજી પંચવર્ષીય યોજનામાં જુદા જુદા પછાત વર્ગો માટે નીચે પ્રમાણે જોગવાઈ કરવામાં આવી છે:

| | | |
|---|---|---|
| ૧. | અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત વિસ્તારોના વિકાસ માટે | ૪૭૦ કરોડ રૂપિયા |
| ૨ | અનુસૂચિત કોમો | ૨૭૫ ,, |
| ૩. | વિમુકત જાતિઓ | ૪.૦ ,, |
| ૪. | બીજા પછાત વર્ગો | ૯.૭ ,, |
| ૫. | વહીવટ | ૨.૯ ,, |
| | કુલ | ૯૧.૧ ,, |

સમિતિને વહીવટ માટે રાખવામા આવેલી રકમ વધારે લાગી હતી તેથી એ ઓછી કરવા માટે પગલા લેવાવા જોઈએ એવી સમિતિએ સૂચના કરી છે જુદી જુદી યોજનાઓ અંગે સમિતિ એવુ સૂચવે છે કે, યોજનાઓ કયાં શરૂ કરવી વગેરે વિગતો રાજ્યોએ પહેલેથી નક્કી કરી લેવી જોઈએ, જેથી એ યોજનાઓનો અમલ નાણાકીય વર્ષની શરૂઆતથી જ થઈ જાય.

૧૯૫૬–૫૭ના વર્ષ દરમ્યાન અમુક રકમ વપરાઈ નહોતી એનું કારણ એવું જણાવવામાં આવ્યું હતું કે, રાજ્યોની પુનર્રચનાને કારણે અને સામાન્ય ચૂટણીઓને કારણે આમ બન્યું હતું. આ ઉપરાંત ૧૯૫૬–

'૫૭ના વર્ષ દરમ્યાન પૈસાં મંજૂર કરવાની પદ્ધતિ પણ ઘણી લાંબી હતી. એટલે પૂરા પૈસા વર્ષની આખર સુધીમાં વપરાઈ શકયા નહોતા. '૫૭–'૫૮ના વર્ષ દરમ્યાન આ પદ્ધતિ વધારે સરળ બનાવવામાં આવી હતી. રાજ્ય સરકારો પાસેથી યોજનાઓ અંગેનાં સૂચનો નવેમ્બર માસમાં લેવામાં આવ્યાં. એની ઉપર પ્લાનિંગ કમિશને ચર્ચા કરી, અને એની આખરી મર્યાદા નક્કી કરવામાં આવી, અને રાજ્યોને એની વખતસર જાણ કરવામાં આવી, જેથી રાજ્યો એમનું વાર્ષિક અંદાજપત્ર વખતસર ઘડી શકયાં હતાં. યોજનાની આખરી મર્યાદાની રકમ વગેરે અંગે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનર સાથે પ્લાનિંગ કમિશને ચર્ચા કરી લીધી તેથી કાર્યક્રમો વખતસર નક્કી થઈ શકયા હતા.

ચાલુ નાણાકીય વર્ષથી એ પદ્ધતિ હજુ વધારે સરળ બનાવવામાં આવી છે. પ્લાનિંગ કમિશને મંજૂર કરેલી યોજનાઓ અંગે હવે ભારત સરકારની મંજૂરી મેળવવાની રહી નથી. એ યોજનાઓ હવેથી રાજ્યોનાં નાણાખાતાંએ મંજૂર કરવાની છે. આ ઉપરાંત રાજ્ય સરકારોને એ પણ સત્તા આપવામાં આવી છે કે, તેઓ દરેક જૂથ નીચે આવતી યોજના-ઓના પૈસા એકબીજા માટે વાપરી શકશે. આવાં જૂથો (૧) શિક્ષણ, (૨) આર્થિક ઉન્નતિ, અને (૩) સ્વાસ્થ્ય, વસવાટ અને બીજી યોજનાઓ એટલાં ગણવામાં આવ્યાં છે.

આ ઉપરાંત નાણાખાતાએ કેન્દ્રીય મદદ અંગેનાં નાણાંમાંથી અમુક મદદ પહેલેથી રાજ્ય સરકારોને આપી દીધી છે. આથી ૧૯૫૭–૫૮ના વર્ષ દરમ્યાન આગળના વર્ષની સરખામણીમાં ઘણી ઓછી રકમ વપરાયા વિનાની રહી છે. સમિતિ સૂચવે છે કે, પછાત વર્ગો માટેના જુદા જુદા વિભાગોના મદદનીશ કમિશનરોએ પોતાના વિભાગોની હાલની પરિસ્થિતિ અંગે ઝીણવટભરી તપાસ નીચેના મુદ્દાઓ માટે કરવી જોઈએ:

૧. પૈસા મંજૂર કરવા માટેની હાલની પદ્ધતિ, અને
૨. જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે સધાએલું સંકલન.

એમની આ તપાસ અને તે અંગેનાં તેમનાં સૂચનો આવી ગયા પછી તે માટે વિશેષ પગલાં ભરવાં જોઈએ. આ ઉપરાંત ગૃહખાતાએ એ પણ

જોવું જોઈએ કે રાજ્ય સરકારો એમના પ્રગતિ અહેવાલો વખતસર મોકલે, જેથી પૈસા બરાબર વપરાય છે કે નહિ એની વેળાસર ખબર પડે.

(બ) બિનસરકારી સંસ્થાઓ દ્વારા ચાલતી કલ્યાણ યોજનાઓ

ગૃહખાતાના પ્રતિનિધિએ સમિતિને જણાવ્યું હતું કે, અખિલ હિંદ ધોરણે ચાલતી બિનસરકારી સસ્થાઓ સાથે જ તેમનો સીધો સંબંધ હોય છે. આ સસ્થાઓ તરફથી આવતી નવી યોજનાઓ અંગે જે તે રાજ્ય સરકારોને અને અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનરને પૈસા મંજૂર કરતા અગાઉ પૈસાની મંજૂરી રાજ્ય સરકાર આપે છે. સમિતિએ સૂચવ્યું છે કે કઈ સંસ્થાઓને અખિલ હિંદ સ્તરની ગણવી, એ અંગેના ચોક્કસ નિયમો ગૃહખાતાએ ઘડી કાઢવા જોઈએ. પછાત વર્ગોમાં આર્થિક અને સામાજિક વિકાસ અંગે જે સંસ્થાઓ કાર્ય કરતી હોય, અને જે બિનરાજકીય હોય એવી સંસ્થાઓને જ સરકારી મદદ મેળવવા માટે માન્ય કરવી જોઈએ. આ સંસ્થાઓના વૈતનિક કાર્યકરોએ કોઈ પણ જાતના રાજકીય પ્રચારમાં ભાગ ન લેવો જોઈએ, અને સંસ્થાના પૈસા રાજકીય હેતુઓ માટે ન વપરાય એ પણ ધ્યાન રાખવું જોઈએ. નક્કી કરેલા નિયમોની વિશાળ જાહેરાત પ્રાદેશિક ભાષાઓમાં કરાવવી જોઈએ, જેથી એની સાથે સંબંધ ધરાવતાં બધાંને પૂરની માહિતી મળી રહે.

ગૃહખાતાના પ્રતિનિધિએ સમિતિને જણાવ્યુ હતું કે અખિલ હિંદ ધોરણે કામ કરતી સંસ્થાઓને સરકાર યોજનાના ૮૦ % જેટલી મદદ આપે છે, અને ૨૦ %. સંસ્થાએ કાઢવાના હોય છે. જો કે 'અખિલ ભારત હરિજન સેવક સંઘ' અને 'ભારતીય આદિમજાતિ સેવક સંઘ'ને ૧૦૦ %. મદદ આપવામાં આવે છે જ્યારે યોજનાઓ મંજૂર થાય છે, ત્યારે મંજૂર કરેલી રકમના ૫૦ %. નાણાં આપવામાં આવે છે, અને બાકીની ૫૦ %. રકમ સંસ્થા તરફથી પહેલા વર્ષનો છ માસિક પ્રગતિ અહેવાલ મળે ત્યારે આપવામાં આવે છે.

સમિતિને લાગે છે કે બિનસરકારી સંસ્થાઓને પૈસાની ખૂબ જ ખેંચ પડતી હોય છે. તેથી સરકારે એમને દર ૩ મહિને પૈસા આપવા જોઈએ, અને છેલ્લો હપતો પ્રગતિ અહેવાલ મળે એટલે આપવો જોઈએ.

'૫૭ના વર્ષ દરમ્યાન પૈસા મંજૂર કરવાની પદ્ધતિ પણ ઘણી લાંબી હતી. એટલે પૂરા પૈસા વર્ષની આખર સુધીમાં વપરાઈ શકયા નહોતા '૫૭–'૫૮ના વર્ષ દરમ્યાન આ પદ્ધતિ વધારે સરળ બનાવવામા આવી હતી. રાજ્ય સરકારો પાસેથી યોજનાઓ અંગેના સૂચનો નવેમ્બર માસમા લેવામાં આવ્યાં. એની ઉપર પ્લાનિંગ કમિશને ચર્ચા કરી, અને એની આખરી મર્યાદા નક્કી કરવામા આવી, અને રાજ્યોને એની વખતસર જાણ કરવામા આવી, જેથી રાજ્યો એમનું વાર્ષિક અદાજપત્ર વખતસર ઘડી શકયાં હતા. યોજનાની આખરી મર્યાદાની રકમ વગેરે અંગે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનર સાથે પ્લાનિંગ કમિશને ચર્ચા કરી લીધી તેથી કાર્યક્રમો વખતસર નક્કી થઈ શકયા હતા.

ચાલુ નાણાકીય વર્ષથી એ પદ્ધતિ હજુ વધારે સરળ બનાવવામાં આવી છે. પ્લાનિંગ કમિશને મજૂર કરેલી યોજનાઓ અંગે હવે ભારત સરકારની મજૂરી મેળવવાની રહી નથી. એ યોજનાઓ હવેથી રાજ્યોનાં નાણાખાતાએ મંજૂર કરવાની છે. આ ઉપરાંત રાજ્ય સરકારોને એ પણ સત્તા આપવામા આવી છે કે, તેઓ દરેક જૂથ નીચે આવતી યોજનાઓના પૈસા એકબીજા માટે વાપરી શકશે આવા જૂથો (૧) શિક્ષણ, (૨) આર્થિક ઉન્નતિ, અને (૩) સ્વાસ્થ્ય, વસવાટ અને બીજી યોજનાઓ એટલાં ગણવામા આવ્યાં છે.

આ ઉપરાંત નાણાખાતાએ કેન્દ્રીય મદદ અંગેના નાણાંમાથી અમુક મદદ પહેલેથી રાજ્ય સરકારોને આપી દીધી છે. આથી ૧૯૫૭–૫૮ના વર્ષ દરમ્યાન આગળના વર્ષની સરખામણીમા ઘણી ઓછી રકમ વપરાયા વિનાની રહી છે. સમિતિ સૂચવે છે કે, પછાત વર્ગો માટેના જુદા જુદા વિભાગોના મદદનીશ કમિશનરોએ પોતાના વિભાગોની હાલની પરિસ્થિતિ અંગે ઝીણવટભરી તપાસ નીચેના મુદ્દાઓ માટે કરવી જોઈએ:

૧. પૈસા મંજૂર કરવા માટેની હાલની પદ્ધતિ, અને
૨. જુદાં જુદાં ખાતાઓ વચ્ચે સધાએલુ સંકલન

એમની આ તપાસ અને તે અગેના તેમનાં સૂચનો આવી ગયા પછી તે માટે વિશેષ પગલાં ભરવાં જોઈએ. આ ઉપરાંત ગૃહખાતાએ એ પણ

સમિતિએ સૂચવ્યું છે કે સરકાર પાસે મર્યાદિત સમય અને સાધનો હોવાથી, ગૃહખાતાએ અનુસૂચિત કોમો, અનુસૂચિત જાતિઓ, વિમુક્ત જાતિઓ અને બીજા પછાત વર્ગોના કલ્યાણ અંગેનો તબક્કાવાર કાર્યક્રમ, દરેક રાજ્યવાર તેમ જ યુનિયન ટેરિટરી માટે બિનસરકારી સંસ્થાઓ સાથે મળીને ઘડી કાઢવો જોઈએ. આથી બિનસરકારી સસ્થાઓની પ્રવૃત્તિઓનુ સંકલન વધશે, બેવડાતી મદદ બધ કરી શકાશે, અને એમની પ્રવૃત્તિઓનો સમાવેશ એક સમગ્ર યોજનામાં કરી શકાશે, જેથી નક્કી કરેલા સમયે ધાર્યાં પરિણામો આપણને મળી શકશે.

## (ક) જુદી જુદી યોજનાઓનું મૂલ્યાંકન

સામાન્ય રીતે પછાત વર્ગના કમિશનરને હસ્તક પછાત વર્ગોના કલ્યાણ અંગે ચાલતી જુદી જુદી યોજનાઓનું મૂલ્યાંકન કરવાની કામગીરી હોય છે. એ એમના મદદનીશ કમિશનરોની મદદથી આ કામગીરી બજાવે છે.

ગૃહ ખાતાએ કમિશનર, પ્લાનિંગ કમિશન અને બીજા સબંધિત ખાતાંઓની મદદથી છ માસિક પ્રગતિના અહેવાલ માટે એક પત્રક તૈયાર કર્યું છે. રાજ્યની સરકારોએ આ છ માસિક પ્રગતિના અહેવાલો ગૃહખાતાને મોકલવાના હોય છે, અને એની નકલો કમિશનરને, મદદનીશ કમિશનરને, પ્લાનિંગ કમિશનને અને સબંધિત ખાતાઓને મોકલવાની હોય છે. કમિશનર અને ગૃહખાતાની ઓફિસમાં આ અહેવાલોની ચકાસણી થાય છે ગૃહખાતાની ફરિયાદ હતી કે રાજ્યો આ અહેવાલો સમયસર મોકલતા નથી

કમિશનરે એમના '૫૭–'૫૮ના અહેવાલમાં જણાવ્યુ છે કે, મદદનીશ કમિશનરોની સંખ્યા ઓછી હોવાથી મૂલ્યાંકનનું કામ તેમનાથી બરાબર રીતે કરી શકાતું નથી આથી સમિતિ સૂચવે છે કે રાજ્ય સરકારોએ મૂલ્યાંકન એકમો (Cells) સ્થાપવાં જોઈએ, જેથી રાજ્યકક્ષાએ મૂલ્યાંકન થઈ શકે, તથા પ્રગતિ અહેવાલો સમયસર મોકલી શકાય. કેન્દ્ર સરકારે આ જાતનું મૂલ્યાંકન એકમ યુનિયન ટેરીટરીમાં પણ સ્થાપવું જોઈએ

# ૩. આર્થિક વિકાસ

## (અ) સામાજિક-આર્થિક તપાસ

સમિતિને જણાવવામાં આવ્યું હતું કે સમાજના અન્ય વર્ગોની કક્ષાએ પછાત વર્ગો આવી જાય, એ દૃષ્ટિએ એમની આર્થિક ઉન્નતિ કરવા માટેનો ચોક્કસ કાર્યક્રમ ઘડી કાઢવા માટે આર્થિક તપાસ હજુ સુધી કરવામાં આવી નહોતી. પછાત વર્ગોની ઉન્નતિનો પ્રશ્ન ઘણો જ મોટો તથા કઠિન હોઈ, એ માટે થોડા પૈસા ગમે તેમ ખર્ચી નાખ્યે ધાર્યું પરિણામ નહિ આવે એ અંગે શાસ્ત્રીય તપાસને આધારે કાર્યક્રમો ઘડવા જોઈએ, અને તેમનો અમલ થવો જોઈએ. આથી સમિતિએ સૂચવ્યુ છે કે ગૃહખાતાએ રાજ્ય સરકારો સાથે મળી, પછાત વર્ગોની વિસ્તૃત સામાજિક-આર્થિક તપાસ હાથ ધરવી જોઈએ, અને એ તપાસને આધારે આ વર્ગોના કલ્યાણ અંગેનો એવો લાંબા ગાળાનો કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ કે જેને પરિણામે નક્કી કરેલા સમયમાં આ વર્ગો સમાજના બાકીના વર્ગોની સાથે થઈ જાય

## (બ) ખેતી

### (૧) પ્રથમ અને બીજી પંચવર્ષીય યોજનાના કાર્યક્રમો

સમિતિએ સૂચવ્યું છે કે ગૃહખાતાએ એકબાજુ ખેતીવાડી ખાતા સાથે અને સામૂહિક વિકાસ ખાતા સાથે સંકલન દૃઢ કરવુ જોઈએ, અને બીજી બાજુ રાજ્ય સરકારો સાથે પણ સબંધ વધારવો જોઈએ જેથી ખેતીવિકાસ અંગે ફાળવેલાં નાણાનો પૂરો ઉપયોગ થાય છે કે નહિ અને ખર્ચના હિસાબે સતોષકારક પરિણામ મળે છે કે નહિ, તે જોઈ શકે.

### (૨) સહકારી ખેતી

પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન સહકારી ખેતી તરફ ખેડૂતોને વાળવા માટે ઘણા સૂચનો કરવામાં આવ્યાં હતા, પરતુ ખાસ કોઈ પગલા લેવામાં આવ્યાં ન હતા બીજી પચવર્ષીય યોજના દરમ્યાન નક્કી કરવામા આવ્યુ કે આદિવાસી વિસ્તારમા જમીનની માલિકી હજુ આખી જાતિની હોઈ ત્યા લોકોને સહકારી ખેતી તરફ વાળવા ખાસ પ્રયત્નો

કરવા જોઈએ. જ્યાં જમીનના એકમો ઘણા નાના છે, ત્યાં એ ટુકડાઓને એ રીતે ભેગા કરવા કે જેથી એ સહકારી ખેતીમાં ભવિષ્યમાં આવી શકે. ગૃહખાતા તરફથી સમિતિને જણાવવામાં આવ્યું હતું કે પછાત વર્ગોમાં સહકારી ખેતી અંગે કશાય કશું કામ થયું નથી. પરંતુ ગોરખપુરમાં સર્વ સેવા સંઘે સહકારી ખેતી વિકસાવવા માટે જવાબદારી લીધી છે, અને એને માટે સરકારે ૬૮ લાખ રૂપિયા મંજૂર કર્યા છે. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન ૧૦ લાખ રૂપિયા આપેલા, એની પ્રગતિનો અહેવાલ હજુ આવવાનો છે.

સમિતિએ એવી સૂચના કરી છે કે સરકારે પછાત વર્ગોને અપાતી જમીનમાં સહકારી ખેતી વિકસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. પહેલાં જમીન વહેંચી આપવી અને પછી તેમને સહકારી ખેતી કરવા સમજાવવા, તેને બદલે જમીન આપતી વખતે જ સહકારી ખેતી માટે આગ્રહ રાખવો વધારે લાભદાયી થશે. સહકારી ખેતીના પ્રયોગો જાણીતી બિન-સરકારી સંસ્થાઓની મારફત આખા દેશમાં કરવા જરૂરી છે.

## (૩) અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓની વસાહતો

૧૯૫૧ના આંકડા પ્રમાણે અનુસૂચિત કોમોની ૩૮૧ લાખની વસતિમાંથી ૪૮ લાખ અને અનુસૂચિત જાતિઓની ૧૭૩ લાખની વસતિમાંથી ૨૦ લાખ જમીન વિનાના મજૂરો હતા આ લોકોને જમીન આપી, એમની આર્થિક સ્થિતિ સુધારવાનો પ્રશ્ન મહત્ત્વનો હતો. પ્રથમ પંચવર્ષીય યોજનામાં એને માટે ૨ કરોડ રૂપિયાની રકમ કાઢવામાં આવી હતી. બીજી યોજના દરમ્યાન કેન્દ્રની મદદ ઉપરાંત ૧૪ રાજ્યોએ ૫ કરોડ રૂપિયાની યોજનાઓ ઘડી હતી, જેમાં ૨૦,૦૦૦ કુટુંબોને ૧,૦૦,૦૦૦ એકર જમીન ઉપર વસાવવાનાં હતાં.

કમિશનરે એમના ૫૭–૫૮ના વર્ષના અહેવાલમાં જણાવ્યું છે કે, રાજ્ય સરકારોએ આદિવાસી અને હરિજન ખેડૂતોને તેઓ જે જમીન ખેડે છે તે જમીન અંગેની નિશ્ચિતતા કરી આપવા માટે કેટલાંક ધારાકીય અને વહીવટી પગલાં લીધાં છે. કેટલાંક રાજ્યોમાં પછાત વર્ગોની જમીનના ખરીદવેચાણ પર નિયંત્રણો મૂકવામાં આવ્યાં છે, જેથી બિન-પછાત વર્ગો

પાસે તેમની જમીન જતી ન રહે. હરિજન કલ્યાણ માટેના મધ્યસ્થ સલાહકારી બોર્ડે સૂચના કરી છે કે જ્યાં જ્યાં જમીન ખેડાયા વિનાની પડી હોય, ત્યાં ત્યાં એ જમીનો જમીન વિનાના લોકોને અપાવવા પ્રયત્ન થવો જોઈએ, અને તેમાં ભૂમિહીન હરિજનોને પ્રથમ પસંદગી અપાવી જોઈએ. રાજ્યોએ આ ભલામણ સ્વીકારી છે. આદિવાસીઓને જમીન આપવા માટે કેન્દ્ર સરકારે રાજ્ય સરકારોને નીચેનાં સૂચનો કર્યાં છે:

૧. જે આદિવાસીઓએ પડતર જમીનને ખેડવા યોગ્ય બનાવી હોય, તે તેમની પાસેથી લઈ લેવી જોઈએ નહિ.
૨. જમીન અંગેના રેકોર્ડમાં ભૂલો રહેલી હોય, કે રેકોર્ડ તૈયાર જ કરવામાં ન આવ્યા હોય, તો તે સ્થિતિ સુધારી લેવી જોઈએ, અને આદિવાસીઓના નામે જમીનો ચઢાવી દેવી જોઈએ, તથા તેમને કાયમી હક્કો આપવા જોઈએ.
૩. કોઈ આદિવાસીને જમીન વેચવી હોય, તો તે કલેક્ટરની મંજૂરી વિના ન વેચી શકે; અને તે પણ બિનઆદિવાસીને ન વેચી શકે.

સમિતિએ ભલામણ કરી છે કે હાલના જમીન અંગેના કાયદાઓનો વિગતવાર અભ્યાસ થવો જોઈએ, જેથી (૧) અત્યારના કાયદામાં કોઈ સુધારો કરવાનો હોય તો એ થઈ શકે, (૨) બીજાં રાજ્યોમાં આ જાતના કાયદાઓ દાખલ થઈ શકે, અને (૩) એ કાયદાઓને અસરકારક બનાવવા માટે ચોક્કસ પદ્ધતિ અપનાવી શકાય.

પછાત વર્ગોના ભૂમિહીનોને જમીન આપવા માટેની બાબતમાં સમિતિએ સૂચન કર્યું છે કે તેઓને આપવા માટેની જમીનનું પ્રમાણ એક વખત નક્કી કરી લેવું જોઈએ, તથા એ દિશામાં કેટલું કામ થયું છે તે જાણી લેવું જોઈએ. ત્યાર પછી અમુક રાજ્યોમાં આ પ્રશ્ન પૂરેપૂરો ઉકેલવા ચોક્કસ કાર્યક્રમ નક્કી કરી તે અંગેની વ્યવસ્થા ગોઠવવી જોઈએ. ભૂદાનમાં મળેલી અને બીજી પડતર જમીનો પ્રથમ ભૂમિહીન હરિજનોને અને પછી પછાત વર્ગના બીજા ભૂમિહીનોને ઝડપથી વહેંચી આપવા ખાસ પ્રયત્નો કરવા જોઈએ. સમિતિના આ સૂચનને ગૃહખાતાએ સ્વીકારી લીધું છે

## (ક) સહકારી પ્રવૃત્તિ

### (૧) પ્રથમ અને દ્વિતીય પંચવર્ષીય યોજનામાં પછાત વર્ગોમાં સહકારી પ્રવૃત્તિનો વિકાસ

સમિતિને જણાવવામાં આવ્યુ હતું કે પછાત વર્ગોમાં સહકારી પ્રવૃત્તિનુ કાર્ય જોઈએ એવુ થયું નથી, એનુ કારણ પછાત વર્ગોની ગરીબાઈ, અજ્ઞાનતા અને ઉદાસીનતા ઉપરાંત સારા કાર્યકરોની ખામી છે સમિતિને એ જાણીને ખેદ થયો હતો કે બીજી પંચવર્ષીય યોજનામાં ૨૧૫ ૮૩ લાખ રૂપિયાની જોગવાઈમાંથી માત્ર ૧૮.૧૮ લાખ રૂપિયા ૫૬–૫૭ના વર્ષ દરમ્યાન ખર્ચાયા હતા, અને ૫૭–૫૮ના વર્ષ દરમ્યાન ૨૭ ૨૭ લાખ રૂપિયા ખર્ચાયે ૫૬–૫૭ના વર્ષ દરમ્યાન આદિવાસી સહકારી મંડળીઓની સંખ્યા ૨૦૮ હતી ૫૮ના વર્ષ દરમ્યાન તે ૮૦૬

૪. સામાજિક રીતરિવાજો પાછળ કરવામાં આવતો મોટો ખર્ચ ઓછો કરવા માટે મજબૂત પ્રચાર કાર્ય હાથ ધરવું જોઈએ.
૫. પછાત વર્ગોના લોકોને ખેતી સિવાયના ગૃહઉદ્યોગો અને બીજા વ્યવસાયો પૂરા પાડવા માટે વિસ્તૃત તપાસ થવી જોઈએ.

સમિતિએ ભલામણ કરી છે કે, જે રાજ્યોમાં ધિરાણ સહકારી મંડળીઓ હજુ ન રચાઈ ગઈ હોય ત્યાં એ શરૂ કરવા માટે રાજ્ય સરકારોએ વિશેષ પ્રયત્નો કરવા જોઈએ.

સમિતિએ વધારામાં એવી સૂચના કરી છે કે, પછાત વર્ગોના દેવા અંગેની પરિસ્થિતિથી માહિતગાર થવા માટે એક નમૂના તપાસ પણ હાથ ધરવી જોઈએ. આવી તપાસનાં પરિણામો જાણવા મળે તે દરમ્યાન કેન્દ્ર સરકારે નીચેનાં પગલાં લેવાં જોઈએ :

(અ) રાજ્ય સરકારોએ પછાત વર્ગોનાં દેવાં ઘટાડવા માટે યોગ્ય કાયદાઓ પસાર કરવા જોઈએ.
(બ) જે રાજ્ય સરકારોએ શાહુકારોને ફરજિયાત નોંધ કરાવવા માટે કાયદો પસાર કર્યો ન હોય તેમણે તે તાબડતોબ પસાર કરવો જોઈએ.
(ક) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોનાં દેવાં પતાવવા માટે રાજ્ય સરકારોએ બોર્ડો નીમવાં જોઈએ.
(ડ) જે રાજ્ય સરકારોએ આદિવાસીઓનાં ઘણાં જૂનાં દેવાં નાબૂદ કરવા માટે હજુ સુધી કોઈ પગલાં ન ભર્યાં હોય, તેમને તેમ કરવા જણાવવું જોઈએ.
(ઇ) ઉપર જણાવેલાં બધાં પગલાં યુનિયન ટેરીટરીમાં પણ લેવાવાં જોઈએ.

(૩) આદિવાસીઓ માટે જંગલ કામદાર સહકારી મંડળીઓ

આદિવાસીઓની મોટી સંખ્યા જંગલોમાં વસે છે, અને મોટે ભાગે આ જંગલો પર તેમનું આર્થિક જીવન અવલંબિત છે. એથી જંગલોમાંના કામકાજની કેવી વ્યવસ્થા ગોઠવવામાં આવે છે તેના પર તેમના જીવનનો ઘણો આધાર રહે છે. લાકડાં કાપવાં, જંગલની અન્ય પેદાશો ભેગી કરવી, ઘાસ કાપવું કે પશુને જંગલમાં ચરાવવા વગેરે અંગેનાં જે નિયંત્રણો મૂકવામાં આવે તેનાથી તેમને નાહકની હેરાનગતી ઊભી

ન થાય તે જોવું જોઈએ. જંગલ કામદારો તરીકે કામ કરતા આદિવાસીઓનું જંગલ કૉન્ટ્રૅક્ટરોને હાથે મોટા પાયા પર શોષણ થતું હોય છે. આ શોષણ રોકવા માટે મુંબઈ સરકારે ૧૯૪૭માં ૧૩ જંગલ કામદાર સહકારી મંડળીઓની રચના કરી, અને જંગલ અંગેનું બધું કામ તેમને સોંપ્યું હતું.

પ્રથમ યોજનાને અંતે મંડળીઓનો આંકડો ૧૭૭ થયો. બીજાં રાજ્યોએ પણ આવો દાખલો લઈ પોતપોતાનાં રાજ્યોમાં જંગલ કામદાર મંડળીઓ સ્થાપી. બીજાં રાજ્યોમાં આવી ૧૬૧ મંડળીઓ પહેલી યોજનાને અંતે સ્થપાઈ હતી. બીજી યોજના દરમ્યાન નવી ૩૪૦ જંગલ કામદાર મંડળીઓ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. સમિતિને બીજી યોજનાનાં પ્રથમ બે વર્ષમાં આ મંડળીઓ રચવા અંગે થયેલી પ્રગતિ ધીમી લાગી અને તેથી તેણે રાજ્ય સરકારોએ તે માટે વિશેષ પ્રયત્ન કરવા જોઈએ એમ સૂચવ્યું હતું. પછાત વર્ગોના કમિશનરે એમના પ૬–પ૭ના વર્ષના અહેવાલમાં મુંબઈ રાજ્યની મંડળીઓની કામગીરી જોઈને નીચે પ્રમાણે ભલામણો કરી હતી.

૧. જંગલ કામદાર સહકારી મંડળીઓને હરાજીમાં ઊભા રહ્યા સિવાય સારા કુપ પસંદ કરવાની છૂટ આપવી જોઈએ, અને આ કુપ તેમને વાજબી દરે આપવા જોઈએ.

૨. મંડળીઓને નક્કી કરેલી કિંમત પેટે કશી રકમ અગાઉથી ભરવાની ફરજ ન પાડવી જોઈએ, તથા કુપો રાખતી વખતે પહેલેથી જ બધી રકમ ભરવાનું નહિ જણાવવું જોઈએ. એમને બે ત્રણ ખાતરીલાયક જામીન આપવાનું જરૂર કહી શકાય. મંડળીઓને કુપ મળે કે તરત જ તે જંગલકટાઈ કામ શરૂ કરી શકે, તથા માલનું વેચાણ થાય ત્યારે કુપની કિંમત ભરી શકે, એવી સગવડ આપવી જોઈએ.

૩. જંગલના કુપનો વાજબી ભાવ (upset price) જંગલ ખાતાએ અને સંબંધિત સોસાયટીઓના પ્રતિનિધિઓએ સાથે મળીને નક્કી કરવો જોઈએ.

૪. સહકારી મંડળીઓને શરૂઆતમાં માલ વેચવા માટે થોડી મુશ્કેલી પડે છે; પરંતુ ધીમેધીમે જ્યારે તેના કાર્યકર્તાઓ આ ધંધાના અનુભવી બને છે ત્યારે મુશ્કેલીઓ દૂર થતી જાય છે. બળતણ, ઈમારતી લાકડું, અને કોલસાના વેપારીઓ અને કોન્ટ્રેકટરો તેમના કામમાં કાંઈક ને કાંઈક અડચણો ઊભી કરે છે; કારણ કે મંડળીઓ સફળ થાય તો એમનાં હિત જોખમાવાનો તેમને ડર રહે છે. પરંતુ સહકારી અધિકારીઓએ કે સભ્યોએ નિરાશ થવાની જરૂર નથી. ધીમે ધીમે આ વેપારીઓ જ મંડળીઓમાથી માલ લેતા થશે.

૫. આ મંડળીઓને રેલવે વેગનો યોગ્ય સમયે અને જેટલી સંખ્યામાં જોઈએ એટલાં મળવાં જોઈએ.

૬ આ મંડળીઓને સહકારી બૅન્કમાંથી જરૂરી નાણાં મળે, એવી વ્યવસ્થા થવી જોઈએ, કારણ કે વૃક્ષો કાપવાં, કોલસો બનાવવો વગેરે કામો માટે રોકાતા મજૂરોને નાણાં ચૂકવવા માટે પૈસાની જરૂર રહે છે.

## (૪) ગ્રેન ગોલા (અનાજ ભંડારો)

બિહાર રાજ્ય આ જાતના અનાજ ભંડારો ખોલવામાં સૌથી પહેલું છે. એનો મુખ્ય હેતુ દુકાળમાં આ ભંડારોનો ઉપયોગ કરવામાં આવે એ હતો. એ સિવાય આદિવાસીઓને ખેતી માટે જરૂરી બી પણ આ ભંડારોમાંથી આપવામા આવતું. ધીમે ધીમે બીજા રાજ્યોએ પણ આ જાતના ભંડારો શરૂ કર્યા.

મુંબઈ રાજ્યમાં સરકારે આ અંગે એક ખાસ યોજના શરૂ કરી. અનાજ ભંડારોમાંથી આદિવાસીઓને અનાજ અને બી યોગ્ય રીતે મળી શકે, એવી વ્યવસ્થા ગોઠવી. પાછળથી એનો લાભ બીજા પછાત વર્ગોને પણ આપવામાં આવ્યો. મુંબઈ રાજ્યમાં આ રીતે આપવામાં આવતા ધિરાણનો વ્યાજનો દર ૨૫ ટકા છે. પછાત વર્ગોના કમિશનરે સૂચન કર્યું છે કે આદિવાસી પ્રજા ખૂબ જ ગરીબ હોવાથી ૨૫ ટકા જેટલો દર ભારે કહેવાય. એટલે ૧૨ ૧/૨ ટકાથી વધારે દર હોવો ન

જોઈએ બીજા ૧૨ ૧/૨ ટકા ફરજિયાત બચત પેટે લેવાય, જે સભાસદોને નામે જમા થાય આ રીતે સભ્યો પોતે જ અનાજ ભંડારોમાં પોતાનો જથ્થો એકઠો કરી શકશે, અને જરૂરિયાત પ્રમાણે તેમાંથી ઉપાડી શકશે. કમિશનરે એમના ૫૭–૫૮ના વર્ષના અહેવાલમાં આ અંગે ઘણાં વિગતવાર સૂચનો કર્યાં છે આ સૂચનો મુખ્યત્વે નીચેના વિષયોને લગતા છે:

૧ અનાજ લેનારાઓ નક્કી કરેલા સમય પહેલાં જો લોન પાછી આપે તો વ્યાજમાં અમુક માફી આપવા બાબત,

૨. જે અધિકારીઓ અનાજની લોન આપવાનું અને વસૂલ કરવાનું કામ કરતા હોય, તેમના ઉપર રાજ્ય સરકારોની કડક દેખરેખ,

૩. મુદતવીતી લોનોની વસૂલાત માટે ભરવાં જોઈતાં ઝડપી પગલાં, અને

૪. અનાજ ભંડારોને અનાજ બેંન્કમાં ફેરવી નાંખવાની શકયતાઓ.

નમિતિએ ભલામણ કરી છે કે દરેક રાજ્ય સરકારે વધુ ઢીલ કર્યા વિના કમિશનરના આ સૂચનો અમલમા મૂકવાં જોઈએ, અને જે રાજ્ય સરકારોએ અનાજ ભંડારો શરૂ નથી કર્યા તેમણે તે શરૂ કરવા જોઈએ. જેમણે તે શરૂ કરી દીધા છે, તેમણે તે ઊંડાણના વિસ્તારોમા પણ શરૂ કરવા જોઈએ, તેથી ત્યા રહેતા પછાત વર્ગના લોકોને તેનો ફાયદો મળી શકે.

## (૬) ગૃહઉદ્યોગો

### (૧) પ્રથમ પંચવર્ષીય અને દ્વિતીય પંચવર્ષીય યોજનાના કાર્યક્રમો

નમિતિએ ગૃહઉદ્યોગો ખિલવવા માટે એક એવુ સૂચન કર્યું છે કે શરૂઆતમા પછાત વર્ગોની જ્યા વિશેષ વસતિ હોય, તેવા વિસ્તારોની એક વિસ્તૃત તપાસ થવી જોઈએ, જેમાંથી જુદા જુદા ગૃહઉદ્યોગો શરૂ કરવા માટે અને તાલીમ અને ઉત્પાદન કેન્દ્રો ખોલવા માટે આ વિસ્તારોમાં કેટલી શકયતાઓ છે એનો ખ્યાલ આવે આ ઉપરાંત ગૃહઉદ્યોગો અને નાના પાયાના ઉદ્યોગોને લગતા અખિલ ભારતીય બોર્ડોને મળી, પછાત વર્ગોની સંખ્યા વધારે હોય એવા વિસ્તારોમા ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોના ધોરણે ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગો માટેની ખાસ યોજનાઓ શરૂ કરાવવી જોઈએ

સમિતિને જણાવવામાં આવ્યું હતું કે, ગૃહખાતું પણ ઉત્પાદન અને તાલીમકેન્દ્રો સાથે હોવાં જોઈએ એના ઉપર ભાર મૂકે છે. આથી તાલીમાર્થીઓને રોજી મળી રહે છે. જેમને વ્યકિતગત રીતે વ્યવસાય શરૂ કરવો હોય, એમને લોન કે સબસીડીના રૂપમાં મદદ આપી શકાય.

સમિતિ કમિશનરના એ સૂચન સાથે સહમત છે કે, તાલીમાર્થીઓને સહકારી મંડળીઓ શરૂ કરવા માટે ઉત્તેજન આપવું જોઈએ. સમિતિએ વધુમાં સૂચવ્યું છે કે તાલીમાર્થીઓની પસંદગી યોગ્ય રીતે થાય છે કે નહીં, એમની ઇચ્છા અને રસ પ્રમાણે ઉદ્યોગો શીખવવામાં આવે છે કે નહીં, અને તાલીમ અપાયા પછી, એ નકામી તો નથી જતી વગેરે બાબતોની પૂરેપૂરી ખાતરી કરી લેવી જોઈએ. આ ઉપરાંત કેન્દ્રોમાંથી ઉત્પન્ન થયેલા માલના વેચાણ અંગેની યોજનાઓ પણ ઘડાવી જોઈએ, અને એમાં રાજ્ય સરકારો તરફથી ચાલતા ભંડારોની અને જુદાં જુદાં અખિલ હિંદ બોર્ડો તરફથી ચાલતા ભંડારોની મદદ લેવાવી જોઈએ.

## (ઇ) આદિવાસી વિસ્તારોમાં ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકો

### (૧) પ્રવૃત્તિઓ

આદિવાસી વિસ્તારોમા વિકાસ અંગેની યોગ્ય પદ્ધતિ ઊભી કરવાના પ્રશ્ન ઉપર વિકાસ કમિશનરોની ચોથી કોન્ફરન્સ ૧૯૫૫માં સિમલામાં ભરાઈ તેમાં ચર્ચા બાદ એમ નક્કી કરવામાં આવ્યું હતું કે, આદિવાસી વિસ્તારો માટે ગૃહખાતા તરફથી જે યોજનાઓ મંજૂર થાય છે તે અને સામૂહિક વિકાસ ઘટકની યોજના વચ્ચે સંકલન થવું જરૂરી છે. બધા આદિવાસી વિસ્તારોમાં વિકાસની પદ્ધતિ રાષ્ટ્રીય વિસ્તરણ સેવા ઘટક જેવી જ હોવી જોઈએ. ફક્ત ઘટકનો વિસ્તાર ૨૦૦ ચો.માઈલ જેટલો, અને વસ્તી ૬૬,૦૦૦ને બદલે ૨૫,૦૦૦ની હોવી જોઈએ; તથા રાષ્ટ્રીય વિસ્તરણ સેવા ઘટકોમાં આદિવાસી કલ્યાણ માટેનો કાર્યક્રમ ગૃહખાતાએ અને સામૂહિક વિકાસ ખાતાએ બંનેએ મળીને નક્કી કરવો જોઈએ. એ પ્રમાણે બીજી પંચવર્ષીય યોજનામાં આવી જાતનાં ૪૩ ઘટકો શરૂ કરવા માટે ૬.૪૨ કરોડ રૂપિયાની જોગવાઈ કરવામાં આવી હતી. દરેક ઘટક માટે ૨૭ લાખ રૂ. કાઢવામાં આવ્યા હતા, જેમાંથી ૧૨

લાખ સામૂહિક વિકાસ ખાતા તરફથી અને ૧૫ લાખ ગૃહખાતા તરફથી આપવામાં આવ્યા હતા. આ ઘટકોની રાજ્યોમાં વહેંચણી નીચે પ્રમાણે કરવામાં આવી હતી:

| | | | |
|---|---|---|---|
| આંધ્ર | ૪ | ઓરિસ્સા | ૪ |
| આસામ | ૭ | રાજસ્થાન | ૧ |
| બિહાર | ૮ | મણિપુર | ૧ |
| મુંબઈ | ૭ | ત્રિપુરા | ૧ |
| મધ્યપ્રદેશ | ૧૦ | | — |
| | | કુલ | ૪૩ |

આ ઘટકો બીજા સામૂહિક વિકાસ ઘટકોની માફક રાજ્યના વિકાસ કમિશનરો દ્વારા સામૂહિક વિકાસ ખાતું ચલાવે છે. આ ઘટકોને પહેલેથી જ સઘન વિકાસ ઘટકોની કક્ષાના ગણવામાં આવ્યા છે. એમનો સમય પાંચ વર્ષનો રાખવામાં આવ્યો છે.

ગૃહખાતાના પ્રતિનિધિએ જણાવ્યું હતું કે, આ ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકો એક પ્રયોગ તરીકે શરૂ કરવામાં આવ્યા છે, અને બીજી યોજના દરમ્યાન એની સંખ્યા ૪૩ની જ રહેશે. આ ઘટકોના અનુભવ ઉપરથી ત્રીજી પંચવર્ષીય યોજનામાં શું કરવું એના ઉપર વિચાર કરવામાં આવશે. સમિતિએ સૂચવ્યું છે કે, ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન આ જાતનાં ઘટકો શરૂ કરવા માટે પહેલેથી એનું માળખું તૈયાર કરી લેવું જોઈએ; અને આ જાતનાં ઘટકોની પસંદગી માટે નિયમો નક્કી કરી લેવા જોઈએ, જેથી ત્રીજી પંચવર્ષીય યોજના શરૂ થતાં જ આ ઘટકો પણ શરૂ થઈ શકે.

કમિશનરે એમના ૫૭–૫૮ના અહેવાલમાં જણાવ્યું છે કે અત્યાર ના ઘટકોમા વસતિનું જે પ્રમાણ છે એ ઘણું મોટું છે. દા. ત. બિહારના કેટલાક ઘટકોમાં ૬૦ થી ૭૦ હજાર જેટલી વસતિ પણ છે. બધા ઘટકોની સરેરાશ વસતિ ૩૯ હજાર કરતાં થોડી વધુ છે. એ પ્રમાણ ઓછું કરવું જોઈએ, અને જ્યાં આદિવાસીઓની વસતિ વધારે છે, ત્યાં જ આ જાતના ઘટકો શરૂ કરવા જોઈએ. આ અંગે દાખલો આપતાં એમણે જણાવ્યું કે, બિહારમાં એક ઘટકમાં ૨૭,૦૦૦ની વસતિમાં ફક્ત ૨,૩૩૪ જ

આદિવાસી હતા. સમિતિને આ હકીકત જાણી ઘણું આશ્ચર્ય થયું હતું. સમિતિ કમિશનર સાથે સહમત થાય છે કે આવા વિસ્તારોમાં આદિવાસીઓ માટે ફાળવેલાં નાણાં વેડફવાં નહિ જોઈએ.

સમિતિના જાણવામા આવ્યું હતું કે આ ઘટકોમાં અનુસૂચિત જાતિઓને જે લાભો મળે છે, એ અનુસૂચિત કોમોને નથી મળતા. તેથી સમિતિએ સૂચના કરી છે કે અનુસૂચિત કોમોને પણ જે લાભો અનુસૂચિત જાતિઓને આપવામાં આવે છે તે આપવા જોઈએ. સમિતિએ વધુમા એવી ભલામણ કરી છે કે અમુક વિકાસ ઘટકોનો વહીવટ બિનસરકારી સસ્થાઓને સોંપાવો જોઈએ.

સમિતિએ સૂચવ્યું છે કે અખિલ ભારતીય હસ્તઉદ્યોગ બોર્ડ અને આવાં બીજાં બોર્ડો, અને ગૃહઉદ્યોગો અને નાના પાયાના ઉદ્યોગો માટેની સમિતિઓએ પોતાનું ધ્યાન આ વિવિધલક્ષી ઘટકો ઉપર કેન્દ્રિત કરવું જોઈએ. વળી મરઘાઉછેર અને ભૂંડઉછેરની યોજનાઓ આદિવાસી વિસ્તારોમાં પેટા ધંધા તરીકે દાખલ કરી શકાય કે કેમ તેની તપાસ કરવી જોઈએ, અને એવી તપાસ પછી આ યોજનાઓ માટે ખાસ પ્રયત્નો કરવા જોઈએ કે નહિ તે નક્કી કરવું જોઈએ.

(૨) લોકોનો સહકાર અને ફાળો

જુદા જુદા વિષયો અંગેનું જ્ઞાન વધે અને નવી પદ્ધતિઓ શીખવા મળે એ હેતુથી સામૂહિક વિકાસ ખાતાએ ગ્રામ સહાયક તાલીમનો કાર્યક્રમ શરૂ કર્યો છે. આ ઉપરાંત પાર્લામેન્ટ અને ધારાસભાના સભ્યોએ વિકાસ સહકારી સમિતિઓમાં ભાગ લેવા માંડયો છે; બીજા બિનસરકારી માણસોએ પણ સેમિનારમાં કે શિક્ષણ-પ્રવાસમાં ભાગ લઈ પોતાનો ફાળો આપવા માંડયો છે. ગૃહખાતાએ જણાવ્યું હતું કે, જોકે સામાન્ય રીતે વિકાસ ઘટકમાં કોઈ પણ યોજના માટે લોકોનો ફાળો ઓછામાં ઓછો ૨૫% હોય છે, છતાં ૧૯૫૮માં ભરાયેલી સામૂહિક વિકાસ અંગેની વાર્ષિક પરિષદે ઠરાવ્યા પ્રમાણે ગૃહખાતાએ રાજ્ય સરકારોને આદિવાસી વિકાસ ઘટકો માટે આ ફાળાનુ પ્રમાણ ઘટાડવાની અને યોગ્ય પ્રસંગોમાં સમૂળગું કાઢી નાખવાની છૂટ આપી છે.

સમિતિ કમિશનરના ૧૯૫૭ ૫૮ના અહેવાલમાં કરેલા સૂચન સાથે સહમત થાય છે કે આદિવાસીઓમા પણ પોતાનાં કામો પોતે કરવા જોઈએ, એ ભાવનાને ઉત્તેજન આપવું જોઈએ આ માટે રસ્તાઓનું બાધકામ વગેરે કામો એવી ઋતુમા શરૂ કરવા જોઈએ કે જ્યારે આદિ વાસીઓ પ્રમાણમાં વધુ નવરા હોય આ વખતે તેમને થોડી ઓછી રોજી આપી, આ કામોમા રોકવા જોઈએ, જેથી તેમનો આવા કામોમા શ્રમ દ્વારા ફાળો મેળવી શકાશે; અને સાથે સાથે જાતમહેનત અને શ્રમ દાનની ભાવના પણ તેમનામા ખીલવી શકાશે સમિતિએ ખાસ વિવિધ લક્ષી ઘટકોમાં યુવક મંડળો, ખેડૂત મંડળો અને મહિલા મડળો રચવાની અને તેમને સક્રિય બનાવવાની ખાસ ભલામણ કરી છે

(૩) મૂલ્યાંકન

સામૂહિક વિકાસ યોજનાનું મૂલ્યાકન પ્રોગ્રામ ઈવેલ્યુએશન ઑર ગેનાઈઝેશન (પી ઈ ઓ) દ્વારા સતત થયા કરે છે ખાસ વિવિધલક્ષી યોજનાઓનુ મૂલ્યાંકન અત્યારના તબક્કે ઘણુ વહેલુ ગણાય, એવો ગૃહખાતાનો મત હતો એ ઘટકોના કામકાજ અંગે રેણુકા રે સમિતિ તપાસ કરી રહી છે સમિતિએ ભલામણ કરી છે કે, પ્રોગ્રામ ઈવેલ્યુએશન ઑરગેનાઈઝેશને આ ઘટકોનું મૂલ્યાંકન હાથ ધરવુ જોઈએ અને એના ખાસ અહેવાલો બહાર પાડવા જોઈએ.

(૪) ઘટકોએ સાધેલી પ્રગતિ અને સુધારા અંગેનાં સૂચનો

કમિશનરે એમના ૫૭ ૫૮ના અહેવાલમા જણાવ્યું છે કે, મોટા ભાગના રાજ્યોએ વિકાસ ઘટકોમા તદ્દન પ્રાથમિક પ્રકારની તપાસ પૂરી કરી છે, અને ૫૭ ૫૮ના વર્ષ દરમ્યાન ૮૩ ઘટકો શરૂ થઈ ગયા છે બીજી યોજનાના પહેલા બે વર્ષ દરમ્યાન આ ઘટકોમા ઘણુ જ ઓછુ કામ થયુ છે

ગૃહખાતાના પ્રતિનિધિએ જણાવ્યું હતું કે પ્રગતિ ઓછી થવાના કારણોમા તાલીમબદ્ધ અધિકારીઓ મેળવવાની મુશ્કેલી, રહેવાનાં ઘરોની અગવડ, અવરજવર માટેની મુશ્કેલીઓ વગેરે ગણાવી શકાય સમિતિને એ જણાવતાં ખેદ થાય છે કે વિવિધલક્ષી વિકાસઘટકો શરૂ કરતા પહેલા

જરૂરી પૂર્વતૈયારીઓ ઓછી થઈ હતી; અને વાસ્તવિક પરિસ્થિતિનો ખ્યાલ કરવામાં આવ્યો ન હતો. સમિતિ એ મતની છે કે, ખાન વિવિધ-લક્ષી વિકાસ ઘટકોમાં પ્રગતિ ઝડપી બનાવવા માટે માઉન્ટ આબુની પરિષદમાં જે ભલામણો કરવામાં આવી છે, એનો તાત્કાલિક અમલ કરવો જોઈએ

તાલીમબદ્ધ કાર્યકરોની મુશ્કેલી દૂર કરવા માટે આ કામમાં યોગ્ય માણસોને આકર્ષવા અંગે અને તેમને જરૂરી તાલીમ આપવા અંગે ઝડપી પગલા લેવાવાં જોઈએ નક્કી કરેલા સમય દરમ્યાન વિકાસ ઘટકો ૨૭ લાખ રૂપિયા નહિ વાપરી શકે એમ લાગે છે. તેથી બીજી યોજના દરમ્યાનના ગાળા માટે ફાળવેલી રકમનો પૂરો ઉપયોગ કરવાની દૃષ્ટિએ દરેક ઘટકને આપવાની રકમ ઓછી કરી ઘટકોની સંખ્યા વધારવી જોઈએ, અથવા તો આ યોજના માટે ફાળવેલી એકંદર રકમમાં જ ઘટાડો કરવો જોઈએ.

## ૪. સરકારી નોકરીઓમાં અનામત જગ્યાઓ

### (અ) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમો માટે અનામત રાખેલી જગ્યાઓ

ભારતનું બંધારણ અમલમાં આવતાંની સાથે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમો માટે નીચે પ્રમાણે જગ્યાઓ અનામત રાખવામાં આવી છે:

અનુસૂચિત કોમો

૧. યુનિયન પબ્લિક સર્વિસ કમિશન દ્વારા કે બીજી સંસ્થાઓ દ્વારા પરીક્ષા લઈને, ભરવામાં આવતી જગ્યાઓ માટે ૧૨½ટકા જગ્યાઓ અનુસૂચિત કોમો માટે અનામત રાખવી.

૨. અખિલ હિંદના ધોરણે પરીક્ષા લીધા વિના જે જગ્યાઓમાં સીધી ભરતી કરવામાં આવે છે, એ જગ્યાઓમાં ૧૬⅔% જેટલી જગ્યાઓ અનુસૂચિત કોમો માટે અનામત રાખવી.

અનુસૂચિત જાતિઓ

અખિલ હિંદના ધોરણે પરીક્ષા દ્વારા કે બીજી રીતે જેમાં સીધી ભરતી કરવામાં આવે છે, ત્યાં ૫% જગ્યાઓ અનુસૂચિત જાતિઓ માટે અનામત રાખવી.

આ અનામત જગ્યાઓ અંગેના નિયમો સરકારી અને અર્ધસરકારી સંસ્થાઓને કે સરકારી માલિકીની લિમિટેડ કંપનીઓને પણ લાગુ પડે છે. સમિતિને જણાવવામાં આવ્યું હતું કે આ નિયમો કેન્દ્ર સરકારની જગ્યાઓને જ લાગુ પડે છે. રાજ્યોમાં રાજ્ય સરકારોએ અને ધારાસભાઓએ તે અંગે નિર્ણયો લેવાના હોય છે.

સમિતિને એ જાણી આશ્ચર્ય થયું હતું કે, આ જગ્યાઓની જાહેરાત ૨૫ અગ્રેજી છાપાંઓમાં અને ૫ હિન્દની પ્રાંતીય ભાષાઓના છાપાંઓમાં કરવામાં આવે છે. સમિતિને લાગે છે કે અનામત જગ્યાઓ માટેની બધી જ જાહેરાતો બંધારણમાં જણાવેલી ચૌદેય ભાષામાં થવી જોઈએ, અને આવી જાહેરાતો માટે મુકરર કરવામાં આવેલાં નાણાંમાંથી ૫૦% નાણાં પ્રાદેશિક ભાષાઓનાં છાપાઓમાં જાહેરાત કરવા માટે વપરાવાં જોઈએ આ ઉપરાંત આ અનામત જગ્યાઓ અંગેની માહિતી પછાત વર્ગો માટે બધા સ્તરોએ કામ કરતી ખ્યાતનામ સંસ્થાઓને મોકલવી જોઈએ, અને એમની પાસેથી યોગ્ય વ્યકિતઓ માટેની ભલામણો માગવી જોઈએ રાજ્ય સરકારોએ અને સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓએ પણ આ પદ્ધતિએ કામ કરવું જોઈએ.

### (બ) કેન્દ્ર સરકારની નોકરીઓમાં અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોની વધારે ભરતી થાય એ માટેના ખાસ પ્રયત્નો

અનામત રાખેલી જગ્યાઓમાં યોગ્ય ઉમેદવારો ન મળવાને કારણે પૂરતી સખ્યામાં ભરતી ન થવાથી ખાસ પ્રયત્નો કરવાની જરૂર ઊભી થઈ છે જ્યા અગાઉ કેટલીક જગાઓ માટે સીધી ભરતી નહોતી થતી, ત્યાં હવે સીધી ભરતી કરવાની જોગવાઈ કરવામાં આવી છે. સમિતિએ ભલામણ કરી છે કે યુનિવર્સિટીઓએ, સરકારી ખાતાંઓએ કે સંસ્થાઓએ

પછાત વર્ગોના વિદ્યાર્થીઓ જુદી જુદી પરીક્ષામાં બેસી શકે તે માટે ખાસ વર્ગો ચલાવી તેમને તૈયાર કરવા જોઈએ.

## (ક) અનામત જગ્યાઓ અંગેના હુકમોના પાલન અંગે ઊભી કરાયેલી ખાસ વ્યવસ્થા

ગૃહખાતામાં એક ખાસ વિભાગ અનામત જગ્યાઓમાં બરાબર ભરતી થાય છે કે નહીં એ ખ્યાલ રાખવા માટે રાખવામાં આવ્યો છે. એ અંગેના હુકમોનું બરાબર પાલન થાય છે કે નહીં, અને લાગતા-વળગતા અધિકારીઓ તે બાબતમાં યોગ્ય કાર્યવાહી કરે છે કે નહીં એ જોવા નીચેનાં પગલાંઓ લેવામાં આવ્યાં છે:

૧. દરેક ખાતામાં કન્ટ્રોલિંગ ઑફિસર નીમવામાં આવ્યા છે, જેમણે અનામત જગ્યાઓ અંગેના હુકમોનું પાલન બરાબર થાય છે કે નહીં એ જોવાનું છે.
૨. બધાં સરકારી ખાતાંઓને જણાવવામાં આવ્યું છે કે વાર્ષિક અહેવાલ રજૂ કરતી વખતે જે અનામત જગ્યાઓ ભરવામાં નથી આવી, તેની યોગ્યતાની ગુણવત્તા હળવી કરવામાં આવી છે કે નહીં એ જણાવવું. ગૃહખાતાના પ્રતિનિધિએ આ ઉપરાંત જણાવ્યું હતું કે બીજા એક અધિકારીની પણ નિમણૂક કરવામાં આવી છે, જે અનામત જગ્યાઓના આંકડા ઉપર બરાબર દેખરેખ રાખે છે. હજી વધારે કર્મચારીઓ આ કામ માટે રાખવાનું ગૃહખાતું વિચારે છે. સમિતિએ ભલામણ કરી છે કે રાજ્ય સરકારોએ, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ, તેમ જ સરકારી અને અર્ધ સરકારી સંસ્થાઓએ પણ આ જાતની ખાસ પદ્ધતિ અનામત જગ્યાઓ અંગે ઊભી કરવી જોઈએ.

સમિતિને પછાત વર્ગો માટે રાખેલી અનામત જગ્યાઓના અને તે જગ્યાઓ ઉપર લેવામાં આવેલા પછાત વર્ગોના ઉમેદવારોના આંકડા જોતાં લાગ્યું હતું કે આટઆટલા પ્રયત્નો છતાં ઘણી જગ્યાઓ ખાલી રહી હતી. તેમાં પણ અનુસૂચિત જાતિઓના ઉમેદવારોની સંખ્યા તો ઘણી જ ઓછી હતી. ગૃહખાતાએ એનું કારણ એ દર્શાવ્યું હતું કે એ જગ્યાઓ માટે અરજીઓ જ આવતી નથી. પરંતુ સમિતિને વધુ તપાસ

કરના એ કારણુ માયુ લાગ્યુ નથી આથી સમિતિએ ભલામણ કરી છે કે, કેન્દ્ર સરકારની નોકરીઓમાં નક્કી કરેલી અનામત જગ્યાઓ યોગ્ય સમયમા ભરાઈ જાય એ માટે એ અગેના નિયમોના પાલન માટે હજુ વધારે ને વધારે પ્રયત્નો થવા જરૂરી છે આ ઉપરાન અનુસૂચિત જાતિઓ, અનુસૂચિત કોમો, વિમુકત જાતિઓ અને બીજા પછાત વર્ગોના શિક્ષિત બેકારોની સ્થિતિ અંગે એક નમૂના તપાસ થવી જોઈએ

ચોથા વર્ગની જગ્યાઓમા અનુસૂચિત જાતિઓ અને કોમોની સખ્યા વધે, એ માટે બિનસરકારી સસ્થાઓના પ્રતિનિધિઓને પસદગી સમિતિઓમા સ્થાન આપવા અગે પણ સરકારે વિચારવુ જોઈએ

## ૫. ઇતર વિષયો

### (અ) તબીબી અને જાહેર આરોગ્ય

#### (૧) પ્રથમ પચવર્ષીય યોજના

પ્રથમ પચવર્ષીય યોજનામા પછાત વર્ગોને તબીબી અને જાહેર આરોગ્ય અગેની સગવડો પૂરી પાડવા પાછળ ૨ ૪૩ કરોડ રૂપિયા વાપરવામા આવ્યા હતા એ સમય દરમ્યાન આદિવાસી વિસ્તારોમા ૩૨૦૦ દવાખાના અને આરોગ્ય કેન્દ્રો, ૨૫ મેલેરિયા નિવારણ કેન્દ્રો, અને ૨૬ પ્રસૂતિગૃહો અને બાળકલ્યાણ કેન્દ્રો શરૂ થયા હતા આ ઉપરાંત આદિવાસી વિસ્તારોમા ચોખ્ખા પીવાના પાણીના ૨૪૪૦ કૂવાઓ દુરસ્ત કરાયા હતા, અનેક નવા કૂવા ખોદવામા આવ્યા હતા, અને અનુસૂચિત કોમો માટે ૪૫૦૦ કૂવાઓ નવા ખો વામા આવ્યા હતા

#### (૨) દ્વિતીય પચવર્ષીય યોજના

આ યોજનામા કુલ ૮ ૦૫ કરોડ રૂપિયાની જોગવાઈ પછાત વર્ગોને તબીબી સગવડ આપવા માટે અને જાહેર આરોગ્ય માટે રાખવામા આવી હતી આમાથી ૯૭ ૬૪ લાખ રૂપિયા આદિવાસી વિસ્તારોમાં જે મહારોગો પ્રચલિત છે તેને દૂર કરવા માટે રાખવામા આવ્યા હતા

#### (૩) દ્વિતીય યોજનાના લક્ષ્યાંકો

કમિશનરના ૫૭ ૫૮ના અહેવાલ પ્રમાણે બીજી યોજના દરમ્યાન ૪૫૬ દવાખાના, ૧૦૬ તબીબી કેન્દ્રો, ૭૧ ફરતા દવાખાના, ૭૭

રાજ્યોનાં અંદાજપત્રોમાં ૨૩.૭૬ કરોડ રૂપિયા અને કેન્દ્રના અંદાજ-પત્રમાં ૧૧.૩૮ કરોડ રૂપિયા શિક્ષણ માટે રાખવામાં આવ્યા હતા. અનુસૂચિત જાતિઓ માટે ૩,૧૮૭ શાળાઓ અને ૩૯૮ છાત્રાલયો અને ૩,૦૦,૦૦૦ આદિવાસી વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ કે બીજી એવી સગવડો આપવી એવો કાર્યક્રમ ઘડવામા આવ્યો હતો

સમિતિને લાગે છે કે આશ્રમશાળાઓમા બાળકોની નાની ઉંમરથી જ સભાળ રખાય છે, અને તેથી અમના ઘડતરમા આ શાળાઓનો ઘણો મોટો ફાળો હોય છે. પ્રમાણમા ઓછી કિંમતે આ શાળાઓ બાળકોની રહેણીકરણીમાં ફેરફાર લાવે છે, અને તેમને સંસ્કારી બનાવે છે. આથી આદિવાસીઓ માટે અને અસ્પૃશ્ય કોમો માટે આવી આશ્રમ-શાળાઓ વધારે સખ્યામાં શરૂ કરવી જોઈએ, અને એનો વહીવટ બિન-સરકારી સંસ્થાઓને સોંપવો જોઈએ.

સમિતિએ આ ઉપરાત એવી ભલામણ કરી છે કે ફી માફ કરવા માટેના ધોરણો દરેક રાજ્યમાં જુદાં જુદાં હોય છે, એને બદલે બધા જ રાજ્યોમા એક જ જાતની પદ્ધતિ અપનાવવી જોઈએ.

(૨) ટેકનિકલ શિક્ષણ

જુદા જુદાં રાજ્યોમાં પછાત વર્ગો માટે ટેકનિકલ શિક્ષણની સંસ્થાઓ દ્વારા ખાસ વિષયના જ્ઞાન માટે પ્રબંધ કરવામાં આવ્યો છે. આ સંસ્થાઓ વિદ્યાર્થીઓને રહેવાની અને જમવાની સગવડ આપે છે. ઉપરાંત પુસ્તકો, નોંધપોથીઓ અને બીજાં સાધનો પણ આપે છે. અમુક રાજ્યોમાં વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ તરીકે મહિને ૨૫ થી ૫૦ રૂપિયા પણ આપવામાં આવે છે.

સમિતિને એ જાણીને આનંદ થયો હતો કે ટેકનિકલ શિક્ષણ આપતી સંસ્થાઓમાં પ્રવેશ મેળવવા માટે નીચેના લાભો આદિવાસીઓ અને અસ્પૃશ્ય કોમોના બાળકોને મળ્યા છે:

૧. ૨૦% જગ્યાઓ તેમને માટે અનામત રાખવામા આવે છે.

૨ પ્રવેશ માટે ઓછામા ઓછા જેટલા ટકા ગુણ જોઈએ, એમાં તેમને માટે ૫% ઓછા ગુણ રાખવામાં આવે છે હવે ૧૦% ઓછા ગુણ રાખવાની સૂચના કરવામા આવી છે
૩ પ્રવેશ માટેની ઉંમરમાં પણ ૩ વર્ષનો વધારો આપવામા આવે છે

**(૩) આદિવાસી વિસ્તારોમા શિક્ષણનુ માધ્યમ**

સરકાર આદિવાસી વિસ્તારમા શિક્ષણના માધ્યમ તરીકે એમની જ માતૃભાષા હોય એમા માને છે, પરતુ ઘણીખરી આદિવાસી બોલીઓને પોતાની કોઈ લિપિ ન હોવાથી તેમની બોલીના પાઠયપુસ્તક તૈયાર કરવામા મુશ્કેલી પડે છે આથી રાજ્ય સરકારો દેવનાગરી લિપિનો કે સ્થાનિક લિપિનો ઉપયોગ કરે છે સમિતિએ ભલામણ કરી છે કે પ્રાથમિક શિક્ષણ પછી હિન્દી ભાષાના અભ્યાસને ઉત્તેજન આપવું જોઈએ, અને આદિવાસી બોલીઓના પાઠયપુસ્તકો દેવનાગરી લિપિમા તૈયાર કરવા માટે ઝડપી પગલા ભરાવા જોઈએ

**(ક) રહેઠાણ**

**(૧) પહેલી અને બીજી યોજનાના કાર્યક્રમો**

પછાત વર્ગો માટે મકાનોનો પ્રશ્ન ઘણો વિકટ છે કોઈ એક સ્થળે ગામઠામ નક્કી કરીને વસવાટ કરવાને બદલે ડુગરાળ પ્રદેશમા ટેકરીઓની ટોચ ઉપર છૂટાછવાયા ઝૂપડાઓમા તેઓ રહે છે તેમને સારા મકાનો પૂરા પાડવાનો પ્રશ્ન ઘણો વિકટ છે, છતાં યોજનાબદ્ધ રીતે એ પ્રશ્નને ઉકેલવાની જરૂર પણ એટલી જ તાકીદની છે

પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન ઔદ્યોગિક મકાનની યોજના અને ઓછી આવકવાળા જૂથ માટેની મકાન યોજના પાછળ ૩૮૫ કરોડ રૂપિયા ખર્ચવામા આવ્યા હતા પછાત વર્ગો માટે આ ઉપરાત બીજા ૨૧૯ કરોડ રૂપિયા ખર્ચવામા આવ્યા હતા યોજનાના સમય દરમ્યાન ૮,૮૫૯ ઘરો, ૮ આદર્શ ગામો, ૩૧ કૉલોની, ૨૦ છાપરાઓ, ૭ નામૂહિક કેન્દ્રો, ૬ પચાયત ઘરો અને ૨૦ આશ્રમશાળાઓ બાધવામા આવ્યા હતા, અને ૧,૫૬૧ લોકોને ઘરો સુધારવા માટે અને બાધવા માટે નાણાકીય મદદ આપવામા આવી હતી

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન મકાનોનાં બાંધકામ માટે ૧૨૦ કરોડ રૂપિયા રાખવામા આવ્યા હતા, એમાં ગ્રામ મકાનોની યોજના, ઘોલકાંને દૂર કરવાની અને ભંગીઓના વગવાટની યોજના, અને મધ્યમ આવકવાળા જૂથનાં મકાનોની વ્યવસ્થા વગેરે યોજનાઓનો સમાવેશ થતો હતો. આ ઉપરાંત પછાત વર્ગો માટે ૮.૨૩ કરોડ રૂપિયાની ખાસ જોગવાઈ પણ કરવામા આવી હતી. એ અંગેના લક્ષ્યાંકો નીચે પ્રમાણે હતા: પછાત વર્ગો માટે ૩,૨૬,૮૨૫ મકાનો, ૨૦ કોલોની, ૧૦ સાર્વજનિક મકાનો, ૫ સમાજભવનો અને ૧૬૨ ગૃહમંડળીઓને નાણાકીય મદદ. આમાંથી આદિવાસીઓ માટે ૧૮,૮૦૦ ઘરો રાજ્યોની યોજના દ્વારા, અને ૨૭,૦૦૦ ઘરો કેન્દ્રની યોજના દ્વારા બાંધવાનું નક્કી કરવામાં આવ્યું હતું

સમિતિએ પછાત વર્ગોનાં મકાનોનો પ્રશ્ન ઘણો જ મોટો છે એ સ્વીકારીને સૂચવ્યું છે કે આ પ્રશ્ન મુકરર સમયમાં હલ કરવા માટે લાંબા ગાળાની એક યોજના ઘડાવી જોઈએ. આમાં દરેક કુટુંબને ઘર બાંધવાની જગ્યા આપવાની તથા મકાન બાંધવા માટે જોઈતી વસ્તુઓના રૂપમાં કે રોકડ લોન તરીકે નાણાકીય મદદ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. આ ઉપરાંત એમના ઘરોના પ્લાન એમની રુચિને તથા જરૂરિયાતોને યોગ્ય અને એમના સંસ્કારોને અનુરૂપ હોવા જોઈએ. યુનિયન ટેરીટરી માટે કેન્દ્ર સરકારે આવી યોજનાઓનો અમલ શરૂ કરી દેવો જોઈએ. આ ઉપરાંત સમિતિએ સૂચવ્યું છે કે પછાત વર્ગોમાં પણ મકાનો માટે નાણાકીય મદદ કોને આપવી, તે નક્કી કરવા માટે કોઈ યોગ્ય પદ્ધતિ શોધી કાઢીને, એનો અમલ થવો જોઈએ

## (૨) સરકારી મદદ મેળવીને બંધાયેલાં મકાનો અને વસાહતો

અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોને દર કુટુંબ દીઠ કેન્દ્ર સરકાર તરફથી ઘર બાંધવા માટે મદદ તરીકે રૂ. ૭૫૦ મળે છે, જેમા રૂ. ૨૫૦ જેટલી રકમ શારીરિક શ્રમ દ્વારા તેમણે ઉમેરવાની હોય છે. રાજ્યોમાં મદદનો દર જુદો જુદો હોય છે. પરંતુ વધારે ભાર વગાહતો બાંધવા ઉપર અપાય છે, જેથી ગટર અને પાણીની યોગ્ય વ્યવસ્થા થઈ શકે.

સમિતિના એક જૂથે માયસોર અને મદ્રાસ રાજ્યમાં આ જાતની વસાહતોની મુલાકાત લીધી હતી, ત્યારે એમના જાણવામાં આવ્યું હતું કે, આ જાતની મદદ આપવામાં ઘણો ગેરવહીવટ થતો હોય છે, અને જે મકાનો બંધાય છે તે પણ ઘણી ખામીવાળાં હોય છે આથી બધી રકમ મદદ તરીકે આપવાને બદલે કેટલીક રકમ વગર વ્યાજની લોન તરીકે અપાવી જોઈએ, અને મકાનનું બાંધકામ તેમાં રહેનારાઓને જ સોંપી દેવું જોઈએ, અને સરકારે ફક્ત જોઈતી વસ્તુઓ પૂરી પાડવી જોઈએ, એવું સૂચન કરવામાં આવ્યું હતું સમિતિને આ સૂચન વાજબી લાગ્યું છે.

સમિતિએ ભલામણ કરી છે કે ત્રીજી પંચવર્ષીય યોજનામાં દરેક રાજ્યે અનુસૂચિત જાતિઓ અને કોમો માટે મકાનોની વ્યવસ્થા અંગેની યોજનાઓ ઉપાડી લેવી જોઈએ, તથા મકાન માટે જરૂરી વસ્તુઓ પૂરી પાડવાના રૂપમાં અને વગર વ્યાજની લોનના રૂપમા મકાન બાંધવા માટે મદદ આપવી જોઈએ મકાનોનું બાંધકામ રહેનારાઓ ઉપર જ છોડવું જોઈએ. રસ્તાઓ, પાણીની વ્યવસ્થા, ગટર, બત્તી, પાયા સુધીનું પાકું બાંધકામ વગેરેની સગવડો રાજ્યે કરવી જોઈએ આ ઉપરાંત સમિતિએ એ પણ સૂચવ્યું છે કે આદિવાસીઓ છૂટાછવાયા રહે છે એને બદલે સાથે રહેતા થાય એ જાતનો પ્રયોગ હાથ ધરવો જોઈએ, જો કે આમાં ખૂબ જ સંભાળ રાખવી ઘટે છે.

## (૬) કર્મચારીઓને તાલીમ

### (૧) તાલીમ માટેની જરૂરિયાત

પછાત વર્ગોના કલ્યાણ અંગેની કોઈ પણ યોજનામાં થોડી પણ સફળતા મેળવવી હોય, તો લોકોની રહેણીકરણી, એમની જરૂરિયાતો અને એમના આર્થિક, સામાજિક અને માનસિક પ્રશ્નો સમજવા ઘણું જરૂરી છે. આ લોકોના વિકાસનું કામ કરવા માટે જેમને આ કામમાં ખૂબ રસ અને ઉત્સાહ છે, તેવા તાલીમબદ્ધ કાર્યકરોની ખૂબ જ જરૂર છે. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન આ લોકોનો વિકાસ પૂરતો ન થઈ શકયો એનું મુખ્ય કારણ યોગ્ય કાર્યકરો ન મળી શકયા એ જ છે.

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન મકાનોનાં બાંધકામ માટે ૧૨૦ કરોડ રૂપિયા રાખવામા આવ્યા હતા, એમાં ગ્રામ મકાનોની યોજના, ધોલકાંને દૂર કરવાની અને ભંગીઓના વસવાટની યોજના, અને મધ્યમ આવકવાળાં જૂથનાં મકાનોની વ્યવસ્થા વગેરે યોજનાઓનો સમાવેશ થતો હતો. આ ઉપરાંત પછાત વર્ગો માટે ૮.૨૩ કરોડ રૂપિયાની ખાસ જોગવાઈ પણ કરવામાં આવી હતી. એ અંગેના લક્ષ્યાંકો નીચે પ્રમાણે હતા: પછાત વર્ગો માટે ૩,૨૬,૪૨૧ મકાનો, ૨૦ કૉલોની, ૧૦ સાર્વજનિક મકાનો, ૫ સમાજભવનો અને ૧૬૨ ગૃહમંડળીઓને નાણાકીય મદદ. આમાંથી આદિવાસીઓ માટે ૧૮,૮૦૦ ઘરો રાજ્યોની યોજના દ્વારા, અને ૨૭,૦૦૦ ઘરો કેન્દ્રની યોજના દ્વારા બાંધવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

સમિતિએ પછાત વર્ગોનાં મકાનોનો પ્રશ્ન ઘણો જ મોટો છે એ સ્વીકારીને સૂચવ્યું છે કે આ પ્રશ્ન મુકરર સમયમાં હલ કરવા માટે લાંબા ગાળાની એક યોજના ઘડાવી જોઈએ. આમાં દરેક કુટુંબને ઘર બાંધવાની જગ્યા આપવાની તથા મકાન બાંધવા માટે જોઈતી વસ્તુઓના રૂપમાં કે રોકડ લોન તરીકે નાણાકીય મદદ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. આ ઉપરાંત એમનાં ઘરોના પ્લાન એમની રુચિને તથા જરૂરિયાતોને યોગ્ય અને એમના સંસ્કારોને અનુરૂપ હોવા જોઈએ. યુનિયન ટેરીટરી માટે કેન્દ્ર સરકારે આવી યોજનાઓનો અમલ શરૂ કરી દેવો જોઈએ. આ ઉપરાંત સમિતિએ સૂચવ્યું છે કે પછાત વર્ગોમાં પણ મકાનો માટે નાણાકીય મદદ કોને આપવી, તે નક્કી કરવા માટે કોઈ યોગ્ય પદ્ધતિ શોધી કાઢીને, એનો અમલ થવો જોઈએ.

(૨) સરકારી મદદ મેળવીને બાંધાયેલાં મકાનો અને વસાહતો

અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોને દર કુટુંબ દીઠ કેન્દ્ર સરકાર તરફથી ઘર બાંધવા માટે મદદ તરીકે રૂ. ૭૫૦ મળે છે, જેમાં રૂ. ૨૫૦ જેટલી રકમ શારીરિક શ્રમ દ્વારા તેમણે ઉમેરવાની હોય છે. રાજ્યોમાં મદદનો દર જુદો જુદો હોય છે. પરંતુ વધારે ભાર વસાહતો બાંધવા ઉપર અપાય છે, જેથી ગટર અને પાણીની યોગ્ય વ્યવસ્થા થઈ શકે.

સમિતિના એક જૂથે માયસોર અને મદ્રાસ રાજ્યમાં આ જાતની વસાહતોની મુલાકાત લીધી હતી, ત્યારે એમના જાણવામાં આવ્યું હતું કે, આ જાતની મદદ આપવામાં ઘણો ગેરવહીવટ થતો હોય છે, અને જે મકાનો બંધાય છે તે પણ ઘણી ખામીવાળાં હોય છે. આથી બધી રકમ મદદ તરીકે આપવાને બદલે કેટલીક રકમ વગર વ્યાજની લોન તરીકે આપવી જોઈએ, અને મકાનનું બાંધકામ તેમાં રહેનારાઓને જ સોંપી દેવું જોઈએ, અને સરકારે ફક્ત જોઈતી વસ્તુઓ પૂરી પાડવી જોઈએ, એવું સૂચન કરવામાં આવ્યું હતું. સમિતિને આ સૂચન વાજબી લાગ્યું છે.

સમિતિએ ભલામણ કરી છે કે ત્રીજી પંચવર્ષીય યોજનામાં દરેક રાજ્યે અનુસૂચિત જાતિઓ અને કોમો માટે મકાનોની વ્યવસ્થા અંગેની યોજનાઓ ઉપાડી લેવી જોઈએ, તથા મકાન માટે જરૂરી વસ્તુઓ પૂરી પાડવાના રૂપમાં અને વગર વ્યાજની લોનના રૂપમાં મકાન બાંધવા માટે મદદ આપવી જોઈએ. મકાનોનું બાંધકામ રહેનારાઓ ઉપર જ છોડવું જોઈએ. રસ્તાઓ, પાણીની વ્યવસ્થા, ગટર, બત્તી, પાયા સુધીનું પાકું બાંધકામ વગેરેની સગવડો રાજ્યે કરવી જોઈએ. આ ઉપરાંત સમિતિએ એ પણ સૂચવ્યું છે કે આદિવાસીઓ છૂટાછવાયા રહે છે એને બદલે સાથે રહેતા થાય એ જાતનો પ્રયોગ હાથ ધરવો જોઈએ, જો કે આમાં ખૂબ જ સંભાળ રાખવી ઘટે છે.

## (૬) કર્મચારીઓને તાલીમ

### (૧) તાલીમ માટેની જરૂરિયાત

પછાત વર્ગોના કલ્યાણ અંગેની કોઈ પણ યોજનામાં થોડી પણ સફળતા મેળવવી હોય, તો લોકોની રહેણીકરણી, એમની જરૂરિયાતો અને એમના આર્થિક, સામાજિક અને માનસિક પ્રશ્નો સમજવા ઘણું જરૂરી છે. આ લોકોના વિકાસનું કામ કરવા માટે જેમને આ કામમાં ખૂબ રસ અને ઉત્સાહ છે, તેવા તાલીમબદ્ધ કાર્યકરોની ખૂબ જ જરૂર છે. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન આ લોકોનો વિકાસ પૂરતો ન થઈ શક્યો એનું મુખ્ય કારણ યોગ્ય કાર્યકરો ન મળી શક્યા એ જ છે.

એના ઉપરથી એમના ઉત્કર્ષને લગતી યોજનાઓ ઘડી શકાય. આ ઉદ્દેશને ધ્યાનમાં રાખીને આદિવાસી સાંસ્કૃતિક સંશોધન કેન્દ્રોની શરૂઆત થઈ છે. અત્યાર સુધીમાં બિહાર, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, રાજસ્થાન અને બંગાલમાં આ જાતનાં કેન્દ્રોની સ્થાપના થઈ છે. સમિતિને જણાવવામાં આવ્યું હતું કે, આ કેન્દ્રોએ આદિવાસી કલ્યાણ અંગેની યોજનાઓના મૂલ્યાંકનનું કામ અને તે ઉપરાંત રાજ્ય સરકારો બનાવે એ ખાસ કામો કરવાના હોય છે સમિતિએ સૂચવ્યુ છે કે, આ સંસ્થાઓ સ્વતંત્ર રીતે મૂલ્યાંકનનું કામ કરી શકે, એ માટે આ સસ્થાઓને અર્ધસરકારી સસ્થાઓ બનાવવી વધારે સલાહભર્યું છે.

### (૨) આદિવાસી સાંસ્કૃતિક સંશોધન કેન્દ્રો માટે નાણાકીય મદદ

બીજી પચવર્ષીય યોજના દરમ્યાન આ કેન્દ્રોની પ્રવૃત્તિ માટે રૂ. ૧૬.૪૯ લાખની જોગવાઈ કરવામાં આવી હતી. આ ઉપરાંત આસામ, મુંબઈ અને મધ્યપ્રદેશનાં રાજ્યોને યુનિવર્સિટીઓ અને બિનસરકારી સંસ્થાઓ મારફત સંશોધન કરાવવા માટે નાણાકીય મદદ મળે છે.

સમિતિએ સૂચવ્યું છે કે, આ સંસ્થાઓ ઉપરાંત બીજી યુનિવર્સિટીઓ અને સંસ્થાઓને સંશોધન યોજનાઓ અને પ્રકાશનની યોજનાઓ લેવા માટે આમંત્રણ આપવું જોઈએ.

સમિતિએ એ પણ ભલામણ કરી છે કે, પ્લાનિંગ કમિશનની કાર્યક્રમ મૂલ્યાંકન સમિતિ(પ્રોગ્રામ ઈવેલ્યુએશન ઓરગેનાઈઝેશન)એ અથવા તો એ જાતની કોઈ બીજી સંસ્થાએ આ કેન્દ્રોએ આદિવાસીઓના આર્થિક સામાજિક પ્રશ્નો ઉકેલવામાં કોઈ ખાસ મદદ રાજ્યોને કરી છે કે કેમ તે તપાસવું જોઈએ, તથા તેમને માટેની વિકાસ યોજનાઓ ઘડવામાં અને એમની પાછળ જેટલા પૈસા ખર્ચવામાં આવે છે તેના પ્રમાણમાં પૂરતાં પરિણામો મળે છે કે નહીં એનો અભ્યાસ કરવો જોઈએ.

### (૩) આદિવાસી સાંસ્કૃતિક સંશોધન કેન્દ્રોમાં તાલીમની વ્યવસ્થા

માત્ર મધ્યપ્રદેશમાં આદિવાસી સંશોધન કેન્દ્રમાં તાલીમની વ્યવસ્થા છે. સમિતિએ ભલામણ કરી છે કે તાલીમની વ્યવસ્થા બધાં જ કેન્દ્રોમાં થવી જોઈએ.

### (૪) સંશોધનનાં પરિણામો

ગૃહખાતાના પ્રતિનિધિએ સમિતિને જણાવ્યું હતું કે એમની પાસે સંશોધન કેન્દ્રોના વ્યવસ્થિત છપાયેલા અહેવાલો નથી, એટલે એમનાં સંશોધનનાં શું પરિણામ આવ્યા, એ કહેવું બહુ મુશ્કેલ છે. આથી સમિતિએ ભલામણ કરી છે કે આ આદિવાસી સાંસ્કૃતિક સંશોધન કેન્દ્રોનાં સંશોધનનાં પરિણામોનું પ્રકાશન થવું જ જોઈએ, અને ક્ષેત્રમાં કામ કરતા કાર્યકરોને એનો લાભ મળવો જોઈએ. આ અહેવાલોને સ્થાનિક ભાષાઓમાં પણ પ્રસિદ્ધ કરીને તેનો વિશાળ પ્રચાર કરવો જોઈએ. આ ઉપરાંત એક સમિતિની નિમણૂક આ બધાં સંશોધનનાં પરિણામોનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે થવી જોઈએ.

### (૫) આદિવાસી સંશોધન કેન્દ્રો વચ્ચે સંકલન

આદિવાસી સંશોધન કેન્દ્રો, ભારત સરકારનું માનવશાસ્ત્રનું ખાતું, અનુસૂચિત જાતિઓ અને કોમોના કમિશનર, અને સમાજશાસ્ત્ર અને માનવશાસ્ત્ર અંગેના યુનિવર્સિટીઓના વિભાગો—આ બધાં વચ્ચેના સંકલનનું કામ માનવશાસ્ત્રના મધ્યસ્થ સલાહકારી બોર્ડ દ્વારા થાય છે. એ બોર્ડમાં પાર્લમેન્ટના બે સભ્યો, યુનિવર્સિટીઓના ચાર પ્રતિનિધિઓ, ભારત સરકાર તરફથી નીમવામાં આવેલા ચાર સભ્યો (જેમાં પછાત વર્ગોના કમિશનર આવી જાય), અને રાજ્ય સરકારો તરફથી એક સભ્ય હોય છે. સમિતિને લાગ્યું છે કે આ સંશોધન કેન્દ્રો વચ્ચે વધારે નિકટનું સંકલન સાધવા માટે વખતોવખત પરિષદો કે ચર્ચાસભાઓ ગોઠવવી જોઈએ.

## (ઈ) અનુસૂચિત અને આદિવાસી વિસ્તારોના વિકાસ

### (૧) નવા વિસ્તારોને અનુસૂચિત વિસ્તારો ગણવા માટેની શરતો

સમિતિ માને છે કે કોઈ વિસ્તારને અનુસૂચિત વિસ્તાર તરીકે જાહેર કરવા માટેનાં કોઈ નિશ્ચિત ધોરણો હજુ ઠરાવવામાં આવ્યાં નથી. સમિતિ સૂચવે છે કે આ ધોરણો વહેલામાં વહેલી તકે નક્કી થઈ જવાં જોઈએ.

## (૨) આદિવાસી ભાષાઓનું શિક્ષણ

આદિવાસી પ્રજાના પ્રશ્નો બરાબર સમજી શકાય એ માટે એમની બોલીઓનું જ્ઞાન આદિવાસી વિસ્તારમા કામ કરતા કાર્યકરો માટે ઘણું જ જરૂરી છે આ માટે સરકારે બિનઆદિવાસી કાર્યકરોને તે ભાષાઓ શીખવા માટે જરૂરી પ્રોત્સાહન આપવુ જોઈએ

## (૩) ગવર્નરના અનુસૂચિત વિસ્તારોના વહીવટ અંગેના અહેવાલો

આ અહેવાલો દર વર્ષે રજૂ કરવાના હોય છે, પરતુ એમા ઘણી ઢીલ થાય છે સમિતિએ આ ઢીલ અગે પોતાનો અસતોષ વ્યક્ત કરી સૂચવ્યુ છે કે આ અહેવાલો વખતસર રજૂ થવા જ જોઈએ

## (૪) વાહનવ્યવહાર

આદિવાસી વિસ્તારોમા નબળી વાહનવ્યવહારની મુશ્કેલીને કારણે એમના વિકાસના કામોમા ઘણો વિલબ થાય છે સારા વાહનવ્યવહારની જરૂરિયાત ઘણી અગત્યની લાગતા આ માટે ૯ કરોડ રૂપિયા પ્રથમ પંચ વર્ષીય યોજનામા ખર્ચવામાં આવ્યા હતા બીજી યોજનામાં ૧૧ કરોડ રૂપિયાની જોગવાઈ કરવામા આવી છે ૧૦,૨૦૦ માઈલના પગરસ્તાઓ અને ડગરાળ રસ્તાઓ અને ૪૫૦ પુલો રાજ્ય સરકારો દ્વારા અને ૭૫૦ માઈલના મોટરરસ્તાઓ અને ૭,૨૦૦ માઈલના પગરસ્તાઓ કેન્દ્ર સરકાર દ્વારા બાધવાનુ કરાવવામા આવ્યું છે

જે રીતે વાહનવ્યવહારનો વિકાસ થાય છે, એ ઉપરથી જોતા રસ્તાઓ માટે જે લક્ષ્યાકો બાધવામા આવ્યા છે, એ પૂરા થશે કે કેમ એ વિષે સમિતિને શકા રહે છે એ પૂરા કરવા માટે ખાસ પ્રયત્નોની જરૂર છે. બને ત્યા સુધી રસ્તાઓ અને પુલોના બાધકામા આદિવાસી સહકારી મડળીઓને સોંપાવા જોઈએ એવી સમિતિએ ભલામણ કરી છે

## (૫) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોની ફરીથી બનાવવામાં આવતી યાદી

રાજ્યોની પુનર્રચના બાદ અનુસૂચિત જાતિઓ અને કોમોની એક યાદી ૧૯૫૬મા રાષ્ટ્રપતિના હુકમથી બહાર પાડવામા આવી હતી. રાજ્ય

સરકારોને ગૃહખાતાએ ભલામણ કરી છે કે એમણે હાલની યાદી જોઈ જઈ, નવી યાદી માટેનાં સૂચનો મોકલી આપવાં. આના જવાબમાં અમુક રાજ્યોની ભલામણો આવી છે. બધાં રાજ્યોના જવાબો આવ્યા પછી પાર્લમેન્ટમાં બિલ મૂકવામાં આવશે.

કમિશનરના '૫૭–'૫૮ના અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે અનુસૂચિત જાતિઓ અને કોમોને ખાસ લાભો મળતા હોવાથી ઘણી જાતિઓ પોતાનો પછાત વર્ગોમાં સમાવેશ કરાવવાની પડાપડી કરે છે. રાજ્ય તરફથી અપાતા આ લાભો જે પછાત વર્ગોને આપવામાં આવે છે તેનો તેમાના આગળ પડતા લોકો જ વધુ ફાયદો ઉઠાવે છે. ખરેખરા પછાત લોકો સુધી એ લાભો પહોંચતા નથી.

સમિતિ માને છે કે જે લોકો ખરેખર પછાત દશામાં છે, એમને જ આ યોજનાના લાભો મળવા જોઈએ. આ લાભો મેળવવા માટે જ પછાત વર્ગમાં ગણાવાનું જે માનસ દેખાય છે, એ ઇચ્છનીય નથી. આના સમર્થનમાં સમિતિએ '૫૬–'૫૭ના કમિશનરના અહેવાલમાં આપવામાં આવેલો નીચેનો ફકરો ટાંકયો છે:

> "પછાતપણું કાયમી થવાનું વલણ ધરાવે છે, અને જે લોકો પછાત ગણાયા છે, તેઓ આર્થિક લાભો અને વિશેષ સગવડો મેળવવાને લોભે પછાત રહેવા ઇચ્છે છે. આમ પછાતપણું એક સ્થાપિત હિત બની જવાનો ડર છે."

કમિશનરે એમના '૫૬–'૫૭ના અહેવાલમાં જણાવ્યું છે કે જો આપણું અંતિમ ધ્યેય જાતિ-વિહીન અને વર્ગ-વિહીન સમાજ બનાવવાનું હોય, તો અનુસૂચિત જાતિઓ અને કોમોની અને બીજા પછાત વર્ગોની યાદી ધીરે ધીરે નાની થવી જોઈએ, અને એની જગાએ આર્થિક સ્થિતિને ધોરણે મદદપાત્ર લોકોની યાદી બનવી જોઈએ.

કમિશનરના આ સૂચનને ખ્યાલમાં રાખીને અને બંધારણની ૪૬મી કલમમાં સૂચવ્યા પ્રમાણે સમાજના નબળા વર્ગોના રક્ષણની જવાબદારી, ખાસ કરીને અનુસૂચિત જાતિઓ અને કોમોના કલ્યાણની જવાબદારીને, ધ્યાનમાં લઈને સમિતિ સૂચવે છે કે નબળા વર્ગો કોને ગણવા તે અંગેની ચોકસ વ્યાખ્યા નક્કી થવી જોઈએ, તથા ખાસ મદદ આપવા માટે

આર્થિક સ્થિતિ અને શૈક્ષણિક તથા સામાજિક પછાતપણાને ખ્યાલમાં લેતાં ચોક્કસ ધોરણો મુકરર કરવાં જોઈએ. આમ થતાં સમાજનો મોટો ભાગ આર્થિક મદદપાત્ર લોકોની યાદીમાંથી બાકાત થઈ જશે, અને જેમને આર્થિક મદદની ખરેખરી જરૂર છે તેવા લોકો જ પછી એ યાદીમાં રહેશે. આ યાદીમાં મોટો ભાગ તો અનુસૂચિત જાતિઓ અને કોમોનો જ રહેશે, પરંતુ બીજી પછાત કોમોના મદદપાત્ર માણસોને પણ એમાં સ્થાન મળશે. અનુસૂચિત જાતિઓ તથા કોમોની સ્થિતિ સુધરતાં ધીમે ધીમે એમનું સામાજિક પછાતપણું પણ દૂર થશે.

## (ઊ) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનરની ભલામણો

સમિતિને લાગે છે કે કમિશનરનો જે અહેવાલ લોકસભા સમક્ષ રજૂ કરવામા આવે છે તેની, અને રાજ્ય સરકારો અહેવાલમાં કરેલા સૂચનોનો અમલ કરે છે કે નહીં તેની જાણ વચ્ચે સમયનો ઘણો મોટો ગાળો રહે છે. આથી સમિતિએ સૂચવ્યું છે કે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનરે કરેલાં સૂચનો રાજ્ય સરકારો ધ્યાનમાં લે છે કે કેમ, અને એનો યોગ્ય સમયની અંદર અમલ કરે છે કે નહીં એ અંગેની માહિતી જલદી મળે, એ માટે તાત્કાલિક પગલાં લેવાં જોઈએ. સમિતિ માને છે કે કમિશનરનો અહેવાલ લોકસભા સમક્ષ રજૂ થાય ત્યાર પછી તરત જ કેન્દ્રનાં ખાતાંઓની અને રાજ્ય સરકારોના પ્રતિનિધિઓની સભા બોલાવવી જોઈએ, અને એના અહેવાલોનાં સૂચનો અંગે શું પગલાં લેવાનાં છે એની ચર્ચા થવી જોઈએ, અને તે અંગેનો ચોક્કસ કાર્યક્રમ નક્કી થવો જોઈએ.

* * *

# ૪
# રેણુકા રે સમિતિ અહેવાલ

સમાજકલ્યાણ અંગેના તથા પછાત વર્ગોના કલ્યાણ અંગેની યોજના નીચે આવના કાર્યક્રમોનુ મૂલ્યાંકન કરી તેમાં ઘટતા સુધારાવધારા સૂચવવા ભારત સરકારે પાર્લમેન્ટના સભ્ય શ્રીમતી રેણુકા રેના પ્રમુખપદે એક સમિતિની તા. ૧લી મે, ૧૯૫૮ના રોજ નિયુક્તિ કરી હતી. આ સમિતિમાં પાછળથી કેટલાક ફેરફારો થતાં છેવટે તે નીચેના સભ્યોની બની હતી:

| | | |
|---|---|---|
| ૧. | શ્રીમતી રેણુકા રે, એમ. પી. | પ્રમુખ |
| ૨. | શ્રી એમ. એસ ગોરે | સભ્ય |
| ૩. | શ્રી એચ. સી. હેડા, એમ. પી | ,, |
| ૪. | શ્રી ઠાકુર ફુલસિંગ | ,, |
| ૫ | શ્રી આર. એલ જાંગડે, એમ. પી. | ,, |
| ૬. | શ્રીમતી એસ. વરાડાપ્પન | ,, |
| ૭ | શ્રી જે. એસ. લાલ, આઈ સી. એસ. | ,, |

આ સમિતિને નીચેની કામગીરી સોંપવામાં આવી હતી.

(૧) યોજના નીચે મધ્યસ્થ સરકાર તથા રાજ્યની સરકારોએ હાથ ધરેલા સમાજકલ્યાણના કાર્યક્રમોનો અને વિશેષે મધ્યસ્થ સમાજકલ્યાણ બોર્ડની દોરવણી નીચે ચાલતા કાર્યક્રમોનો, — જે કાર્યક્રમો અમલમાં મુકાય છે તેમા કંઈ ફેરફાર કરવા જેવો છે કે કેમ, જે કાર્યપદ્ધતિ સ્વીકારવામાં આવી છે તેમાં કઈ ફેરફાર કરવા જેવો છે કે કેમ, કાર્યક્રમો માટે જે કાર્યકર્તાઓ રોકવામાં આવે છે તેમની ગુણવત્તા સુધારવા શું કરવું જોઈએ. અને આ કાર્યક્રમો દ્વારા લોકશક્તિ

પ્રમાણમાં નથી મળતો તેમને તે મળતો થાય એ રીતે કરવા માટે જરૂરી સૂચનો કરવાં તથા આવી સંસ્થાઓના કામકાજ અંગે કેટલાંક ધોરણો મુકરર કરવાં તથા જુદા જુદા સ્તર પર કામ કરતી આ સંસ્થાઓનું યોગ્ય સંકલન કરવું. સમાજકલ્યાણ માટેના બધા કાર્યક્રમોનો અસરકારક અમલ થાય એ માટે જરૂરી અન્ય સૂચનો પણ કરવા.

(૨) અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત કોમોના કલ્યાણ માટે યોજના નીચે હાથ ધરવામાં આવેલા જુદા જુદા કાર્યક્રમોનો પણ ઉપરની દૃષ્ટિએ જ અભ્યાસ કરવો, તથા તેમાં જરૂરી સુધારાવધારા સૂચવવા.

(૩) આ કાર્યક્રમોનું ચાલુ મૂલ્યાંકન થતું રહે એ માટે યોગ્ય વ્યવસ્થા સૂચવવી.

સમિતિએ આખા દેશનો પ્રવાસ ખેડી આ ક્ષેત્રોના અનેક માણસોને મળી તથા આ ક્ષેત્રોમાં કામ કરતી અનેક સંસ્થાઓના કામકાજનો વિગતે અભ્યાસ કરી પોતાનો અહેવાલ ૧૯૫૯ના જુલાઈમાં સુપરત કરી દીધો. સમાજકલ્યાણના કાર્યક્રમો અને અનુસૂચિત જાતિઓ તથા કોમોના કલ્યાણના કાર્યક્રમોના મૂલ્યાંકન માટે ખરી રીતે અલગ સમિતિઓ હોવી જોઈએ. આ સમિતિએ આ બંને જવાબદારીઓ એકીસાથે સવા વર્ષના ટૂંકા ગાળામાં ઘણી કુશળતાપૂર્વક પાર પાડી એક મૂલ્યવાન અહેવાલ તૈયાર કર્યો છે. જે માટે તે આપણા ધન્યવાદને પાત્ર બને છે.

અહીં આપણે સમિતિએ મુખ્યત્વે અનુસૂચિત જાતિઓના કલ્યાણ માટેના કાર્યક્રમો અંગે કરેલી ભલામણોને જ જોઈશું

શરૂઆતમાં સમિતિએ આદિવાસી જાતિઓ માટેના કાર્યક્રમો કયા સિદ્ધાંતોને આધારે ઘડવા જોઈએ તે વિષે કેટલીક ભલામણો કરી છે.

**(૧) શ્રી નેહરુના પાંચ સિદ્ધાંતો**

આદિવાસી જાતિઓ માટેના કલ્યાણ કાર્યક્રમો પાછળ કઈ દૃષ્ટિ હોવી જોઈએ, તેઓ બાકીના સમાજમાં વિલીન થઈ જવાની હદે ભળી જવા જોઈએ કે તેમને તેઓ અત્યારે જેમ રહે છે તેમ જ રહેવા દેવા જોઈએ —આ બે વિરોધી દૃષ્ટિબિંદુઓ વચ્ચેની ચર્ચાએ તેનું ઉગ્રપણું હવે ગુમાવી

દીધું છે, અને સામાન્યતઃ વડા પ્રધાન પંડિત નેહરુએ આ પ્રશ્ન પરત્વે રજૂ કરેલી સમન્વયકારી દૃષ્ટિ સૌએ સ્વીકારી છે એ ઘણી સંતોષ લેવા જેવી વાત છે. 'એ ફિલૉસૉફી ફૉર નેફા' (A Philosophy for Nefa) નામના ડૉ. વેરીઅર એલ્વિનના પુસ્તકની પ્રસ્તાવનામાં પંડિત નેહરુ લખે છે:

"આદિવાસી વિસ્તારોમાં આપણે કશો જ રસ ન લઈએ, અને જેમ ચાલતું હોય તેમ ચાલવા દઈએ એ બનવું હવે આજની દુનિયામાં સંભવિત પણ નથી, કે ઈચ્છનીય પણ નથી. સાથે સાથે આ વિસ્તારોમાં મોટું વહીવટી તંત્ર ખડું કરી દેવાની કે મોટી સંખ્યામાં બહારના લોકોને ત્યાં મોકલવાની વાત પણ વાજબી નથી."

તેમના મતે આદિવાસી વિસ્તારોમાં કામ કરતી વખતે નીચેના પાંચ નિયમો ખ્યાલમાં રાખવા જોઈએ:

૧. લોકોને તેમની સમજશક્તિ અને સૂઝ પ્રમાણે આગળ વધવા દેવા જોઈએ, અને તેમના પર કશુ લાદવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. ખાસ કરીને તેમની સંસ્કૃતિ અને કળાકારીગરીને પ્રોત્સાહન આપવું જોઈએ.

૨. જમીનની માલિકી અંગેના તથા જંગલના ઉપયોગ અંગેના તેમના અધિકારોને માન્ય રાખવા જોઈએ.

૩. આદિવાસી વિસ્તારોમાં વહીવટનું તથા વિકાસનું કામ કરવા માટે આદિવાસી જુવાનોને જ તૈયાર કરવા જોઈએ. કેટલાંક ખાસ કામો માટે બહારના નિષ્ણાતોને શરૂઆતમાં ત્યાં મોકલવા પડે એ સમજાય એવું છે. પરંતુ તે સંખ્યા બને એટલી નાની રાખવી જોઈએ.

૪. આ વિસ્તારોમાં મોટું વહીવટીતંત્ર ઊભું ન કરવુ જોઈએ, કે ભાતભાતની અનેક યોજનાઓ એકીસાથે દાખલ નહીં કરવી જોઈએ. ખરી રીતે તો તેમનાં પોતાનાં સામાજિક અને સાંસ્કૃતિક સંગઠનો મારફતે બને એટલું કામ ઉપાડવુ જોઈએ.

૫. આ વિસ્તારોનો વિકાસ, કાર્યક્રમોમાં નક્કી કરેલા લક્ષ્યાંકો કેટલા પૂરા થયા તેના આધારે, કે કેટલાં નાણાં ખર્ચાયાં તેના આધારે ન

પ્રમાણમાં નથી મળતો તેમને તે મળતો થાય એ રીતે કરવા માટે જરૂરી સૂચનો કરવાં તથા આવી સંસ્થાઓના કામકાજ અંગે કેટલાંક ધોરણો મુકરર કરવાં તથા જુદા જુદા સ્તર પર કામ કરતી આ રાસ્તાઓનું યોગ્ય સકલન કરવું. સમાજકલ્યાણ માટેના બધા કાર્યક્રમોનો અસરકારક અમલ થાય એ માટે જરૂરી અન્ય સૂચનો પણ કરવા.

(૨) અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત કોમોના કલ્યાણ માટે યોજના નીચે હાથ ધરવામાં આવેલા જુદા જુદા કાર્યક્રમોનો પણ ઉપરની દૃષ્ટિએ જ અભ્યાસ કરવાં, તથા તેમા જરૂરી સુધારાવધારા સૂચવવા.

(૩) આ કાર્યક્રમોનું ચાલુ મૂલ્યાકન થતું રહે એ માટે યોગ્ય વ્યવસ્થા સૂચવવી

સમિતિએ આખા દેશનો પ્રવાસ ખેડી આ ક્ષેત્રોના અનેક માણસોને મળી તથા આ ક્ષેત્રોમાં કામ કરતી અનેક સસ્થાઓના કામકાજનો વિગતે અભ્યાસ કરી પોતાનો અહેવાલ ૧૯૫૯ના જુલાઈમાં સુપરત કરી દીધો. સમાજકલ્યાણના કાર્યક્રમો અને અનુસૂચિત જાતિઓ તથા કોમોના કલ્યાણના કાર્યક્રમોના મૂલ્યાંકન માટે ખરી રીતે અલગ સમિતિઓ હોવી જોઈએ. આ સમિતિએ આ બંને જવાબદારીઓ એકીસાથે સવા વર્ષના ટૂંકા ગાળામાં ઘણી કુશળતાપૂર્વક પાર પાડી એક મૂલ્યવાન અહેવાલ તૈયાર કર્યો છે જે માટે તે આપણા ધન્યવાદને પાત્ર બને છે.

અહીં આપણે સમિતિએ મુખ્યત્વે અનુસૂચિત જાતિઓના કલ્યાણ માટેના કાર્યક્રમો અંગે કરેલી ભલામણોને જ જોઈશું

શરૂઆતમાં સમિતિએ આદિવાસી જાતિઓ માટેના કાર્યક્રમો કયા સિદ્ધાંતોને આધારે ઘડવા જોઈએ તે વિષે કેટલીક ભલામણો કરી છે.

(૧) શ્રી નેહરુના પાંચ સિદ્ધાંતો

આદિવાસી જાતિઓ માટેના કલ્યાણ કાર્યક્રમો પાછળ કઈ દૃષ્ટિ હોવી જોઈએ, તેઓ બાકીના સમાજમા વિલીન થઈ જવાની હદે ભળી જવા જોઈએ કે તેમને તેઓ અત્યારે જેમ રહે છે તેમ જ રહેવા દેવા જોઈએ —આ બે વિરોધી દૃષ્ટિબિંદુઓ વચ્ચેની ચર્ચાએ તેનું ઉગ્રપણુ હવે ગુમાવી

દીધું છે, અને સામાન્યતઃ વડા પ્રધાન પંડિત નેહરુએ આ પ્રશ્ન પરત્વે રજૂ કરેલી સમન્વયકારી દૃષ્ટિ સૌએ સ્વીકારી છે એ ઘણી સંતોષ લેવા જેવી વાત છે. 'એ ફિલૉસૉફી ફોર નેફા' (A Philosophy for Nefa) નામના ડૉ. વેરીઅર એલ્વિનના પુસ્તકની પ્રસ્તાવનામાં પંડિત નેહરુ લખે છે:

> "આદિવાસી વિસ્તારોમાં આપણે કશો જ રસ ન લઈએ, અને જેમ ચાલતું હોય તેમ ચાલવા દઈએ એ બનવું હવે આજની દુનિયામાં સંભવિત પણ નથી, કે ઇચ્છનીય પણ નથી. સાથે સાથે આ વિસ્તારોમાં મોટું વહીવટી તંત્ર ખડું કરી દેવાની કે મોટી સંખ્યામાં બહારના લોકોને ત્યાં મોકલવાની વાત પણ વાજબી નથી."

તેમના મતે આદિવાસી વિસ્તારોમાં કામ કરતી વખતે નીચેના પાંચ નિયમો ખ્યાલમાં રાખવા જોઈએ:

૧. લોકોને તેમની સમજશક્તિ અને સૂઝ પ્રમાણે આગળ વધવા દેવા જોઈએ, અને તેમના પર કશુ લાદવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. ખાસ કરીને તેમની સંસ્કૃતિ અને કળાકારીગરીને પ્રોત્સાહન આપવું જોઈએ.
૨. જમીનની માલિકી અંગેના તથા જંગલના ઉપયોગ અંગેના તેમના અધિકારોને માન્ય રાખવા જોઈએ.
૩. આદિવાસી વિસ્તારોમા વહીવટનું તથા વિકાસનુ કામ કરવા માટે આદિવાસી જુવાનોને જ તૈયાર કરવા જોઈએ કેટલાંક ખાસ કામો માટે બહારના નિષ્ણાતોને શરૂઆતમાં ત્યા મોકલવા પડે એ સમજાય એવું છે. પરંતુ તે સખ્યા બને એટલી નાની રાખવી જોઈએ
૪. આ વિસ્તારોમાં મોટું વહીવટીતંત્ર ઊભું ન કરવુ જોઈએ, કે ભાતભાતની અનેક યોજનાઓ એકીસાથે દાખલ નહીં કરવી જોઈએ. ખરી રીતે તો તેમનાં પોતાના સામાજિક અને સાંસ્કૃતિક સંગઠનો મારફતે બને એટલુ કામ ઉપાડવુ જોઈએ.
૫. આ વિસ્તારોનો વિકાસ, કાર્યક્રમોમાં નક્કી કરેલા લક્ષ્યાંકો કેટલા પૂરા થયા તેના આધારે, કે કેટલા નાણાં ખર્ચાયા તેના આધારે ન

માપતા આદિવાસી માણસનો કેટલો વિકાસ થયો તેના આધારે માપવો જોઈએ

આ નિયમોને ખ્યાલમા રાખીને વિકાસ કાર્યક્રમોનો અમલ જો કરવામા આવશે તો આદિવાસી જાતિઓ પોતાનો વિકાસ કરવા સાથે તેમની સસ્કૃતિનાં સારાં તત્ત્વો જાળવી શકશે, અને બાકીના સમાજ પર પણ ઉપકારક અસર થશે

## (૨) આદિવાસી ગણવા માટેના ધોરણો નિશ્ચિત બનાવો

અનુસૂચિત જાતિઓની જે યાદી રાજ્યવાર બનાવવામા આવી છે તેમા કોઈ નિશ્ચિત અને તટસ્થ ધોરણનો અભાવ દેખાય છે, તેથી જે જાતિ એક રાજ્યમા આ યાદી નીચે મુકાઈ છે તે પાસેના રાજ્યમા ન મુકાઈ હોય અથવા તો તે એક જ રાજ્યના જુદા જુદા ભાગોમા પણ એક ભાગમા તે યાદી નીચે ગણાતી હોય, અને બીજા ભાગમા ન ગણાતી હોય એવુ બને છે આદિવાસી વિસ્તારો તરીકે જાહેર કરવા વિસ્તારો અંગે પણ આવુ બન્યું છે કે મોટા પ્રમાણમા આદિવાસી વસ્તી ધરાવતા કેટલાક વિસ્તારોને એ રીતે જાહેર કરવામા આવ્યા નથી આ અંગેના નિશ્ચિત ધોરણો મુકરર કરી દેવાની ખાસ જરૂર છે

## (૩) આર્થિક સ્થિતિ જોઈ મદદ કરો

આદિવાસી જાતિઓ કે વર્ગીકૃત કોમોમા પણ શિક્ષણની દૃષ્ટિએ કે આર્થિક દૃષ્ટિએ જુદા જુદા સ્તરો માલૂમ પડે છે, અને તેથી છેલ્લા દસ બાર વર્ષો દરમ્યાન આ જાતિઓ કે કોમોના કલ્યાણ માટે અમલમા મૂકવામા આવેલી જુદી જુદી યોજનાઓનો તેમણે જુદા જુદા પ્રમાણમા લાભ લીધો છે તેમનામા આગળ પડતી જાતિઓ કે કોમોએ આ યોજનાઓનો ઘણા મોટા પ્રમાણમા લાભ લીધો છે, જ્યારે બાકીનાઓ તેનાથી મોટે ભાગે વચિત રહ્યા છે તેથી જેમને મદદની ખરેખરી જરૂર છે તેમને મદદ પહોચી નથી આ સ્થિતિ દૂર કરવા માટે આદિવાસી જાતિઓ કે વર્ગીકૃત કોમો માટે અમલમા મૂકવામા આવતી યોજનાઓનો લાભ આપતી વખતે આર્થિક ધોરણ અપનાવવાની સમિતિએ ભલામણ કરી છે આમ કરવાથી જેમને મદદની ખરેખરી

જરૂર છે તેમને મદદ પહોંચાડી શકાશે. આમ કરતાં કરતાં ધીરે ધીરે માત્ર આર્થિક ધોરણ ઉપર જ મદદ આપવામાં આવે એ સ્થિતિએ પહોંચી શકાશે. પછાત ગણવા માટે આર્થિક સિવાયના કોઈ ધોરણનો ઉપયોગ ન કરવો પડે એ આપણું છેવટનું લક્ષ્ય રહેવું જોઈએ. જો આમ કરવામાં આપણે સફળ થઈએ તો મદદનું ધોરણ વિસ્તારી શકાશે, તથા પછાત ગણાવા માટેની જે ખોટી પડાપડી થાય છે, તેને પણ ટાળી શકાશે. આદિવાસી જાતિઓ કે વર્ગીકૃત કોમો સિવાયની બીજી પછાત કોમોને આ વાત વિશેષ પ્રમાણમાં લાગુ પડે છે, કારણ કે એ વર્ગીકરણ એટલું સ્પષ્ટ ન હોવાથી ઘણી કોમો આર્થિક લાભો મેળવવા ખાતર જ પોતાને અન્ય પછાત કોમોની યાદીમાં સામેલ કરાવવાની તજવીજ કર્યા કરે છે. તેથી સમિતિ એવું સૂચવે છે કે "બીજા પછાત વર્ગો"એ વર્ગીકરણ સદંતર નાબૂદ કરવું, અને આર્થિક ધોરણ મુજબ મદદ આપવા માટેની યોજનાઓ વધારવી.

### (૪) આદિવાસી જીવનનો અભ્યાસ કરો

બિનઆદિવાસી વિસ્તારોમાં સફળ નીવડેલી વિસ્તરણ પદ્ધતિઓ એ ને એ જ સ્વરૂપે આદિવાસી વિસ્તારોમાં પણ સફળ નીવડશે જ એ માન્યતા ભૂલભરેલી છે. આદિવાસી વિસ્તારોનો પૂરો અભ્યાસ કરી આ પદ્ધતિઓમાં જરૂરી ફેરફારો કરવા જોઈએ, તથા આદિવાસીઓને તેમની પોતાની સૂઝસમજ પ્રમાણે આગળ વધવાની અનુકૂળતા કરી આપવી જોઈએ.

### (૫) લોકશાહી પદ્ધતિ દાખલ કરવી

એ જ રીતે આદિવાસીઓનાં પોતાનાં સંગઠનોનો વિકાસકાર્યોમાં વિશેષ ઉપયોગ કરવો જોઈએ. તેમની પંચાયતો તેમના જીવન પર આજે પણ ઘણો અસરકારક કાબૂ ધરાવતી હોય છે. એ જ રીતે કેટલીક જાતિઓમાં પ્રચલિત યુવાગૃહો (દા. ત. બસ્તારના ઘોટુલ) તેમના યુવાનોને અને યુવતીઓને શિક્ષણ આપવાનું કામ અસરકારક રીતે કરતાં હોય છે. આ સંગઠનોનો વિકાસકાર્યો માટે ઉપયોગ કરવામાં આવે તો ઘણાં સારાં પરિણામ લાવી શકાશે. વિકાસ કાર્યક્રમો વધુ

પ્રમાણમાં સફળ થશે એટલું જ નહિ, પણ આદિવાસીઓનો વિશ્વાસ જીતી લેવામાં પણ એ ઘણાં ઉપયોગી થશે. આ સંગઠનોમાં લોકશાહી પદ્ધતિઓ ધીમે ધીમે દાખલ કરાવવી જોઈએ, પણ એ કેવી રીતે દાખલ કરવી એ તેમના પર છોડી દેવું જોઈએ.

(૬) યોજના સરળ બનાવો

આદિવાસી પ્રજાના કલ્યાણ માટેની યોજનાઓ સરળ હોવી જોઈએ. તેથી ઘણીબધી યોજનાઓને બદલે કે દરેકનાં જુદાં જુદાં તંત્ર ગોઠવવાને બદલે એક જ યોજના નીચે કે એક જ તંત્ર મારફતે તેમના વિકાસનો કાર્યક્રમ હાથ ધરવામાં આવશે તો તે આદિવાસીઓના મગજમાં વહેલો સ્વીકાર પામશે. વળી શરૂઆતના ગાળામાં તેમની તાત્કાલિક જરૂરિયાતો પર જ વિશેષ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવશે તો તેમનો સહકાર વધુ પ્રમાણમાં મેળવી શકાશે. આ વિસ્તારોમાં બધા કાર્યક્રમો એકીસાથે અમલમાં મૂકવાનો કે અમલની ગતિ એકદમ વધારી દેવાનો લોભ જતો કરવો જોઈએ.

(૭) થઈ શકે તેટલું જ કહો

આદિવાસી પ્રજા ઘણી લાગણીપ્રધાન હોવાથી એમને આપવામાં આવતાં વચનો જો પૂરાં કરવામાં આવતાં નથી તો તેની ઘણી અવળી અસર પડે છે. યોજનાઓ ચાલુ કરતી વખતે આ વાત ખૂબ જ ધ્યાનમાં રાખવાની જરૂર છે. જે કાર્યક્રમોનાં અમલ થવા અંગે પૂરી ખાતરી હોય તે જ કાર્યક્રમો વિષે તેમની પાસે વાતો મૂકવી જોઈએ, તથા તેમના અમલ અંગે અગાઉથી પૂરો વિચાર કરી બધા જ તબક્કાઓમાં તે સમયસર પાર પડે એની પૂરતી કાળજી લેવી જોઈએ.

અને રહેઠાણને મહત્ત્વ આપવામાં આવ્યું છે. સને ૧૯૫૭માં ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટક યોજના નીચે આદિવાસી વિસ્તારમાં સઘન કામની શરૂઆત કરવામાં આવી. આ કાર્યક્રમને ગૃહખાતું અને સામૂહિક વિકાસ ખાતું બંને તરફથી મદદ મળે છે. જો નાણાંકીય મદદથી યોજનાને અપાતું મહત્ત્વ માપવાનું હોય તો આર્થિક ઉન્નતિને પ્રથમ સ્થાન મળે છે, જેને માટે બીજી પંચવર્ષીય યોજનામાં ૧૦ કરોડ રૂપિયા ફાળવવામાં આવ્યા છે પછીના ક્રમમાં વાહનવ્યવહાર, કેળવણી, વિવિધલક્ષી વિકાસ ઘટકો, રહેઠાણ, અને જાહેર સ્વાસ્થ્યને સ્થાન મળે છે. વિવિધલક્ષી વિકાસ ઘટકોના બજેટમાં નીચેનો ક્રમ રાખવામાં આવ્યો છે.

| | | લાખ રૂ. |
|---|---|---|
| ૧. | મુખ્ય કચેરી | ૭.૦૦ |
| ૨. | સિંચાઈ, નવી જમીન પ્રાપ્ત કરવી, તથા જમીનસંરક્ષણ | ૪.૦૦ |
| ૩. | રસ્તા | ૪.૦૦ |
| ૪. | વસવાટ | ૨.૫૦ |
| ૫. | સહકાર | ૨.૦૦ |
| ૬. | ગ્રામોદ્યોગ | ૨.૦૦ |
| ૭. | આરોગ્ય અને તંદુરસ્તી | ૨.૦૦ |
| ૮. | ખેતી અને પશુપાલન | ૧.૫૦ |
| ૯. | શિક્ષણ | ૦.૭૫ |
| ૧૦. | સમાજશિક્ષણ | ૦.૭૫ |
| ૧૧. | પરચૂરણ | ૦.૫૦ |
| | કુલ | ૨૭.૦૦ |

વિકાસના દરેક પાસાને પોતાનું મહત્ત્વ હોય છે. વધુ મહત્ત્વ કોને આપવું તેનો કોઈ બદલી ન શકાય તેવો ક્રમ આપવો શક્ય નથી. દરેક સમૂહની અને પ્રદેશની તાત્કાલિક જરૂરિયાતો જુદી જુદી રહેવાની. મોટા ભાગના આદિવાસી પ્રદેશોમાં નિયમિત પીવાના ચોખ્ખા પાણીનો પુરવઠો મેળવવો તે સૌથી મોટી જરૂરિયાત છે. તેની અછતને લીધે ઘણા ચેપી રોગો આદિવાસી સમાજમાં જોવા મળે છે. તે જ રીતે આર્થિક

ઉન્નતિને પ્રથમ સ્થાન આપવામાં આવે તો પણ ક્ષેત્રમાં ખેતીનો વિકાસ કરવો કે જંગલનો વિકાસ કરવો વગેરે પર જુદા જુદા મત હોઈ શકે.

પરંતુ દેશની આદિવાસી જાતિઓની સામાન્ય જરૂરિયાત જોતાં સમિતિ સૂચવે છે કે સામાન્ય રીતે યોજના નીચેના કાર્યક્રમોમાં બધે નીચે પ્રમાણેનો ક્રમ રહેવો જોઈએ.

૧ આર્થિક વિકાસ અને વાહનવ્યવહાર

૨ કેળવણી

૩. જાહેર સ્વાસ્થ્ય

(૯) યોજનાનું સ્વરૂપ સમગ્ર વિકાસનું હોવું જોઈએ

સમગ્ર વિકાસ અને સમતોલ વિકાસના આયોજનના બે મહત્ત્વના સિદ્ધાંતો આદિવાસી કલ્યાણ અને વિકાસની યોજનાઓને પણ લાગુ થવા જોઈએ તેથી સમિતિ સૂચવે છે કે

૧. ઉપરના મુખ્ય ત્રણ કાર્યક્રમોને વધુ મહત્ત્વ આપવું જોઈએ. એટલું જ નહિ પણ એ ત્રણે કાર્યક્રમો એકીસાથે હાથ ધરવા જોઈએ, કારણ કે તે દરેકની સફળતાનો આધાર બીજા કાર્યક્રમોની સફળતા પર અવલંબિત છે.

૨. ખેતી, જંગલ, હસ્તઉદ્યોગ, ગ્રામોદ્યોગ એ સૌનો વિકાસ થાય એવી સમગ્ર વિકાસની યોજના ઘડી કાઢવી જોઈએ. તેમાં દરેક કાર્યક્રમને કેટલું મહત્ત્વ આપવું તે દરેક વિસ્તારની વિસ્તૃત તપાસને આધારે નક્કી કરવું જોઈએ.

(૧૦) ખેડવા યોગ્ય જમીન ભૂમિહીન આદિવાસીઓને વહેંચી આપો

આદિવાસી વિસ્તારોમાં ખેતીવિકાસનો પ્રશ્ન ઘણો ગૂંચવણભર્યો હોઈ વિશેષ જ્ઞાન માગી લે છે. પણ કેટલીક હકીકતો બહુ સ્પષ્ટ છે. કુલ ૨૩૫ લાખની વસ્તીમાંથી ૧૭૩ લાખ આદિવાસીઓ (૭૩.૬ %) ખેતીમા રોકાયેલા છે. આમ ખેતી આદિવાસીઓના જીવનમા ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે પરાપૂર્વથી ચાલી આવતી તેમની માન્યતા મુજબ તો ધરતી માતા જ તેમનું પોષણ કરે છે જમીન તેમને સલામતીની ભાવના આપે છે અને સાથે સાથે આજીવિકાનું સાધન પણ પૂરું પાડે છે. આદિ-

વાસી જીવનમાં જમીનનું અને ખેતીનું આટલું મહત્ત્વ હોવા છતાં પહેલી અને બીજી યોજનામાં જમીનના વિકાસ માટે રાખવામાં આવેલી રકમો તપાસતાં જણાય છે કે એ મહત્ત્વ આપણે સ્વીકાર્યું નથી. પહેલી યોજનામાં આદિવાસી વિસ્તારોની ખેતીસુધારણા માટે માત્ર ૬.૫૮ લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા, જ્યારે બીજી યોજનામાં તે માટે જોકે રૂ. ૭૪.૨૯ લાખ ફાળવવામાં આવ્યા છે, છતાં આદિવાસી જાતિઓના કલ્યાણ માટે ફાળવવામાં આવેલી એકંદર રકમના હિસાબે તો એમાં બે ટકા જેટલો જ વધારો થયો છે. તેથી આ રકમમાં વધારો કરવાની અને ખેતીસુધારણાના કાર્યક્રમ પર વિશેષ ભાર મૂકવાની ખૂબ જ જરૂર છે.

(૧૧) જમીન અંગેના કાયદાઓનો તેઓ લાભ લે તેમ કરો

આદિવાસી વિસ્તારોમાં સૌથી વધારે અગત્યનો પ્રશ્ન આદિવાસીઓની જમીનની માલિકી અંગેનો અને ચાલુ કાયદાઓમાં તેમના તે અંગેના અધિકારોનો છે. છેલ્લાં કેટલાંયે વર્ષો દરમ્યાન ઉત્તરોત્તર તેમણે જમીનની માલિકી મોટા પ્રમાણમાં ગુમાવી છે. આ પ્રવૃત્તિને હવે તદ્દન અટકાવવી જ જોઈએ. વચલા માણસોને જ્યાં દૂર કરવામાં આવ્યા છે ત્યાં પણ હજુ આદિવાસીઓ પેટા ગણોતિયાનું જ સ્થાન ધરાવે છે. થોડા વિસ્તારોને બાદ કરતા બાકીના વિસ્તારોના લોકો રાજ્ય સાથે હજુ સીધા સંપર્કમાં આવી શકયા નથી. તેમની આર્થિક અને સામાજિક નબળાઈને લીધે જમીન અંગેના થયેલા કાયદાઓનો તેઓ પૂરેપૂરો લાભ લઈ શકતા નથી. તેથી સમિતિ ભલામણ કરે છે કે

૧. ખેતીવિકાસમાં સૌથી અગત્યના પગલા તરીકે ખેડવા લાયક જમીનની મોજણી પ્રથમ કરવી જોઈએ. જ્યાં એટલી વિસ્તૃત મોજણી શકય ન હોય ત્યાં એવી જમીનો કેટલા પ્રમાણમાં અને કયા મળી શકે તેમ છે તેના અંદાજો તૈયાર કરવા જોઈએ.

૨. જમીન વગરના અને ફરતી ખેતી (shifting cultivation) કરનારા આદિવાસીઓને આવી જમીનો તાત્કાલિક વહેંચી આપવી જોઈએ.

આ રીતે કેટલીક રાજ્ય સરકારોએ (દા. ત. મુંબઈ, બિહાર, મધ્યપ્રદેશ, રાજસ્થાન) આદિવાસીઓને જમીન વહેંચી આપી છે, પણ તે

ઘણી જ અપૂરતી તેમ જ હલકા પ્રકારની છે. સમિતિ એવું સૂચવે છે કે આવી જમીનો બને ત્યા સુધી સહકારી ધોરણે આપવી, તથા તે જમીનનો પૂરેપૂરો વિકાસ કરી તેમાંથી સારુ ઉત્પાદન લઈ શકાય એ માટે જરૂરી બીજી મદદ પણ પૂરતા પ્રમાણમા આપવી વળી જમીનો અપૂરતી હોવાથી બીજા પૂરકધધા પણ તેમને આપવા જોઈએ

૩ જમીન માલિકી અગેના કાયદાઓને રાજ્યોએ ફરી તપાસવા જોઈએ અને આદિવાસીઓની જમીનો કોઈ પણ સજોગોમાં હવે તેમની પાસેથી ચાલી ન જાય તેવા તે અસરકારક બનાવવા જોઈએ

## (૧૨) ફરતી ખેતીને વૈજ્ઞાનિક બનાવો

આ વિસ્તારોની ખેતીના વિસ્તારમાં બીજો મહત્ત્વનો પ્રશ્ન ફરતી ખેતીનો છે. આ પદ્ધતિથી જગલ અને જમીન પર થયેલી માઠી અસર અગે ઘણુ કહેવાયું છે ૧૯૫૮માં ભારત સરકારના જગલ ખાતાના ઈન્સ્પેકટર જનરલ શ્રી એચ. ગી. ચતુર્વેદીએ કહ્યું હતું કે, આ જાતની ફરતી ખેતીનો સાચો ઉપાય તેને એક દૂષણ તરીકે ગણવામાં નહિ પણ જીવનના એક અગ તરીકે પ્રમાણિત કરવામાં રહેલો છે ૨૫ લાખ આદિવાસીઓ આ રીતે ફરતી ખેતી કરે છે આ પદ્ધતિનો નાશ કરવાના અને આ ફરતી ખેતી કરનાર આદિવાસીઓને સપાટ મેદાનોમા પુનર્વસવાટ કરાવવાના અનેક પ્રયત્નો પછી પણ માત્ર દસ જ ટકાને આ રીતે વસવાટ કરાવવામા સફળતા મળી છે. હમણાં જ નેફામાં આ જાતની ફરતી ખેતીમા વૈજ્ઞાનિક પ્રયોગો થઈ રહ્યા છે, જેમાં સફળતા મળશે તો આદિવાસી જીવનપ્રણાલીને અસર કર્યા વગર વધારે ઉત્પાદન થાય તેવી પદ્ધતિ તેમને આપી શકાશે વળી ફરતી ખેતીમાંથી આદિવાસીઓને દૂર લઈ જતાં સામૂહિક રીતે ખેતીકામ કરવાની તેમની પ્રણાલી તેની સાથે ચાલી ન જાય એ પણ જોવું જોઈશે. ફરતી ખેતીમાની સામૂહિક રીતે કામ કરવાની પ્રણાલી સ્થિર ખેતી કરતા થાય ત્યારે પણ ચાલુ રહે એવા પ્રયત્નો થવા જોઈએ.

## (૧૩) જમીનસંરક્ષણને ભૂમિ વિકાસના બીજા કાર્યક્રમો સાથે સાંકળો

જમીનસંરક્ષણ માટે જ્યાં જ્યા સરકાર યોજનાઓ અમલમા મૂકે છે ત્યાં ત્યાં પાછળથી તેનો ખર્ચ ખેડૂતો પાસેથી વસૂલ લેવામાં આવે

છે, જે તેમને ઘણો ભાગે પડે છે રોકડ પાકો જેવા કે કોકી, કાજુ, મસાલા વગેરે ઢોળાવોવાળી જમીનો પર ઉગાડવાની યોજનાઓ શરૂઆતમાં પ્રાયોગિક ધોરણે હાથ ધરવી જોઈએ, અને એમા સફળતા મળે તો જ તે મોટા પાયા પર હાથ ધરવી જોઈએ આ કાર્યક્રમને ટોળાવો પરની ખેતીને મર્યાદિત કરવાના કાર્યક્રમ સાથે સંકલિત કરવો જોઈએ, તથા આ યોજનાઓ અંગે પૂરતા પ્રમાણમા આર્થિક મદદ આપવી જોઈએ, અને તે અંગે જે કંઈ કાળો લેવાનો હોય તે મજૂરીના રૂપમા લઈ લેવો જોઈએ. તે અંગે પાછળથી કંઈ રોકડ રકમ વસૂલ લેવાની રહેવી ન જોઈએ

## (૧૪) વસાહતની યોજનાઓ કાળજીપૂર્વક ઘડો

વસાહતોની યોજનાઓ ઘડતી વખતે પીવાના પાણીનો પુરવઠો પૂરતા પ્રમાણમા મળી રહે તેની, અને પૂરતો કામધંધો મળી રહે તેની અગાઉથી ખાતરી કરી લેવી જોઈએ મકાનો બાંધી દીધા પછી અને આદિવાસીઓને ત્યા રહેવા મોકલ્યા પછી આવી તપાસ કરવામાં આવે છે તે બરાબર નથી

## (૧૫) ખેતીનાં સંશોધન કેન્દ્રો પ્રાદેશિક ધોરણે ગોઠવો

સારુ બિયારણ, ઓજારો વગેરેની મદદ સમયસર અને પૂરતા પ્રમાણમાં મળવી જોઈએ ઘણી વખત આ મદદ પૂરતી નથી હોતી, અને સમયસર પણ પહોંચાડવામા નથી આવતી, જેથી તેનો સારો ઉપયોગ થતો નથી

ખેતીના જે પ્રયોગો કરવામા આવે છે તે ખેડૂતોના અવલોકન માટે પૂરતા નથી હોતા, અને તે દરેક જગ્યાએ ખેડૂતો સુધી પહોંચી શકતા નથી. આથી સમિતિ ભલામણ કરે છે કે

૧. ખેતીનાં સશોધનકેન્દ્રો પ્રાદેશિક ધોરણે ગોઠવવા જોઈએ

૨ સશોધનનાં પરિણામો બતાવનારા કેન્દ્રો દરેક ઘટકમા કે જિલ્લાના અનુકૂળ સ્થળે ગોઠવવા જોઈએ, જેથી આદિવાસીઓ તેમના વિસ્તારમા અમલમા મૂકી શકાય એવી સુધરેલી ખેતીપદ્ધતિઓથી માહિતગાર થઈ શકે

૩. કેટલાક પ્રત્યક્ષ પ્રયોગો વ્યક્તિગત ખેડૂતોનાં ખેતરો પર પણ રાખવા જોઈએ. આવા ખેડૂતોને પસંદ કરી તેમને ઓજારો, બિયારણ વગેરે આપી તથા નિષ્ણાત સલાહ પૂરી પાડીને સંશોધન માટે તૈયાર કરવા જોઈએ. આવા ખેડૂતોની પસંદગી તેમના પ્રતિનિધિઓ દ્વારા થવી જોઈએ.

## (૧૬) પશુસુધારણામાં સાવધાનીથી આગળ વધો

ભારતમાં સામાન્ય રીતે ખેતીમાં પશુઓનો ઉપયોગ થતો હોઈ પશુ-ઉછેર પર બરાબર ધ્યાન અપાય છે, પરંતુ આદિવાસીઓ તેમની અતિશય પ્રાથમિક કક્ષાની ખેતીને કારણે (જેમાં તેઓ પશુઓનો ભાગ્યે જ ઉપયોગ કરતા હોય છે) અને ધાર્મિક કે સામાજિક પ્રસંગોએ પશુનું બલિદાન દેવાની પ્રથાને કારણે પશુઉછેર માટે બહુ કાળજી રાખતા હોતા નથી. આથી સમિતિ સૂચવે છે કે આદિવાસી ખેડૂતોમાં પશુપાલન બહુ સાવધાનીપૂર્વક વિકસાવવું જોઈએ. જે આદિવાસીઓને પશુ પ્રત્યે કુદરતી લાગણી હોય તેમને પશુસંવર્ધનની મદદ માટે પહેલી પસંદગી આપવી જોઈએ. આદિવાસીઓમાં પશુઉછેર માટેની ઇચ્છા જાગૃત કરવાનું કામ પહેલાં કરવું પડશે.

## (૧૭) જંગલોનો વહીવટ આદિવાસીઓના હિતમાં કરો

સદીઓથી જે જંગલોમાં તેઓ વસતા આવ્યા છે તેને લગતા નવા નવા કાયદાઓથી આદિવાસીઓ પર ઘણી વિપરીત અસર થઈ છે. જંગલખાતું કોન્ટ્રાક્ટરો દ્વારા જંગલમાંથી વધુમાં વધુ આવક કેમ મેળવી શકાય તે રીતે કામ કરી રહ્યું છે. પરિણામે જંગલોનો ઝડપી નાશ થઈ રહ્યો છે. જંગલો અંગે જંગલમાં વસતા લોકોના હિતનો ખ્યાલ રાખીને ઘડવામાં આવેલી નેફાની નીતિ બીજે પણ દાખલ કરી શકાય કે નહિ તે તપાસી લેવું જોઈએ. વળી મુંબઈ રાજ્યની જંગલ કામદાર સહકારી મંડળીઓ રચવા અંગેની યોજના પણ બધાં રાજ્યોમાં થોડા ફેરફાર સહિત સ્વીકારી લેવાની સમિતિ ભલામણ કરે છે. સમિતિ વધુમાં સૂચવે છે કે

તેમને નીમી શકાય તે માટે તેમને જરૂરી તાલીમ આપવાનો પ્રબંધ કરવો જોઈએ.

૨. જંગલના કામકાજમા આદિવાસીઓનો વધુ પ્રમાણમા સક્રિય સાથ મેળવવા ચોક્કસ પગલાં લેવાવાં જોઈએ. અમુક પ્રકારના સરકારી માર્ગદર્શન નીચે તેઓ જ બધું જંગલ અંગેનું કામકાજ ધીરેધીરે સંભાળતા થાય એવું થવું જોઈએ.

૩. ઘરગથ્થુ જરૂરિયાતો માટે ગ્રામજંગલો નક્કી કરી આપવાં જોઈએ, અને તેનો વહીવટ જાતિપંચોને સોંપવો જોઈએ.

૪. ગ્રામજંગલોમાંથી મળતી બધી આવક ગ્રામવિકાસ માટે વાપરવાની છૂટ આપવી જોઈએ.

૫. જંગલ વધારવાનું કામ તીવ્રતાથી હાથ ધરવું જોઈએ, અને આદિવાસીઓને જ્યારે બીજું કામ ઓછું હોય ત્યારે આ કામમાં રોકી તેમને તેમાથી વધારાની મજૂરી મળે તેવું કરવું જોઈએ. કેટલુક વેતન ખોરાકમાં અને બાકીનું રોકડમા આપી શકાય.

૬. જંગલનુ કટાઈકામ કોન્ટ્રાક્ટરોને બદલે જંગલ કામદાર સહકારી મંડળીઓને જ સોંપવું જોઈએ, અને આ કામમાંથી થતા બધો નફો આદિવાસીઓના લાભાર્થે વાપરવો જોઈએ.

૭. જંગલકામદાર મંડળીઓ સરકારી કે બિન-સરકારી સંસ્થાઓ મારફતે ભલે રચાય, પણ તેનું સંકલન રાજ્ય સરકાર દ્વારા થવું જોઈએ.

૮. જંગલમાંથી મળતી અન્ય વસ્તુઓ જેવી કે મધ, ગુંદર, મહુડાં વગેરેના વેચાણ માટે પણ આ જ ધોરણે સહકારી મંડળીઓ રચાવી જોઈએ. આવી સહકારી મંડળીઓ પાસેથી કોઈ પણ જાતની ડિપોઝિટ મંગાવી ન જોઈએ. જંગલ મંડળીઓને તેના કામકાજ માટે અગાઉથી લોન આપવી જોઈએ. તેમ જ વાહનવ્યવહાર અંગેની અને માલના વેચાણ માટેની પણ જરૂરી સગવડો તેમને કરી આપવી જોઈએ.

**(૧૮) રસ્તા બાંધવાનો કાર્યક્રમ વધારે ઝડપી બનાવો**

આદિવાસી વિસ્તારોને બહારના વિસ્તારો સાથે તેમ જ બજાર સાથે સાંકળી લેવા માટે સારા રસ્તાઓ બનાવવા ખૂબ જ જરૂરી છે. આ

માટે બંને યોજનામાં સારી જોગવાઈ કરવામાં આવી છે, પણ પૂરતો સ્ટાફ ન મળવાને કારણે તથા બીજાં કેટલાંક કારણોસર રસ્તાઓનો કાર્યક્રમ જોઈએ તેટલી પ્રગતિ કરી શક્યો નથી. કેટલાક ઘટકોમાં તો કુલ જોગવાઈના બે ટકા પણ ખર્ચાયા નથી, જ્યારે કેટલાક ઘટકોમાં પૂરેપૂરી રકમ ખર્ચાઈ છે. રસ્તાના બાંધકામમાં પંચાયતોને વધારે પ્રમાણમાં સામેલ કરવાથી કાર્યક્રમની ગતિ વધારી શકાશે.

વધુમાં સમિતિ સૂચવે છે કે આદિવાસી વિસ્તારના વાહનવ્યવહારના કાર્યક્રમને વિકાસની અન્ય યોજનાઓ સાથે સાંકળી લેવો જોઈએ, જેથી વાહનવ્યવહાર વિકસવાને કારણે જ વધતા કેટલાક પ્રકારના શોષણને અટકાવી શકાશે.

બધા મુખ્ય આદિવાસી વિસ્તારોમાંથી બારે માસ મોટર જઈ શકે તેવો બજાર સાથે જોડતો એક રસ્તો થવો જોઈએ, જેથી વેપારીઓની મદદ લીધા સિવાય માલ બજારમાં પહોંચાડી શકાય.

જુદા જુદા જિલ્લાઓને સાંકળતા રસ્તાઓનો તથા રાષ્ટ્રીય ધોરી માર્ગોનો ખર્ચ આદિવાસી વિસ્તારોમાં વાહનવ્યવહાર વિકસાવવા માટે રાખેલા ભંડોળમાંથી નહિ લેવો જોઈએ, પણ રસ્તાઓના સામાન્ય બજેટમાંથી મેળવવો જોઈએ.

ખૂબ અંદરના વિસ્તારોને ગાડારસ્તાથી મુખ્ય રસ્તાઓ સાથે સાંકળી લેવા જોઈએ. મજૂર સહકારી મંડળીઓ ઊભી કરી રસ્તા બાંધકામનું કામ કોન્ટ્રાક્ટરોને બદલે તેમને સોંપવું જોઈએ. આ મંડળીઓને જરૂરી નિષ્ણાત સલાહ પૂરી પાડવી જોઈએ.

ઘટકોમાંથી મોટા ભાગના અનુસૂચિત આદિવાસી વિસ્તારોમા આવેલા છે, પણ કેટલાક તે સિવાયના વિસ્તારામાં પણ છે

બંધારણની ૨૪૪મી કલમ અમુક વિસ્તારોને આદિવાસી વિસ્તારો તરીકે જાહેર કરવાનું જણાવે છે તે માત્ર વહીવટી કાર્યક્ષમતા વધારવા માટે નહિ, પણ એ વિસ્તારોમાં રહેતા લાકાના ઝડપી વિકાસ માટે તથા પ્રાદેશિક વિકાસના ખ્યાલથી છે પ્રાદેશિક વિકાસનો આ સિદ્ધાંત બંધારણમાં જાહેર ન કરવામા આવ્યા હોય તેવા આદિવાસી વિસ્તારોને પણ લાગુ પાડવો જોઈએ. આદિવાસી વિસ્તારોનો વિકાસ કરવાનું કામ માત્ર થોડા વધારે પૈસા ખર્ચવાથી નહિ બની શકે. તેમની રહેણીકરણી અને ખેતીની પદ્ધતિમાં ફેરફાર કરાવવામા તેમની ધાર્મિક અને સાસ્કૃતિક લાગણીઓ પણ ખ્યાલમા રાખવી પડશે તેમનો વિશ્વાસ જીતી લીધા સિવાય આ કામ નહિ થઈ શકે.

પાઠયપુસ્તકો, શિક્ષણનું માધ્યમ, તથા તેમને ઉપયોગી થઈ શકે એ પ્રકારની કેળવણી વગેરે પ્રશ્નો તેમના જીવન વિષેની ઊંડી જાણકારી વિના ઉકેલી નહિ શકાય તેથી એવી અપેક્ષા રખાઈ હતી કે આ ઘટકોમા કામ કરવા જતો સ્ટાફ આદિવાસી જીવનથી માહિતગાર હશે, પણ હકીકતમાં આમ બન્યુ નથી. આ ઘટકોમાં કામ સારી રીતે થઈ શકે તેટલા માટે ઘટકનો વિસ્તાર નાનો તથા વસ્તી ઓછી રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું તેમા પણ કાળજી રખાઈ નથી અને પરિણામે દરેક વ્યક્તિદીઠ રૂ. ૧૦૪નો ખર્ચ કરવાનું ઠરાવાયેલું તેની જગ્યાએ રૂ ૯૯નો ખરેખરો ખર્ચ થયો છે મોટા ઘટકોને વસ્તીના પ્રમાણમાં વધારે નાણાં આપી આ ક્ષતિ દૂર કરવી જોઈએ.

ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોમા ખરેખરી જરૂરિયાતોને અનુસરીને જ પૂરતા પ્રમાણમા યોગ્ય ખર્ચ થાય છે તેમ કહી શકાય તેમ નથી દરેક વિસ્તારની જરૂરિયાતો પ્રમાણે બજેટમાં ફેરફાર કરવાની છૂટ અપાઈ છે. પણ મોટે ભાગે ઉપરથી મોકલવામાં આવેલા નમૂના પ્રમાણે જ બજેટો તૈયાર થાય છે બીજી પણ વહીવટી ગૂંચો ઘણી હોય છે જે વધારે સંતોષકારક કામ આપવામાં અંતરાયો ઊભા કરે છે બજેટની યોગ્ય કાળવણી માટે સમિતિ સૂચવે છે કે રાજ્ય સરકારોએ, સમિતિઓ

અગાઉ ભલામણ કરેલા કાર્યક્રમના અગ્રક્રમને ધ્યાનમાં લઈને તથા સ્થાનિક જરૂરિયાત પ્રમાણે ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકના બજેટો વધારે છૂટછાટથી બનાવવાં

ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોના કામમાં બીજી પણ કેટલીક મુશ્કેલીઓ નડે છે, જેવી કે, આ ઘટકો માટે યોગ્ય સ્ટાફ મળતો નથી, અથવા મળે છે તો ટકતો નથી સ્ટાફને રહેવા માટે જરૂરી મકાનોની ઘણી તંગી હોય છે આ મુશ્કેલીઓના નિવારણ માટે સમિતિ સૂચવે છે કે

૧ પહેલા છએક મહિના પૂર્વતૈયારી માટે આપવા જોઈએ આ સમયને ઘટકના સમય ઉપરાંતનો ગણવો, પરંતુ તેનો ખર્ચ ઘટકના બજેટમાં નાંખવો.

૨. આ સમય દરમિયાન કર્મચારીઓની નિમણૂક, મકાનોનું બાંધકામ વગેરે પતાવવા તેથી ખરેખર કાર્ય ઘટકના ઉદ્‌ઘાટનના દિવસથી જ શરૂ થઈ શકે.

૩. પૂર્વતૈયારીના કામ માટે ઘટક અધિકારી અને બીજો થોડો સ્ટાફ આપવો.

મકાનના ઝડપી બાંધકામ માટે સ્થાનિક નમૂનાઓનો વધુ ઉપયોગ કરવો અલબત્ત સ્વાસ્થ્ય અને રહેનારની જરૂરિયાતને તેમાં ખ્યાલમાં રાખવી જોઈએ.

આ વસ્તુને પ્રોત્સાહન આપવા સ્થાનિક નમૂનાઓના આધારે ઉત્તમ મકાન બાંધકામ કરનાર ઘટકને ઈનામ આપવુ જોઈએ ઘટકના કામ માટે બને ત્યા સુધી આદિવાસીઓની સેવાઓનો જ ઉપયોગ કરવો જોઈએ તે માટે યોગ્ય પ્રસંગોમાં શૈક્ષણિક લાયકાતનું ધોરણ થોડુ ઘટાડીને પણ આદિવાસીઓની ભરતી કરવાના વિશેષ પ્રયત્નો કરવા જોઈએ.

ખાસ વિવિધલક્ષી ઘટકોમા કામ કરવા રોકાયેલા આદિવાસી અને બિનઆદિવાસી બધા કર્મચારીઓને ખાસ તાલીમ આપવી જોઈએ. બિનઆદિવાસી ઉમેદવારને તાલીમ દરમિયાન એક સ્થાનિક બોલી પણ શીખવવી જોઈએ.

આદિવાસી વિસ્તારની રહેણાણવિષયક પરિસ્થિતિ જોતાં તેમાં કામ કરના કર્મચારીઓને વધારે ભથ્થાં તેમના હોદ્દાનુસાર ઓછાવત્તા પ્રમાણમાં આપવાં જોઈએ.

ખાસ વિવિધલક્ષી વિકાસ યોજનાઓ જ્યાં આદિવાસીઓની વસ્તી મોટા પ્રમાણમાં હોય ત્યાં જ દાખલ કરવી જોઈએ. આવું બધે બન્યું નથી

આદિવાસી કલ્યાણ ખાતાના એક પ્રતિનિધિએ રાજ્યની ઘટક સમિતિમાં બેસવું જોઈએ. આદિવાસી કલ્યાણ ખાતું આદિવાસી વિસ્તારોના વિકાસ માટે જવાબદાર હોવાથી તે અંગેની બધી યોજનામાં તેણે સક્રિય અને જવાબદાર રીતે કામ કરવું અત્યંત જરૂરી છે. અત્યારે ખાસ વિવિધલક્ષી યોજનાઓના કામ સાથે આદિવાસી કલ્યાણ ખાતાને કાંઈ જ સંબંધ નથી તે સ્થિતિ દૂર થવી જોઈએ

વિવિધલક્ષી યોજનાઓ આદિવાસી લોકોના વિકાસ માટે ઉત્તમ માલૂમ પડી છે તેથી સમિતિ ભલામણ કરે છે કે જ્યાં જ્યાં આદિવાસીઓ મોટી સંખ્યામાં વસતા હોય ત્યાં ત્યાં બધે વિવિધલક્ષી યોજનાઓ દાખલ કરવી કર્મચારીઓ, સાધનો અને બીજી જરૂરી સગવડો અંગે એક સામાન્ય મોજણી પહેલા કરી લેવી જોઈએ, જેથી ઉપર જણાવ્યા પ્રમાણેના પૂર્વ તૈયારીના સમય બાદ યોજનાનું કામ ઝડપથી શરૂ કરી શકાય.

નવા ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકો ખોલવાનો કાર્યક્રમ એવી રીતે તૈયાર કરવો કે જેથી ૧૯૬૩ સુધીમાં આખા દેશના બધા આદિવાસી વિસ્તારો આ યોજના નીચે આવી જાય.

## (૨૦) સમાન શિક્ષણપદ્ધતિ આખા દેશમાં ઊભી કરો

આદિવાસીઓને અપાતી કેળવણી વિષે કોઈ એક પદ્ધતિ અનુસરવામાં આવતી નથી. કેટલેક ઠેકાણે તેમને બિનઆદિવાસી વિસ્તારોમાં પ્રચલિત સામાન્ય કેળવણી આપવામાં આવે છે જેનો તેમના રોજબરોજના જીવન સાથે કાંઈ સંબંધ હોતો નથી. બીજે કેટલેક ઠેકાણે પાયાની કેળવણીના નામે ઓળખાતી કેળવણી આપવાનું કહેવામાં આવે છે. પરંતુ

તેમાં કાંતણવણાટની થોડી તાલીમ કે થોડી ખેતીની તાલીમ સિવાય બીજો ખાસ ફેર હોતો નથી. સમિતિ સૂચવે છે કે દેશમાં સામાન્ય રીતે પ્રચલિત કેળવણી આ વિસ્તારમાં પણ આપવી જોઈએ જેથી આખા દેશમાં એક પ્રકારની કેળવણીની પ્રથા ઊભી કરી શકાય.

પ્રાથમિક અને માધ્યમિક કક્ષાઓએ જેને સાચા અર્થમાં પાયાની કેળવણી ગણી શકાય એવી કેળવણી આપવી જોઈએ. જો આમ થાય તો આદિવાસી વિસ્તારોની શાળાઓમાં પણ ખેતી કે અન્ય ઉદ્યોગોની તાલીમ સારી રીતે આપી શકાશે. શિક્ષણના દ્વિભાજનનો સિદ્ધાંત આદિવાસી બાળકોને પણ લાગુ પાડી જે બાળકો માધ્યમિક કક્ષાએ શિક્ષણ છોડી દે તે તેમના સમાજને માટે નિરુપયોગી ન થઈ જાય તે રીતની કેળવણી તેમને અપાય એવું વિચારવું જોઈએ.

**(૨૧) શિક્ષણનું માધ્યમ માતૃભાષા રાખો**

શિક્ષણના માધ્યમ અંગે સમિતિ સૂચવે છે કે

૧. પ્રાથમિક કક્ષા સુધી માતૃભાષામાં શિક્ષણ અપાવું જોઈએ તે સિદ્ધાંત આદિવાસી વિસ્તારનાં બાળકોને પણ લાગુ પાડવો જોઈએ.

૨. એક કરતાં વધારે જુદી જુદી બોલીઓ જે વિસ્તારોમાં વપરાતી હોય ત્યાં એક મુખ્ય આદિવાસી બોલી પ્રાથમિક કક્ષા સુધી શિક્ષણના માધ્યમ તરીકે નક્કી કરવી જોઈએ.

૩. જ્યાં આદિવાસીઓએ પ્રાદેશિક ભાષા અપનાવી છે ત્યાં તે ભાષાને માધ્યમ તરીકે રાખવી જોઈએ. પ્રાદેશિક અને રાષ્ટ્રીય ભાષાઓ માધ્યમિક કક્ષાથી દાખલ કરવી જોઈએ.

૪. લેખનમાં બને ત્યાં સુધી દેવનાગરી લિપિ અપનાવવી જોઈએ. પરંતુ પ્રાદેશિક ભાષાની લિપિ જો તેઓને વધારે સહેલી લાગતી હોય તો તે અપનાવી શકાય.

૫. પ્રાથમિક શાળાઓનાં પાઠ્ય પુસ્તકોમાં મોટા ભાગે આદિવાસીઓના જીવનને લગતું સાહિત્ય હોવું જોઈએ, પરંતુ તેમાં સામાન્ય પ્રાથમિક કક્ષાના અભ્યાસક્રમનું ધોરણ જળવાઈ રહેવું જોઈએ.

૬ માધ્યમિક કક્ષાએ બંને માટેના પુસ્તકો સમાન હોવા જોઈએ, તથા તે માટેની સામગ્રી આદિવાસી તેમ જ બિનઆદિવાસી બંનેના જીવનમાંથી લેવી જોઈએ રાષ્ટ્રનેતાઓ, રાષ્ટ્રીય તહેવારો, ઐતિહાસિક સ્થળો વગેરે અંગેના પાઠોમાં આદિવાસીઓના જીવનમાંથી પણ યોગ્ય ઉદાહરણો કે પ્રસંગો લેવા જોઈએ

૭ આદિવાસીઓમાંથી પૂરતા કેળવાયેલા માણસો શિક્ષકો તરીકે મળવા મુશ્કેલ પડે છે, અને બિનઆદિવાસીઓ તે વિસ્તારમાં જઈને રહેવા તૈયાર નથી હોતા આ વસ્તુ આદિવાસી શિક્ષણની પ્રગતિમાં રુકાવટ લાવે છે કન્યા કેળવણીમાં પણ સ્ત્રીશિક્ષિકાઓ નહિ મળવાને કારણે ઘણી ક્ષતિ રહી જાય છે સમિતિ સૂચવે છે કે કેટલી સંખ્યામાં અને કઈ કક્ષાના શિક્ષકો આદિવાસી વિસ્તારમાં જોઈએ તેની વિગતવાર તપાસ થવી જોઈએ ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાનની જરૂરિયાતોને ધ્યાનમાં રાખી આ તપાસ થવી જોઈએ

આ તપાસને આધારે આદિવાસી શિક્ષકો તૈયાર કરવા માટે તાલીમની યોજનાઓ તૈયાર કરવી જોઈએ જો પૂરતા આદિવાસી શિક્ષકો ન મળે તો આદિવાસી વિસ્તારમાં કામ કરવાનું વલણ ધરાવતા બિનઆદિવાસી શિક્ષકોની પણ ભરતી કરવી જોઈએ તેમની તાલીમમાં ઓછામાં ઓછી એક આદિવાસી બોલીના અભ્યાસનો સમાવેશ કરવો જોઈએ તે ઉપરાંત આદિવાસીઓના રીતરિવાજો તરફ સહાનુભૂતિભરી રીતે જોવાની સમજણ તેમનામાં

૮ આદિવાસી વિસ્તારોમાં બાળકોની સંખ્યાનો આધાર ધારી વખત શાળાના સમય ઉપર રહ્યો છે દા. ત., શિયાળામાં જાન્યુઆરીથી જુલાઈનો નજીવો ફેરફાર કરવાથી શાળામાં આવતા બાળકોની સંખ્યા એકદમ ઘટી ગઈ હતી. શાળાનો લાંબો સમય પણ શાળાની હાજરીને મર્યાદિત બનાવે છે

આદિવાસી વિસ્તારમાં શાળાનો સમય રજાઓ અને વેકેશન તેમના વ્યવસાયો અને સામાજિક ઉત્સવોને ધ્યાનમાં રાખીને નક્કી કરવા જોઈએ

(૨૨) પીવાના પાણીની સગવડ બધા ગામોને કરી આપો

સામાન્ય રીતે જોતા આદિવાસીઓ ઘણા મજબૂત અને તંદુરસ્ત દેખાય છે પણ જરા વિગતવાર અભ્યાસ કરતા તેમનામાં પ્રવર્તતી માંદગી નજરે પડે છે પીવાના ચોખ્ખા પાણીનો પૂરતો પુરવઠો નહિ મળવાને કારણે તેમનામાં ઘણા રોગો ફેલાય છે તેમનામાંના કેટલાક્ને જંગલી ફળો અને કંદમૂળો પર જ આધાર રાખવો પડતો હોય છે, તેથી પણ પૂરતું પોષણ મળતું નથી સ્વાસ્થ્યની બાબતમાં આદિવાસીઓની મુખ્ય જરૂરિયાતો નીચે મુજબની છે

- ક પીવાના પાણીની સગવડ
- ખ રક્તપિત્ત, મેલેરીઆ અને ચામડીના રોગો જેવા મુખ્ય રોગોને કાબૂમાં લેવા
- ગ સામાન્ય તબીબી સગવડ અને
- ઘ પ્રસૂતિ તથા બાળઉછેર માટેની સગવડ

આ જરૂરિયાતો પૂરી કરવા માટે

1. ૧ દરેક ગામ(મા) ઓછામાં ઓછો પીવાના પાણીનો એક કૂવો અથવા તો એવી જ બીજી કોઈ સગવડ હોવી જોઈએ
2. ૨ ડુંગરાળ પ્રદેશોમાં પાણી પહોંચાડવાની ખાસ સગવડ પાઈપલાઈન દ્વારા કે વાંસની નળીઓ દ્વારા કે બીજી કોઈ રીતે ઊભી કરવી જોઈએ

૩. આંતરરાષ્ટ્રીય અને એવી બીજી સ્વાસ્થ્ય અંગેની સંસ્થાઓના સહકાર વડે મુખ્ય રોગોનો નાશ કરવાના જલદ ઉપાયો લેવા જોઈએ.
૪. ઇસ્પિતાલો અને દવાખાનાંઓ મોટા પ્રમાણમાં શરૂ કરવાં જોઈએ.

આદિવાસી વિસ્તારોમાં એકલી તબીબી સહાય આપવાનું પૂરતું નથી. આ ઉપરાંત તેમને સ્વાસ્થ્યના નિયમોનું જ્ઞાન આપવું, રોગોનાં કારણો સમજાવવાં, તેમ જ પૂરી સારવાર લેવા અંગેની સમજણ આપવી જરૂરી છે. તેથી સમિતિ સૂચવે છે કે

૧. આદિવાસી વિસ્તારોમાં દરેક દર્દીનો વ્યવસ્થિત અને વિગતવાર અહેવાલ રખાય એવી ગોઠવણ કરવી જોઈએ.
૨. સામાન્ય દાક્તરી મદદ માટે ફરતાં દવાખાનાં, તથા જ્યાં મોટર ન પહોંચી શકે ત્યાં ફરતી આરોગ્ય ટુકડીઓ રાખવી.
૩. આદિવાસીઓ જંગલી ઔષધિઓ વધારે પસંદ કરતા હોય છે તે વસ્તુને ધ્યાનમાં લઈને આ ઔષધિઓનું પદ્ધતિસર સંશોધન કરાવવું જોઈએ, અને તેમાંથી અસરકારક જણાય તેનો ઉપયોગ કરવો જોઈએ.
૪. આદિવાસી સ્ત્રીઓ બહારની તબીબી સહાય લેતાં અચકાય છે માટે સ્થાનિક દાયણોને તાલીમ આપી તેમને પૂરતાં સાધનો આપવાં જોઈએ. આ દાયણો તાલીમ લેવા માટે આનાકાની કરતી હોય છે પણ યોગ્ય પ્રચાર પછી તેમને તે માટે જરૂર તૈયાર કરી શકાશે.

આદિવાસી વિસ્તારોમાં યોગ્ય અને તાલીમ લીધેલા તબીબી માણસો મેળવવા માટે વેતનનું ધોરણ પણ ઊંચું રાખવું જોઈએ.

**(૨૩) રહેઠાણની સગવડ તેમની જરૂરિયાત પ્રમાણે કરો**

આદિવાસીઓના રહેઠાણને આદિવાસી વિકાસમાં અગ્રસ્થાન આપવાની જરૂર નથી, પરંતુ નીચેની ત્રણ પરિસ્થિતિમાં આદિવાસીઓને રહેઠાણ પૂરાં પાડવાં જોઈએ.

૧. જેઓ અત્યાર સુધી ફરતી ખેતી કરતા હતા અને હવે જેમને કાયમી વસવાટ માટે જમીન આપવામાં આવી હોય ત્યારે.

૨. ભટકતી જાતિઓને એક ચોક્કસ જગ્યાએ વસવાટ કરાવવો હોય ત્યારે,

૩ સિંચાઈ માટેના બંધો અને ઔદ્યોગિક કારખાનાંઓ જેવી વિકાસ યોજનાઓમાં મકાનોનો નાશ કરવામાં આવ્યો હોય ત્યારે.

કેટલાંક રાજ્યોની રહેઠાણની યોજનાઓ આદિવાસીઓને વસવાટ કરાવવામાં સફળ થઈ નથી ઘણી જગ્યાએ મકાનો ખાલી પડયાં છે. કેટલીક જગ્યાઓએ વસવાટ કર્યા પછી તે મકાનો છોડી વસાહતીઓ જતા રહ્યા છે અમુક જગ્યાઓએ મકાનોનું બાંધકામ નબળું હોવાને કારણે તે તૂટી પડવા પણ લાગ્યાં છે રહેઠાણની યોજના નિષ્ફળ જવાનાં મહત્ત્વનાં કારણો આટલાં છે·

૧. યોગ્ય સ્થળની પસંદગીનો અભાવ, યોગ્ય બાંધકામનો અભાવ, ઓછામાં ઓછી જરૂરિયાતો પૂરી પાડવાની અશક્તિ. આ બધા અંગે વિગતવાર અભ્યાસ સમિતિ દ્વારા કરવામાં આવ્યો છે

૨. કરકસરની દૃષ્ટિએ મકાનો જોડાજોડ બાંધવામા આવે છે, પણ આદિવાસીઓ આ રીતે જોડાજોડ રહેવા ટેવાયા નથી.

૩. જ્યાં જમીન છૂટીછવાઈ આપવામાં આવી છે ત્યાં પણ મકાનો એક જ સ્થળે બાંધવામાં આવ્યાં છે.

૪. આ વસવાટોની યોજના કે બાંધકામમાં આદિવાસીઓને સામેલ કરવામાં નથી આવતા. જ્યારે તે બંધાઈ જાય ત્યારે તેમને ત્યાં રહેવા જવા માટે જ કહેવામાં આવે છે.

૫ આ જાતની વસાહતોમાં રહેઠાણ કરવું આદિવાસીઓ માટે એક નવો પ્રયોગ છે. આવે વખતે કોઈ સરકારી કે સામાજિક કાર્યકર તેમની સાથે રહેવો જોઈએ જે તેમની મુશ્કેલીઓ તરત ઉકેલી આપે. આવું બનતું નથી.

તેથી સમિતિ સૂચવે છે કે

ક. આ પેરેગ્રાફની શરૂઆતમાં જણાવેલા કિસ્સાઓમાં જ આદિવાસી વસવાટની યોજનાઓ ઘડવી જોઈએ.

ખ. જે જૂથને રહેઠાણ આપવાનું નક્કી થાય તેને મકાનોની યોજના અને બાંધકામમાં સામેલ કરવું જોઈએ.

ગ. આદિવાસીઓની રહેણીકરણી અને કુદરતી ટેવોને ધ્યાનમાં રાખીને મકાનોની રચના થવી જોઈએ. તેમાં સ્વાસ્થ્યનું ઓછામાં ઓછું એક ધોરણ જળવાવું જોઈએ.

ઘ. તેમની પરાપૂર્વથી ચાલી આવતી ઘરની રચનામાં જ્યાં ફેરફાર કરવામાં આવે ત્યાં પણ ભૌગોલિક પરિસ્થિતિ અને હવામાનથી અમુક રક્ષણ મળવાની તેમને ખાતરી કરી આપવી જોઈએ

ચ. મકાનોનું બાંધકામ આદિવાસીઓએ જ વ્યક્તિગત રીતે કે મજૂર મંડળીઓ દ્વારા કરવું જોઈએ. તેમાં ખાતા તરફથી તેમને નિષ્ણાત સલાહ આપવાની સગવડ કરવી જોઈએ.

છ. આવી વસાહતોમાં પાડોશીની ભાવના જાગે અને તે વસાહતો રહેવા યોગ્ય રહે તે માટે તેમને કેળવવા જોઈએ.

## (૨૪) સંશોધન સંસ્થાઓને વધારે સક્રિય બનાવો

કેન્દ્ર અને રાજ્ય સરકારોએ આદિવાસી જીવન અને સંસ્કૃતિને લગતી સંશોધન સંસ્થાઓને મહત્ત્વ આપ્યું છે, પરંતુ અત્યારની સંશોધન ની યોજનાઓ અપૂર્ણ છે. આવી સંસ્થાઓ અને રાજ્યોનાં આદિવાસી કલ્યાણ ખાતાંઓ વચ્ચે અત્યારે છે તેના કરતાં વધારે ગાઢ સંપર્ક રહેવો જોઈએ. સંશોધનની સંસ્થાઓનું મહત્ત્વ વહીવટી તંત્રને સમજાવું જોઈએ આ સંસ્થાઓને વહીવટીતંત્ર અને સામાજિક કાર્યકરોને નડતા પ્રશ્નો અંગે સંશોધન કરવાનું કામ સોંપાવું જોઈએ. એ જ રીતે આવી સંસ્થાઓએ પણ આ જાતનાં કાર્યો કરવા માટે જરૂરી વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. આદિવાસી જીવન અંગેનું સંશોધન હવે માત્ર માનવવંશશાસ્ત્રીઓના જ અભ્યાસનો વિષય નથી રહ્યું, પણ તેમાં માનસશાસ્ત્રી, અર્થશાસ્ત્રી, વહીવટ કાર, સામાજિક કાર્યકર સૌનો સહકાર જરૂરી બન્યો છે. એ દૃષ્ટિએ આ સંસ્થાઓએ પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તૃત બનાવવું જોઈએ, અને આદિવાસી કલ્યાણ અને વિકાસ અંગે ખરેખર ઉપયોગી કામ કરી બનાવવું જોઈએ.

રાજ્યોમાં કામ કરતી સંસ્થાઓમાં સામાન્ય રીતે પૂરતાં નાણાં અને કર્મચારીઓ હોતા નથી. તેઓ યોજનાઓનું મૂલ્યાંકન વગેરે કરવાને સ્વતંત્ર પણ હોતા નથી. પ્રાદેશિક સંસ્થાઓના અભ્યાસને અવગણી

શકાય તેમ નથી. પરંતુ અખિલ ભારત ધોરણે સંશોધનનું સંકલન કરવાની ખૂબ જ જરૂર છે. આ માટે સમિતિ સૂચવે છે કે રાજ્યોમાંની આદિવાસી સંશોધન સંસ્થાઓની પુનર્રચના થવી જોઈએ. તેઓએ નીચેનાં કાર્યો હાથ ધરવા જોઈએ:

૧. રાજ્યોમાં આવેલી બધી મુખ્ય જાતિઓ ઉપર અલગ ગ્રંથો તૈયાર કરવા, અને તેમાં આ જાતિઓના જીવન વિષેની સંપૂર્ણ માહિતી આપવી જુદી જુદી જાતિઓની બોલીઓના શબ્દકોશો પણ તૈયાર કરવા, તથા તેમની બોલીઓનો અભ્યાસ કરવો.
૨. સ્થાનિક પરિસ્થિતિને અનુરૂપ પદ્ધતિઓનો અભ્યાસ કરી તેમને અમલમાં મૂકી જોવી.
૩. નિરીક્ષણ, પ્રયોગો અને મૂલ્યાંકનોનાં પરિણામો અહેવાલો અને ઇતર સાહિત્ય મારફત ઉપલબ્ધ કરવાં.
૪ આદિવાસી વિસ્તારના વહીવટી કર્મચારીઓ અને કાર્યકરો માટે ટૂંકા ગાળાની તાલીમના અભ્યાસક્રમો ચલાવવા. આમ કરવા માટે તે સંસ્થામાં પૂરતા કાર્યકરો હોવાનું જરૂરી છે.
૫. પ્રાદેશિક પરિસ્થિતિને અનુરૂપ કે આદિવાસી કલ્યાણ કાર્યક્રમો અને નીતિઓનું પુનરાવલોકન કરવામાં ઉપયોગી થાય એવા બીજા કાર્યક્રમો ઉપાડવા.

ઉપર ચર્ચા કરી તે પ્રમાણેની આદિવાસી જીવનના અભ્યાસ માટેની એક કેન્દ્રીય સંસ્થાની સ્થાપના પણ કરવી જોઈએ. આ કેન્દ્રીય સંસ્થાનાં કાર્યો નીચે પ્રમાણે રહેશે:

૧. અખિલ ભારત કક્ષાએ સંશોધનનું સંકલન કરવું.
૨. એકથી વધુ રાજ્યોને લાગુ પડતા ખાસ પ્રશ્નોનો અભ્યાસ કરવો.
૩. આદિવાસી કલ્યાણ અને વિકાસ અંગેની જવાબદારી ધરાવનાર રાજ્ય સરકારો અને એવી બીજી સંસ્થાઓમાં તે અંગેના વિચારો ફેલાવવા, તથા નિષ્ણાત સલાહ અને માર્ગદર્શન પૂરાં પાડવાં. આદિવાસી જીવનની મુખ્ય શાખાઓ જેવી કે કેળવણી, સામાજિક વિકાસ, આર્થિક ઉન્નતિ વગેરેને આવરી લેવા માટે આ સંસ્થાના સંચાલકને યોગ્ય લાયકાત ધરાવતા પૂરતા કાર્યકર્તાઓની મદદ

આપવી જોઈએ. આ સંસ્થાએ ગૃહખાતાના હાથ નીચે કામ કરવું જોઈએ.

સમિતિએ બધા જ પછાત વર્ગોને ખ્યાલમાં રાખીને કરેલી ભલામણોમાંથી આદિવાસીઓને લાગુ પડતી મહત્ત્વની થોડીક ભલામણો હવે જોઈએ

(૨૫) ઉદ્યોગોની તાલીમના કાર્યક્રમો સ્થાનિક સંજોગો જોઈને ઘડવા જોઈએ

પછાત વર્ગોના કલ્યાણ માટેના કાર્યક્રમમાં ઉદ્યોગોના,—ખાસ કરીને ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગોના,—વિકાસની યોજનાઓ પણ હોય છે. પરંતુ આ યોજનાઓનો અમલ તેના પરિણામની દૃષ્ટિએ તપાસીએ તો ઘણો જ અસંતોષકારક હોય છે. આ યોજનાઓમાં ઉદ્યોગોનાં તાલીમ અને ઉત્પાદન કેન્દ્રો શરૂ કરવાની યોજના મહત્ત્વની હોય છે પરંતુ આ કેન્દ્રોમાં આવનારા તાલીમાર્થીઓ તેમાં મળતી શિષ્યવૃત્તિ મેળવવા માટે જ આવતા હોય છે તાલીમ લીધા પછી બહુ ઓછા તે ઉદ્યોગમાં સ્થિર થતા હોય છે. આ કેન્દ્રોમા ઉત્પાદન પર બહુ ઓછું ધ્યાન આપવામાં આવે છે, અને જે ઉત્પાદન થતું હોય છે તે પણ ઘણી હલકી કોટિનુ હોય છે. આવાં ઉત્પાદન તાલીમ કેન્દ્રો શરૂ કરતાં પહેલાં જે જાતની વિગતવાર તપાસ થવી જોઈએ તે ન થવાને પરિણામે, અને સ્થાનિક સંજોગોને કે જરૂરિયાતોને લક્ષમાં લીધા વિના આ કેન્દ્રો શરૂ થતાં હોવાને પરિણામે આ કેન્દ્રો નિષ્ફળ નીવડે છે તેથી આવાં કેન્દ્રો શરૂ કરતાં પહેલાં સ્થાનિક સંજોગોનો પૂરો અભ્યાસ થવો જોઈએ. વળી આ કેન્દ્રોમાં તાલીમને બદલે ઉત્પાદન પર વધુ ધ્યાન અપાવું જોઈએ, જેથી તાલીમાર્થીઓને જે તે ઉદ્યોગની ધંધાકીય બાજુનો બરાબર ખ્યાલ આવે તાલીમાર્થીઓની પસંદગી પણ પૂરતી કાળજી રાખીને કરવી જોઈએ જે લોકો તાલીમ પછી તે ઉદ્યોગમાં સ્થિર થવા ઈચ્છતા હોય તેમને જ આ વર્ગોમાં લેવા જોઈએ. તાલીમ દરમ્યાન શિષ્યવૃત્તિ આપવાને બદલે મજૂરી ચૂકવવાનું રાખવું જોઈએ. શરૂઆતમાં મજૂરીના દર ઊંચા રખાય. તાલીમ આપ્યા પછી તેમને તે ઉદ્યોગમાં સ્થિર કરવા માટેની સંપૂર્ણ યોજના હોવી જોઈએ. આ યોજનામાં બે પ્રકારની મદદ

અપાવી જોઈએ. ઉદ્યોગનાં સાધનો ખરીદવા માટેની બધી જ મદદ સંપૂર્ણ મદદના ધોરણે આપવી જોઈએ. અને ચાલુ કામકાજ માટે જોઈતી રકમ ઉછીની આપવી જોઈએ આ મદદ વ્યક્તિગત ધોરણે કે સહકારી મંડળી દ્વારા આપી શકાય.

## (૨૬) કારીગરોની મંડળીઓનો નફો કારીગરોના લાભમાં વપરાવો જોઈએ

કારીગરની સહકારી મંડળીઓને તેના નફાનો કેટલોક ભાગ સરકારને આપી દેવો પડતો હોય છે. જગલ કામદાર સહકારી મંડળીઓને આમ કરવું પડે છે. આ બરાબર નથી. કારીગર મંડળીઓ તેના કામકાજમાંથી થતો બધો જ નફો પોતે રાખી શકે એવી છૂટ આપવી જોઈએ, અને તે નફો સભાસદોના હિતમાં જ વપરાવો જોઈએ.

## (૨૭) પછાત વર્ગોનું શોષણ રોકતા કાયદાઓ અસરકારક બનાવો

પછાત વર્ગોના વિકાસ માટેની યોજનાઓમાં તેમના શોષણને રોકતી યોજનાઓનું મહત્ત્વ ઘણું છે. તે સિવાય આ વર્ગોનો વિકાસ થવો શક્ય નથી. આ અંગે કેટલાંક રાજ્યોએ કાયદાઓ પસાર કરેલા છે, પરંતુ તે પૂરેપૂરા અસરકારક થયા નથી. તેથી પછાત વર્ગો પાસેથી એમની જમીનો જતી રહેતી અટકાવવા માટે થયેલા કાયદાઓને ફરી તપાસી લેવા જોઈએ. અને આ તપાસને આધારે તેમાં ઘટતા ફેરફારો કરવા જોઈએ. જે રાજ્યોમાં આવા કાયદાઓ ન થયા હોય ત્યાં તે થવા જોઈએ. એ જ રીતે પછાત વર્ગોનાં જૂનાં દેવાં નાબૂદી અંગેના તથા શાહુકારી ધિરાણ પર નિયંત્રણ મૂકતા કાયદાઓમાં રહેલી ક્ષતિઓને નિવારી લેવી જોઈએ; અને જ્યાં તે કાયદાઓ પસાર ન થયા હોય ત્યાં તે પસાર કરવા જોઈએ.

## (૨૮) સહકારી મંડળીઓનું કામકાજ સરળ બનાવો

પછાત વર્ગો માટે ઊભી થતી સહકારી મંડળીઓના સંચાલનમાં સરળતા થાય એ માટે એનું નિયમન કરતા કાયદાને તદ્દન સાદો બનાવવો જોઈએ. સહકારી મંડળીઓના હોદ્દેદારોને તથા સભાસદોને તાલીમ

આપવા માટે થતા કાર્યક્રમોમાં પછાત વર્ગોના સભાસદોને વધુ પ્રમાણમાં લેવા જોઈએ. આ વર્ગોની મંડળીઓમાં શાહુકારો કે વેપારીઓ દાખલ ન થઈ જાય તેની તકેદારી રાખવી જોઈએ મંડળીના હોદ્દેદારોને જામીન લેવા બાબતમા વધારે છૂટછાટ આપવી જોઈએ. સભાસદોને ધિરાણ પૂરતું, સમયસર તથા જ્યારે જોઈએ ત્યારે મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. પછાત વર્ગના લોકો મંડળીના સભાસદ થઈ શકે તે માટે શેર ખરીદવા તેમને ધિરાણ કરવું જોઈએ

## (૨૯) અનાજ ભંડારો વધારો

ગ્રેઈનગોલા (અનાજભંડાર)ની યોજના ઘણી ઉપયોગી નીવડી છે તેથી તે બધાં રાજ્યોમાં દાખલ કરવી જોઈએ. એના વહીવટમાં થતી ગોલમાલ અટકાવવા તેનું સંચાલન પંચાયતને કે સ્થાનિક સહકારી મંડળીને સોંપવું જોઈએ. આ ભંડારોને શક્ય હોય ત્યાં અનાજ બેંકોમાં ફેરવવા જોઈએ, અને બધા જ અનાજની લેવેચ તેમની મારફતે થાય એવું ગોઠવવું જોઈએ. ભંડારોમાં લેવાતા વ્યાજના દરમાં પણ ઘટાડો કરવો જોઈએ. અતિશય પછાત વિસ્તારો જ્યાં સહકારી ભંડારો તરત શરૂ કરવા શક્ય ન હોય ત્યાં સરકારે અનાજ તેમ જ બીજી જરૂરિયાતો પૂરી પાડતી સસ્તા અનાજની દુકાનો શરૂ કરી દેવી જોઈએ, તથા આ દુકાનોમાં ત્યાંના લોકોને વેચવી હોય તે વસ્તુઓ ખરીદવાની પણ ગોઠવણ કરવી જોઈએ.

## (૩૦) પછાત વર્ગના લોકોની સહકારી મંડળીઓને સરકારી કામો સોંપો

આવક થોડી ઓછી મળે કે કામમાં થોડી વધુ મુશ્કેલી પડે તોયે પછાત વિસ્તારોમા બને ત્યાં સુધી બધાં સરકારી કામો જેવાં કે જંગલ કાપવા, રસ્તા બાંધવા કે બીજા જાહેર બાંધકામનાં કામો કરવાં વગેરે ખાનગી કોન્ટ્રેક્ટરોને સોંપવાને બદલે જે તે કામ માટે ઊભી થયેલી સ્થાનિક સહકારી મંડળીઓને તે સોંપવાં જોઈએ આ કામો કરવા માટે આ મંડળીઓને જરૂર પડે ત્યાં નિષ્ણાત સલાહ પૂરી પાડવાની પણ જોગવાઈ કરવી જોઈએ.

## (૩૧) પછાત વર્ગો માટેનાં અલગ છાત્રાલયો બંધ કરો

અનગતાવાદની લાગણી ઊભી થતી રાકવા માટે અને પછાત વર્ગો પણ ભારતીય નમાજનુ એક અવિભાજ્ય અગ છે તે ભાવના દૃઢ કરવા માટે તેમને માટે ઊભા કરવામા આવતા અલગ છાત્રાલયો બધ કરવા જોઈએ, અને બધા જ છાત્રાલયો નોને માટે ખુલ્લા હોવા જોઈએ આમ કરવાથી પછાત વર્ગોના બાળકોને છાત્રાલયોમા પ્રવેશ જ ન મળે તેવુ ન બને તે જોવા માટે આવા છાત્રાલયામા પછાત વર્ગો માટે અમુક બેઠકો અનામત રાખવાની જોગવાઈ કરવી જોઈએ અત્યારે જે પછાત વર્ગના અલગ છાત્રાલયો ચાલે છે તેમને પણ નાર્વજનિક છાત્રાલયોમા ફેરવી દેવા જોઈએ, અને તેમના નામમા પણ એ રીતનો ફેરફાર કરવો જોઈએ

છાત્રાલયોમા ઓછામા ઓછુ અમુક પ્રકારનુ ધોરણ જળવાય તેની કાળજી લેવાવી જોઈએ અને છાત્રાલયના દૈનિકક્રમમા બાળકોને પૂરતો આરામ તથા રમતગમત માટે પૂરતો નમય મળે એ જોવાવુ જોઈએ આદિવાસી બાળકોમા રાષ્ટ્રીય ભાવના દૃઢ થાય તે માટે એ વિસ્તારોમા ચાલતા છાત્રાલયોમા રાષ્ટ્રીય તહેવારો ઉજવાવા જોઈએ

છોકરીઓના શિક્ષણને ઉત્તેજન આપવા માટે દરેક જિલ્લા મથકે છોકરીઓનું અલગ છાત્રાલય હોવુ જોઈએ, અને આ છાત્રાલયમા પછાત વર્ગની છોકરીઓ માટે થોડી બેઠકો અનામત રાખવી જોઈએ

## (૩૨) શિષ્યવૃત્તિઓનો વહીવટ વિકેન્દ્રિત કરો

મૅટ્રિક પછીના અભ્યાસ માટે પછાત વર્ગના બાળકોને અપાતી શિષ્યવૃત્તિઓનો વહીવટ મધ્યસ્થ સરકાર કરે છે આથી આ શિષ્યવૃત્તિઓ આપવામા ઘણો વિલબ થાય છે વિજ્ઞાનની કે એવી કોઈ બીજી ઈજનેરી સસ્થા જે અખિલ હિંદ ધોરણે ચાલતી હોય તેના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવાનું મધ્યસ્થ સરકાર પોતાની પાસે રાખી બાકીના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવાનું કામ રાજ્ય સરકારોને સોપી દે એ ઇચ્છનીય છે આ માટે દરેક રાજ્યમા આ શિષ્યવૃત્તિઓ વહેંચનારુ બોર્ડ સ્થાપી શકાય, અને એ બોર્ડમા પછાત વર્ગોના પ્રતિનિધિઓને લેવાય

એ જ રીતે મૅટ્રિક નીચેના અભ્યાસ માટે અપાતી શિષ્યવૃત્તિઓ વહેંચવાનું કામ રાજ્ય સરકારે પોતાની પાસે ન રાખતાં જિલ્લા મથકે તે અંગેની સમિતિ સ્થાપીને તેને સોંપી દેવું જોઈએ. શિષ્યવૃત્તિઓ આપવા અંગેના નિયમો પણ ઘણા સરળ બનાવવા જોઈએ. જે શિષ્યવૃત્તિઓ એક કરતાં વધુ વર્ષ માટેની હોય તે આપોઆપ ચાલુ રહેવી જોઈએ શિષ્યવૃત્તિઓ માટેની જરૂરી રકમ પણ સ્થાનિક અધિકારીઓને વેળાસર મળી જવી જોઈએ, જેથી તેઓ વિદ્યાર્થીઓને તે સમયસર આપી શકે. શિષ્યવૃત્તિનો લાભ ગરીબ બાળકોને વધુ પ્રમાણમાં મળે તે માટે પછાત વર્ગોને અપાતી શિષ્યવૃત્તિમાં આવકનું ધોરણ દાખલ કરવા અંગે વિચારવું જોઈએ. છોકરીઓના શિક્ષણને ઉત્તેજન આપવા તેમને અપાતી શિષ્યવૃત્તિની રકમ છાત્રાલયનો ખર્ચ નીકળી રહે એટલી હોવી જોઈએ.

**(૩૩) વિજ્ઞાનની સંસ્થાઓમાં પછાત વર્ગો માટે બેઠકો અનામત રાખો**

વૈજ્ઞાનિક અને ઇજનેરી શિક્ષણ આપતી બધી સંસ્થાઓમાં પ્રવેશ માટેનું એક સર્વસામાન્ય ધોરણ મુકરર કરી પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે કેટલીક જગાઓ અનામત રાખવી જોઈએ. તો ધોરણને ઉતાર્યા વિના પછાત વર્ગના વિદ્યાર્થીઓને આ લાભ આપી શકાશે.

**(૩૪) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમો માટેના કમિશનર તરીકે જાહેર કાર્યકરને નીમો**

અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમો માટે અમલમા મુકાતા જુદા જુદા કાર્યક્રમોની પ્રગતિનું યોગ્ય મૂલ્યાંકન કરી તે વિષે રાષ્ટ્રપતિને વાર્ષિક અહેવાલ આપવા બંધારણની કલમ ૩૩૮ નીચે કમિશનરની નિમણૂકની જોગવાઈ કરવામાં આવી છે. આ જગાએ કોઈ સરકારી નોકરની નિમણૂક ન કરતાં અનુભવી જાહેર કાર્યકરની નિમણૂક કરવાની પ્રથા ચાલુ રાખવી જરૂરી છે. આ અધિકારી પાસેથી જે સ્વતંત્ર મૂલ્યાંકનની અપેક્ષા રાખવામાં આવે છે તે જોતાં તે જાહેર કાર્યકર હોય એ ઇચ્છનીય છે.

કમિશનરને મૂલ્યાંકન ઉપરાંત સોંપેલાં બીજાં કામો જેવાં કે સંસ્થાઓમાં સરકારી પ્રતિનિધિ તરીકે બેસવું વગેરેમાંથી મુક્તિ આપી માત્ર

મૂલ્યાંકનનું કામ સોંપવું જોઈએ. તો જ તે જુદી જુદી યોજનાઓનું મૂલ્યાંકન કરવાના કામને બરાબર ન્યાય આપી શકશે. વળી કમિશનર તેમનું કામ સારી રીતે કરી શકે તે માટે તેમને પૂરતો સ્ટાફ પણ આપવો જોઈએ, તથા કમિશનરની ઑફિસ વચ્ચે અને જુદાં જુદાં વિકાસ ખાતાઓ વચ્ચે ગાઢ સંપર્ક સ્થપાવો જોઈએ જે મૂલ્યાંકન થાય તેમાં માત્ર નાણાં કેટલાં ખર્ચાયાં કે નક્કી કરેલા લક્ષ્યાંકો કેટલા પાર પડયા તેટલું જ ન જોવાય, પરંતુ પછાત વર્ગના લોકોની આર્થિક સ્થિતિમાં કેટલો ફેર પડયો, તથા પોતાના વિકાસકાર્યોની જવાબદારી તેઓ પોતે કેટલા પ્રમાણમાં ઉપાડતા થયા તે પણ જોવાવું જોઈએ.

કમિશનરને મદદ કરવા માટે જુદાં જુદાં રાજ્યોમાં નિમાયેલા મદદનીશ કમિશનરો તેમની ફરજ બરાબર બજાવી શકે તે માટે તે આઈ. એ. એસ કે તેની સમાન કક્ષાના હોવા જોઈએ, અને જે રાજ્યમાંથી તે આવતા હોય તે સિવાયના બીજા કોઈ રાજ્યમાં તેમને નીમવા જોઈએ.

કમિશનરનો રિપોર્ટ રાજ્યવાર સ્થિતિ જણાવતો હોવો જોઈએ, અને મધ્યસ્થ સરકારે અને રાજ્યસરકારોએ આ અહેવાલમાં જણાવેલી ક્ષતિઓ વિષે પોતાનો ખુલાસો પ્રસિદ્ધ કરવો જોઈએ, તથા અહેવાલ અને સરકારનો ખુલાસો બંને પાર્લમેન્ટમાં અને રાજ્યોની ધારાસભાઓમાં ચર્ચા માટે મુકાવા જોઈએ.

હવે વહીવટી ફેરફાર અંગેની સમિતિની કેટલીક ભલામણો જોઈએ

**(૩૫) વહીવટી ભલામણો**

મધ્યસ્થ સરકારે સમાજકલ્યાણ માટેનું અલગ ખાતું શિક્ષણ-મંત્રાલયમાં ઊભું કરવું જોઈએ, અને પછાત વર્ગોના કલ્યાણ માટેનું ખાતું ગૃહમંત્રાલયમાં રહેવું જોઈએ.

જે રાજ્યોમાં વસ્તી કે કામગીરીને હિસાબે પછાતવર્ગોનું અલગ ખાતું કરી શકાય તેમ હોય ત્યાં તે સમાજકલ્યાણથી અલગ કરવું જોઈએ. બંનેની કામગીરી અલગ પ્રકારની હોઈ તે અલગ હોય તો સારું કામ કરી શકશે.

પછાત વર્ગના ડિરેક્ટરને જોઈયા કે ઉપવિકાસ કમિશનર બનાવવા જોઈએ, જેથી તે વધુ અસરકારક રીતે જુદાં જુદાં વિકાસ ખાતાં

સાથે પછાત વર્ગના કલ્યાણની યોજનાઓનું સંકલન કરી શકશે; તથા પછાત વિસ્તારોમાં જુદાં જુદાં ખાતાં મારફત થતી કામગીરીને યોગ્ય માર્ગદર્શન આપી શકશે.

મધ્યસ્થ આદિવાસી સલાહકાર મંડળ અને રાજ્ય આદિવાસી સલાહકાર મંડળમાં ત્રીજા ભાગના સભ્યો પાર્લમેન્ટમાંથી કે ધારાસભામાંથી લેવા જોઈએ. આ સભ્યો આદિવાસીઓના પ્રતિનિધિઓ હોવા જોઈએ. ત્રીજા ભાગના સામાજિક કાર્યકરોમાંથી અને બાકીના ત્રીજા ભાગના સમાજવિદ્યાના નિષ્ણાતોમાંથી લેવા જોઈએ. આ મંડળોને આદિવાસીઓ માટે તૈયાર થતી યોજનાઓ ઘડતી વખતે જાણ કરવી જોઈએ, તથા યોજનાઓનું અવારનવાર તેમની પાસે મૂલ્યાંકન કરાવવું જોઈએ, તથા આદિવાસીઓને રોજબરોજના જીવનમાં પડતી બીજી કોઈ પણ મુશ્કેલીઓ અંગે વિચાર કરવા અને યોગ્ય પગલાં સૂચવવા તેમને જણાવવું જોઈએ. આ મંડળો સારી કામગીરી કરી શકે તે માટે તે વધુ વખત મળતાં રહેવાં જોઈએ, તથા તેના સભ્યોમાં પણ બહુ મોટા ફેરફારો વારંવાર ન થાય તેવી વ્યવસ્થા વિચારવી જોઈએ.

આવાં મંડળો જે રાજ્યોમાં આદિવાસી વસ્તી સારા પ્રમાણમાં હોય ત્યાં બધે રચાઈ જવાં જોઈએ.

જે જિલ્લામાં આદિવાસી વસ્તી સારા પ્રમાણમાં હોય ત્યાં આદિવાસીઓના પ્રશ્નો પર બરાબર ધ્યાન અપાય તે માટે તે જિલ્લાની પ્લાનિંગ કમિટીમાં એક આદિવાસી પેટા સમિતિ હોવી જોઈએ. એ જ રીતે જે બ્લૉકમાં આદિવાસી વસ્તી હોય ત્યાં બ્લૉક સમિતિએ એક આદિવાસી પેટા સમિતિ રચવી જોઈએ. આ પેટા સમિતિઓમાં ચૂંટાયેલા સભ્યો ઉપરાંત આદિવાસી કાર્યકરોને પણ લેવા જોઈએ. બ્લૉક તરફથી નીમાતી જુદી જુદી સમિતિઓમાં આદિવાસીઓના પ્રતિનિધિઓ હોય તે જોવાનું જોઈએ.

દરેક બ્લૉક સમિતિને તેના વિસ્તારમાં આવેલા આદિવાસીઓના વિકાસ અંગેની ચોક્કસ જવાબદારીઓ કાયદાથી સોંપાવી જોઈએ, તથા તે માટે અલગ નાણાં ફાળવવા જણાવવું જોઈએ.

(૩૬) કમિશનરના રિપોર્ટમાં રાજ્યવાર સ્થિતિ જણાવવી જોઈએ

દરેક રાજ્યમા ગૃહખાતા તરફથી મળેલી મદદથી ચાલતી યોજના-ઓ ઉપરાંત રાજ્યનાં જુદાં જુદા ખાતાં મારફતે આદિવાસીઓના વિકાસ પાછળ કેટલા નાણાં ખર્ચાયા તેનું અલગ નિવેદન તૈયાર થવું જોઈએ, જેથી રાજ્યમા તેમના વિકાસ અંગે એકદર કેટલો ખર્ચ થયો તે જાણી શકાય, અને તેને આધારે ગૃહખાતું પોતાની યોજનાઓમાં વધઘટ કરી શકે

(૩૭) કમિશનર તથા પી ઈ. ઓ બંનેએ મૂલ્યાંકન કરવું જોઈએ

અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત કોમોના કમિશનરે આદિ-વાસીઓના વિકાસ માટેની યોજનાઓના અમલનું વાર્ષિક મૂલ્યાકન આપવા અંગે ઉપર જોયું તે ઉપરાંત પ્રોગ્રામ ઈવેલ્યુએશન ઑર્ગેનાઈઝેશનમાં પણ આ કાર્યક્રમોના નિયમિત મૂલ્યાંકન માટે અલગ વ્યવસ્થા કરવી જોઈએ, અને તે કામ લાયક માણસોને સોંપાવું જોઈએ આ બંને સંસ્થાઓ મારફતે થતાં મૂલ્યાકનોમાં બિનસરકારી નિષ્ણાતોની મદદ લેવી જોઈએ. બને તરફથી થતાં મૂલ્યાકનો માટે રાજ્યકક્ષાએ પણ યોગ્ય વ્યવસ્થા થવી જોઈએ, એટલે કે તેમને રાજ્યકક્ષાએ તે કામો માટે પૂરતો અને લાયક સ્ટાફ આપવો જોઈએ.

## ૫

# ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકો અંગેનો એલ્વિન સમિતિ અહેવાલ

**(૧) પ્રાસ્તાવિક**

ભારતના બંધારણની ૪૬મી કલમમાં જણાવ્યા પ્રમાણે દરેક રાજ્યે પ્રજાના નબળા વર્ગોના, અને ખાસ કરીને અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓના, શૈક્ષણિક અને આર્થિક ઉત્કર્ષ માટે ખાસ કાળજી લેવાની છે, અને તેમને સામાજિક અન્યાય અને તમામ પ્રકારના શોષણ સામે રક્ષણ આપવાનું છે આ નીતિ અનુસાર સારા એવા પૈસા ખર્ચવામા આવ્યા છે અને સખ્યાબધ યોજનાઓ ઘડવામા આવી છે. આમાની એક યોજના કેન્દ્રના ગૃહખાતાના અને સામૂહિક વિકાસ અને સહકાર ખાતાના સયુકત ઉપક્રમે હાથ ધરવામા આવી આ યોજના હેઠળ ભારતના આદિવાસી વિસ્તારોના અત્યંત અણવિકસિત ભાગોમા ૪૩ જેટલા ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકો સ્થાપવાનો કાર્યક્રમ અમલમા મુકાયો આ ઘટકો ચાલુ થયા પછી એની કામગીરી સામે દેશમા ટીકાટીક ટીકા થવા માંડી

આથી આ ઘટકોની તપાસ કરવાના હેતુસર ભારત સરકારના ગૃહખાતાએ ૧લી મે ૧૯૫૯ના રોજ એક ઠરાવ કરી નીચે જણાવેલા સભ્યોની બનેલી એક સમિતિની નિમણૂક કરી:

૧ ડૉ વેરિયર એલ્વિન, — અધ્યક્ષ
નેફા, મણિપુર અને ત્રિપુરામા રહેતા આદિવાસીઓ અંગેના સલાહકાર.

૨. શ્રી આર. સી વી. પી નોરોન્હા, — સભ્ય
આઈ. સી એસ , કમિશનર, રાયપુર ડિવિઝન, રાયપુર (મધ્યપ્રદેશ).

૩ શ્રી એન ,એમ વાડીવા, — સભ્ય
એમ પી , મત્રી, ભારતીય આદિમ જાતિ સેવક સઘ, ન્યૂ દિલ્હી

૪ શ્રી આર આર. બહલ, સભ્ય
આઈ સી એસ, સંયુક્તમંત્રી, ગૃહખાતું (ગૃહખાતાના પ્રતિનિધિ તરીકે)

૫ શ્રી એમ સી નાણાવટી, સભ્ય
નિયામક, સમાજશિક્ષણ (સામૂહિક વિકાસ અને સહકાર ખાતાના પ્રતિનિધિ)

કેન્દ્રના ગૃહખાતામા ખાસ અધિકારી તરીકેની કામગીરી બજાવી રહેલા શ્રી એ કે મૂર્તિને સમિતિના મંત્રી તરીકે નીમવામા આવ્યા હતા સમિતિના તમામ સભ્યો આદિવાસી વિસ્તારોનો વ્યાપક અનુભવ ધરાવતા હતા

સમિતિને સોપાયેલી કામગીરી નીચે પ્રમાણે હતી

૧ ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકોના કામકાજનો અભ્યાસ કરવો, અને

૨ આ ઘટકોના સઘન વિકાસ કાર્યક્રમને વધારે અસરકારક બનાવવા અને તેને યથાયોગ્ય આદિવાસી ઓપ આપવા બાબત ભારત સરકારને સલાહ આપવી

સમિતિએ પોતાનો અહેવાલ સર્વાનુમતે તૈયાર કર્યો હતો, અને સમિતિના અધ્યક્ષ તરીકે ડૉ એલ્વિને આ અહેવાલ તે વખતના ગૃહ પ્રધાન શ્રી ગોવિંદવલ્લભ પતને સુપરત કર્યો હતો આ સાથે ૩૦મી માર્ચ ૧૯૬૦ના રોજ શ્રી પંતને ઉદ્દેશીને લખેલા પત્રમા ડૉ એલ્વિને જણાવ્યુ હતુ કે ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકોની ગતિ શરૂમા મંદ રહી હતી પરંતુ ઘટકોમાં કેટલાક થયેલાં અને ન થયેલા કામોની આલોચના કર્યા પછી સમિતિને લાગ્યુ કે એકદરે જોતા પ્રયોગ સફળ થયો હતો આથી ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન આ પ્રયોગ ચાલુ રાખવો એમ જણાવી સમિતિએ ભવિષ્યમાં ખોલવામા આવનારા આવા ઘટકો માટે ગૃહખાતા તરફથી ૩ ૩૦ કરોડના ફાળાની માંગણી કરી હતી. સમિતિએ પોતાના અહેવાલમાં સૂચવેલી શરતોએ આ રકમ આપવી,

અને આ શરતોનું પાલન ન થાય તો અમુક વર્ષો સુધી યોજના ધીમી પાડી દેવી એવું પણ સમિતિના અધ્યક્ષે આ પત્રમાં જણાવ્યુ હતું. પરંતુ આદિવાસી લોકોની કારમી ગરીબાઈ જેનાં સૈકાઓથી એકાંતવાસમાં રહેતા આ લોકો પ્રત્યે આજ સુધી સેવાયેલી ઉપેક્ષાને ધ્યાનમા લેતાં આ યોજના ધીમી પાડી દેવી ઇચ્છનીય નથી એમ જણાવી ડૉ. એલ્વિને એવો અનુરોધ કર્યો હતો કે તમામ આદિવાસીઓ એક સાથે આગળ વધવા જોઈએ, અને એટલે જ આ ખાસ યોજનાને ઘણા વધારે વિસ્તારમાં ફેલાવવી જોઈએ.

સમિતિએ પોતાના અહેવાલમાં સામાન્ય ચર્ચા અને ભલામણો ઉપરાંત અહેવાલના અંતે પાંચ પરિશિષ્ટો મૂક્યાં છે: એકમા, દેશના જુદા જુદા ભાગમાં આવેલાં ૨૦ જેટલા વિવિધલક્ષી આદિવાસી ઘટકો વિષે વિસ્તૃત નોંધ સહિતના અહેવાલો આપ્યા છે; બીજામાં, જુદી જુદી યોજનાઓ પાછળના ખર્ચનાં નિવેદનો આપ્યાં છે; ત્રીજામાં, વિવિધલક્ષી ઘટકોના વિસ્તાર અને આદિવાસી તથા બિનઆદિવાસી વસ્તીના આંકડા આપ્યા છે; ચોથામાં, સ્વૈચ્છિક સંસ્થાઓને ગ્રાંટ આપવાની શરતો જણાવી છે, અને પાંચમામાં, મધ્યપ્રદેશ ખાતે આદિવાસી સહકારી વિકાસ કૉર્પોરેશન સ્થાપવા અંગેની યોજના આપી છે.

## (૨) ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકો: ઉત્ક્રાંતિ અને સ્વરૂપ

રાષ્ટ્રીય વિસ્તરણ સેવા ઘટકોની ઢબે રચવામા આવેલા ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકો પાછળનો મુખ્ય આશય બહુવિધ વિકાસ માટે અણવિકસિત છતાં સઘન એવા વિસ્તારોને પસંદ કરી ત્યાંની આદિવાસી પ્રજાનાં આર્થિક અને સામાજિક ધોરણોમાં ઝડપી સુધારો લાવવાનો હતો. આવા ઘટકોના વિકાસ કાર્યક્રમને ચાલુ સામૂહિક વિકાસ ઘટકોમાં હાથ ધરાયેલા વિકાસ કાર્યક્રમની સરખામણીમાં વધારે સઘન સ્વરૂપ આપવાનો ખ્યાલ હતો.

આવા ૪૩ ઘટકો સ્થાપવા માટે ભારત સરકારના ગૃહખાતાએ બીજી પંચવર્ષીય યોજના હેઠળ દરેક ઘટક દીઠ રૂ ૧૫ લાખ પ્રમાણે કુલ રૂ. ૬ કરોડ અને ૪૫ લાખની જોગવાઈ કરી હતી. સામૂહિક વિકાસ ખાતાના બજેટમાં દરેક વિકાસઘટક દીઠ રૂ. ૧૨ લાખની જોગવાઈ

તો હતી જ, તે ઉપરાંત આ રૂ. ૧૫ લાખની જોગવાઈ કરવામાં આવી. આ ઘટકો હેઠળ ૨૩,૫૪૦ ચોરસ માઈલનો વિસ્તાર આવરી લેવામાં આવ્યો હતો, અને ઘટકોમાંની કુલ ૧૬,૮૫,૩૨૧ જેટલી વસ્તીમાં ૧૨,૧૦,૯૭૬ (૭૨ ટકા) આદિવાસીઓ હતા. દરેક ઘટકમાં, સરેરાશ જોતાં, ૫૪૭ ચોરસ માઈલના વિસ્તારમાં ૩૯,૧૯૩ જેટલી વસ્તીને આવરી લેતાં ૧૮૨ ગામડાંનો સમાવેશ થતો હતો. આ ૪૩ ઘટકોની સંખ્યા જુદાં જુદાં રાજ્યો અથવા કેન્દ્રસંચાલિત પ્રદેશોમાં નીચે પ્રમાણે હતી:

આંધ્રપ્રદેશ ... ૪, આસામ ... ૭; બિહાર ... ૮; મુંબઈ ... ૭; મધ્ય પ્રદેશ ... ૧૦; ઓરિસ્સા ... ૪; રાજસ્થાન ... ૧; મણિપુર ... ૧; ત્રિપુરા ... ૧; કુલ ... ૪૩

મૂળ જ્યારે ખાસ વિવિધલક્ષી ઘટકોનો ખ્યાલ કરવામાં આવ્યો ત્યારે ચાલુ સામૂહિક વિકાસઘટકોના કાર્યક્રમમાં નીચે પ્રમાણે ફેરફાર કરવાનું વિચારાયું હતું:

૧. હાલના વિકાસ ઘટકોની સરખામણીમાં આદિવાસી ઘટકોમાં આવરી લેવાતી વસ્તીનું પ્રમાણ ઘટાડવું જોઈએ અને આવરી લેવામાં આવતો વિસ્તાર પણ ઘણો નાનો રહેવો જોઈએ.

૨. અન્યત્ર મળે છે તેટલા પ્રમાણમાં લોકો તરફથી ફાળો મેળવવાનું આદિવાસી વિસ્તારોમાં બની શકે નહીં. એટલું થઈ શકે કે ચાલુ દર કરતાં કંઈક ઓછા દરે આદિવાસીઓને મજૂરીએ રોકી શકાય. આથી વિશેષ ફાળાની અપેક્ષા આદિવાસીઓ પાસેથી રાખવી જોઈએ નહિ.

૩. આદિવાસી લોકોને વિકાસ કાર્યો માટે લોન આપવાની પ્રથા છોડી દઈ સીધેસીધી રાહસીડી આપવી જોઈએ.

૪. આદિવાસી વિસ્તારો માટે અધિકારીઓને ખાસ તાલીમ આપવી, અને એ માટે ઉત્સાહી અને નિષ્ઠાવાન કાર્યકરોને પસંદ કરી તેમને સરકારી અને બિનસરકારી સંસ્થાઓ દ્વારા કાળજીપૂર્વક ઘડેલી તાલીમ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ.

### નૈનિતાલ પરિષદ

આ સમગ્ર વિષયની વિચારણા ૧૯૫૬ના મે માસમાં નૈનિતાલ ખાતે મળેલી વિકાસ કમિશનરોની પાંચમી પરિષદમાં થઈ હતી, અને પાંચ વર્ષના ગાળા માટે રૂ. ૨૭ લાખના અંદાજી ખર્ચનું એક સુગ્રથિત માળખું નીચે મુજબ ઘડી કાઢવામાં આવ્યું હતું:

| યોજના | ગૃહખાતા તરફથી ફાળો | સામૂહિક વિકાસ ખાતાનો ફાળો | કુલ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |

આ માળખું માત્ર માર્ગદર્શન માટે ઉપયોગમાં લેવાનું હતું. વિગતે યોજનાઓ તો વિસ્તારની ચોક્કસ જરૂરિયાતોને ધ્યાનમાં લઈને જ ઘડી કાઢવાની હતી. પરિષદે ચાલુ સામૂહિક વિકાસઘટકોની સરખામણીમાં ખાસ આદિવાસીઘટકો માટે ૧ મદદનીશ ઈજનેર, ૧ ઓવરસિયર, ૧ જમીન સંરક્ષણ અધિકારી, ૧ વિસ્તરણ અધિકારી, ૧ તબીબી અધિકારી, ૧ કમ્પાઉન્ડર, ૨ દાયણ, ૧ અવલ કારકુન જેવા અધિકારીઓ વધારામાં લેવા સૂચવ્યું હતું. સિંચાઈ, જમીનસંરક્ષણ, વાહનવ્યવહાર, આરોગ્ય, શિક્ષણ, ગ્રામોદ્યોગ, સહકાર અને વસવાટ માટેની યોજનાઓ પર પરિષદે ખાસ ભાર મૂકયો હતો. પરિષદે એવી પણ ઈચ્છા વ્યકત કરી હતી કે, સાધારણ રીતે સામૂહિક વિકાસ ઘટકમાં ૬૬,૦૦ માણસોને આવરી લેવામાં આવે છે તેને બદલે દરેક ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકમાં ૨૦૦ જેટલા ચોરસ માઈલના વિસ્તારમાં લગભગ ૨૫,૦૦૦ માણસો અથવા ૫,૦૦૦ કુટુંબને આવરી લેવામાં આવે.

### મસૂરી પરિષદ

૧૯૫૭ના એપ્રિલ માસમાં મસૂરી ખાતે મળેલી વિકાસ કમિશનરોની છઠ્ઠી પરિષદે જે એક પેટા સમિતિ નીમી હતી તે સમિતિએ સઘન વિકાસ ઘટકોના કાર્યને સારામાં સારી રીતે અમલમાં મૂકવા વિષે ચર્ચા કરી કેટલીક ભલામણો કરી હતી. આ ભલામણોમાંની એક ભલામણ જંગલ સહકારી મંડળીઓ રચવાના કાર્યક્રમને અગ્રિમતા આપવા અંગેની, અને ખેતીવિકાસ તથા ખેતીના માલના વેચાણકાર્યને હાથ ધરતી બહુલક્ષી સહકારી મંડળીઓ તાકીદે રચવા અંગેની હતી.

### બળવંતરાય મહેતા સમિતિ

ખાસ આદિવાસી ઘટકોના કાર્યક્રમની ઉત્ક્રાંતિમાં મહત્ત્વનો તબક્કો બળવંતરાય મહેતા સમિતિએ (૧૯૫૭) સામૂહિક વિકાસ કાર્યક્રમના સમગ્ર પ્રશ્નોની ઝીણવટભરી તપાસ આદરી ત્યારે આવ્યો. સમિતિની મહત્ત્વની ભલામણ એ હતી કે, કાર્યક્રમને ચાર કે એવા કોઈ કૃત્રિમ તબક્કાઓમાં વહેંચી નાંખવાને બદલે 'વિકાસ' એ સળંગ પ્રક્રિયા છે એમ સમજી લઈને, પ્રારંભના તબક્કામાંથી સઘનના તબક્કામાં જવાની

પ્રક્રિયા કશી પણ અચોક્કસતા સિવાય આહજિક બનાવવી જોઈએ. બીજું, સઘનનો તબક્કો પૂરો થયા પછીની નાણાકીય જોગવાઈ એકાએક બધ ન થવી જોઈએ; નહીં તો પરિણામે, નિરાશા અને અસતોષ જાગશે. આ ભલામણોના આધારે ભારત સરકારે તબક્કાઓની પુનર્વિચારણા કરી છેવટે ૧૯૫૮ના એપ્રિલ માસથી દરેક ઘટકમાં નીચેના ત્રણ તબક્કામાં કાર્યક્રમ અમલમાં મૂકવાનુ સ્વીકાર્યું:

૧. પૂર્વ વિસ્તરણ તબક્કો જે એક વર્ષ પૂરતો હોય અને જેમા કેવળ આરંભનાં કામો કરવા માટે રૂ ૧૮,૦૦૦ની જોગવાઈ હોય ખેતીવિસ્તરણના કાર્યક્રમનો પાયો નાખવાના કામ પૂરતો એક વિકાસઘટક અધિકારી, એક ખેતીવિસ્તરણ અધિકારી અને પાચ ગ્રામસેવકો સહિત નાનકડો સેવકગણ રાખવો.
૨. પહેલા તબક્કામાં, વ્યાપક અને સઘન તબક્કાના ભેદ સિવાય, પાંચ વર્ષના ગાળા માટે રૂ ૧૨ લાખની જોગવાઈ રહે. આ ગાળા દરમ્યાન સ્ટાફ વગેરેની જોગવાઈ ચાલુ સામૂહિક વિકાસ-ઘટકના જેટલી જ રહેશે
૩. બીજો તબક્કો જે જૂના માળખાના ઉત્તર સઘન તબક્કાને મળતો હોય પણ એમાં નાણાકીય જોગવાઈ દર વર્ષે રૂ ૧ લાખની રહે આ તબક્કામા રાષ્ટ્રીય વિસ્તરણ સેવા ઘટકોની ઢબનો સ્ટાફ કાયમી ધોરણે કરી દેવો

આ નવુ માળખુ માત્ર ૧૯૫૭ના એપ્રિલમા શરૂ કરવામાં આવેલા ઘટકોને જ લાગુ પાડવાનુ હતું. ચાલુ સામૂહિક વિકાસ ઘટકોએ તેમનું પોતાનું માળખું જ ચાલુ રાખવાનું હતું, અને રાષ્ટ્રીય વિસ્તરણ સેવા ઘટકો તરીકે શરૂ થયા તારીખથી પાચ વર્ષ બાદ બીજા તબક્કામા બદલાવાનું હતું પાયાના આ ફેરફારો ઉપરાત તંત્રસંચાલનમા ત્રણ વિસ્તરણ અધિકારીઓ—વિસ્તરણ અધિકારી, પંચાયત; વિસ્તરણ અધિકારી, પશુપાલન, અને વિસ્તરણ અધિકારી, ઉદ્યોગ—નો ઉમેરો પણ કરવામાં આવ્યો.

**અંદાજપત્ર સમિતિ**

અંદાજપત્ર સમિતિના ૧૯૫૮-૫૯ના ૪૮મા અહેવાલમાં ખાન વિવિધલક્ષી ઘટકોની કામગીરી પણ તપાસવામા આવી હતી, અને સખ્યા-

બંધ ભલામણો કરવામાં આવી હતી. (જુઓ અંદાજપત્ર સમિતિના અહેવાલનો સાર પા. નં. ૮૦ થી ૮૪)

## ૧૯૫૮ની પરિષદ

સામૂહિક વિકાસ અંગેની ૧૯૫૮ના મે માસમાં મળેલી વાર્ષિક પરિષદે ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોના કાર્યક્રમોના અમલમાં નડતી મુશ્કેલીઓની ચર્ચા કરી કેટલીક ભલામણો કરી જે ટૂંકમાં નીચે મુજબ છે:

૧. રાજ્ય સરકારોએ ખાસ વિવિધલક્ષી ઘટકોને વધારે અગ્રિમતા આપવી.
૨. આદિવાસી વિસ્તારોની મુશ્કેલ પરિસ્થિતિ જોતાં ત્યાં કામ કરતા કર્મચારીઓને પ્રોત્સાહન તરીકે ૨૫ ટકા જેટલો પગાર વધારે આપવાની દરખાસ્ત રાજ્ય સરકારે ફરીથી વિચારવી.
૩. સેવકોને રહેવાનાં કાયમી મકાનો ૧૯૫૮-૫૯ના વર્ષ દરમ્યાન પૂરાં કરવાં, અને તે બંધાય ત્યાં સુધી કાચાં ઘર હાલ તુરત બાંધી આપવાં.
૪. જુદાં જુદાં ખાતાંના અધિકારીઓ આદિવાસી બોલી શીખી લે તે માટે પ્રોત્સાહન આપવું. સામૂહિક વિકાસના કાર્યક્રમમાં આદિવાસીઓ રસ લેતા થાય એ માટે જવાબદારી ઉપાડી શકે એવા આગેવાનો અને કાર્યકરોને એમનામાંથી જ તાલીમ આપી તૈયાર કરવા.
૫. જે ઘટકોમાં ઘટકની શરૂઆતની સ્થિતિની મૂળભૂત તપાસ ન થઈ હોય ત્યાં વહેલી તકે તે કરી દેવી.
૬. વિકાસ ઘટક અધિકારીઓ, ગ્રામસેવકો અને ઘટકના અન્ય અધિકારીઓને આદિવાસી વિસ્તારોના પ્રશ્નોને આવરી લેતી બેથી ત્રણ અઠવાડિયાની ખાસ ઓપ તાલીમ આપવી.
૭. રાજ્ય સરકારે વસતિ, વિસ્તાર અને ગામડાંની સંખ્યાને અનુલક્ષી ગ્રામસેવકોની સંખ્યા જરૂર પડે તો ૨૦ સુધી વધારવા બાબત વિચારવું.

૮. આદિવાસીઓ કેટલીક બાબતોમાં પોતાનો ફાળો ૨૫ ટકા જેટલો પણ આપવા અશક્ત હોય ત્યાં ખાસ કિસ્સા તરીકે ફાળાનું પ્રમાણ ઘટાડવાની વિકાસ કમિશનરોને સત્તા આપવી.
૯. સિંચાઈનાં કામો માટે ઘટકનાં નાણાંમાંથી આપવાની સબસીડી ૫૦ ટકાથી ઓછી નહીં, અને જમીન-સંરક્ષણ માટેની સબસીડી ૭૫ ટકાથી ઓછી નહીં હોવી જોઈએ.
૧૦ આદિવાસીઓનાં દેવાંનો પ્રશ્ન તપાસવા અને યથાયોગ્ય ધારો ઘડવા ખાસ પગલાં ભરવાં અને જંગલની નજીવી પેદાશો નીચા ભાવે ખરીદવા માટે ધિરાણની સગવડો આપવી.
૧૧ આદિવાસી વિસ્તારમાં વિકાસના કાર્યક્રમમાં સ્વૈચ્છિક સંસ્થાઓને રસ લેવા ઉત્તેજન આપવું.
૧૨. આદિવાસી વસતિ ધરાવતા સામૂહિક વિકાસ ઘટકોમાં, અને ખાસ કરીને ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોમાં, આદિવાસી કલ્યાણના કાર્યક્રમને આગળ વધારવાના હેતુથી આદિવાસી કલ્યાણ ખાતું અને સામૂહિક વિકાસ ખાતા વચ્ચે રાજ્યકક્ષાએ અસરકારક સહયોગ હોય એ જરૂરી છે. આથી આદિવાસી કલ્યાણ ખાતું ખાસ વિવિધલક્ષી વિકાસઘટકોમાં આદિવાસી કલ્યાણ અંગેની ખાસ યોજનાઓનો ઝડપથી અમલ કરી શકે અને ઘટકના સ્ટાફને આદિવાસી પ્રજાના ખાસ પ્રશ્નો અંગે સલાહ અને માર્ગદર્શન આપી શકે એ દૃષ્ટિએ, જે રાજ્યોમાં આ કામ આદિવાસી કલ્યાણ ખાતાના નિયામક કરી ન શકે ત્યાં, નિયામકની મદદમાં ઉપ નિયામકની નિમણૂક કરવી.
૧૩. ખાસ વિવિધલક્ષી વિકાસઘટકમાં આદિવાસી વસતિની સંખ્યા ૨૫,૦૦૦ સુધી રાખવી, અને માથા દીઠ રૂ ૧૦૦ તેમના વિકાસ માટે ખર્ચી શકાય એવા અગાઉના નિર્ણયનો અમલ કરવા રાજ્ય સરકારે વિચારવું. નવા વિવિધલક્ષી ઘટકો શરૂ કરતી વખતે આ નિર્ણય ખાસ લક્ષમાં રાખવો.
૧૪. રાજ્યોએ વિકાસ ઘટક અધિકારીઓની નવી હરોળ ન ઊભી કરતા ભારતીય સનંદી અમલદારો(આઈ. એ. એસ.)ને, અને રાજ્યના મુલકી અમલદારોને તેમની પ્રત્યક્ષ તાલીમના ભાગ

રૂપે એક વર્ષ સુધી વિકાસ ઘટક અધિકારીઓ તરીકે કામગીરી સોંપવી.

## રાંચી અને પંચમઢી ખાતેની પરિષદો

ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકોનાં સ્થળ પરના કાર્યકરોએ રાંચી અને પંચમઢી ખાતે યોજાયેલા બે પરિસંવાદોમાં તેમના પ્રશ્નોની ચર્ચા કરી, અને એના નિષ્કર્ષ રૂપે કેટલીક ભલામણો કરી તેમાંની મહત્ત્વની ભલામણો ટૂંકમાં નીચે પ્રમાણે છે:

૧. આદિવાસીઓના તેમની પોતાની પ્રતિભા અને સ્થાનિક પરિસ્થિતિને અનુસરીને વિકાસ થાય એ રીતનો વિકાસકાર્યક્રમ હોવો જોઈએ.
૨. વિકાસની પ્રવૃત્તિઓના આરંભ પહેલાં લોકોની જરૂરિયાતોનો સામાન્ય ખ્યાલ મેળવી લેવો જોઈએ.
૩. કાર્યક્રમમાં લોકો સક્રિય ભાગ લે એ માટે આદિવાસી જાતિપંચો,

૧૧. સરકારી નોકરી કરતા દાકતરોએ આદિવાસી વિસ્તારોમા એક કે બે વર્ષ ફરજિયાત સેવા આપવી આદિવાસી કન્યાઓને દાયણની તાલીમ લેવા ઉત્તેજન આપવુ

૧૨ આદિવાસી કલ્યાણ ખાતાના મુખ્ય અધિકારીનું આયોજન અને વિકાસની સમિતિમાં હોદ્દાની રૂએ સ્થાન હોવુ જોઈએ

આ બધુ ચિંતન અને આ બધા પૈસા, આદિવાસી પ્રજાના સુખ અને આબાદી વધારવામા પૂરતા પ્રમાણમા ફળદાયી નીવડયા છે કે નહીં તે શોધી કાઢવાના આશયથી એલ્વિન સમિતિની નિમણૂક કરવામા આવી હતી એ દૃષ્ટિ ધ્યાનમા રાખી સમિતિએ જે કાંઈ કામ કરવામાં આવ્યુ છે તે, અને તે સાચે માર્ગે કરવામા આવ્યુ છે કે કેમ તેનો કયાસ કાઢવાનો પ્રયત્ન પછીનાં પ્રકરણમાં કર્યો છે

આદિવાસી પ્રજામાં કઈ દૃષ્ટિથી કામ કરવું જોઈએ તે વિષે ચર્ચા કરતા સમિતિએ ત્યારના વડાપ્રધાન પ નેહરુના પાચ સિદ્ધાતોની વિગતે ચર્ચા કરી હતી અને બધા કાર્યક્રમોનો અમલ કરતી વખતે એ દૃષ્ટિ બરાબર ધ્યાનમાં રાખવામાં આવે એની ભારપૂર્વક ભલામણ કરી હતી

(૩) ઘટકના અધિકારીઓ

ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોમા અને અન્ય અણવિકસિત વિસ્તારોમા જે અધિકારીઓ નીમવામા આવે છે તેની રેણુકા રે સમિતિ અને ઊંડાણના વિસ્તારો માટેની (ઇનએકસેસિબલ એરિયાઝ) સમિતિ બન્નેએ ટીકા કરી છે પહેલી સમિતિના અભિપ્રાય પ્રમાણે ઘટકના અધિકારીઓ લોકો સાથે મૈત્રીભર્યા સબધો જાળવતા નથી હોતા, અને પોતે તેમના ઉપરી હોય એ રીતે વર્તે છે પરિણામે આદિવાસી લોકોમા ભયની લાગણી પ્રવર્તતી જોવા મળે છે બીજી સમિતિનો અભિપ્રાય એવો છે કે ઓછી શક્તિવાળા અધિકારીઓને આ ઘટકોમાં મૂકવામાં આવે છે આવા દૂરના વિસ્તારોમા જે અધિકારીઓને મૂકવામા આવે છે તેઓ તેને એક પ્રકારની સજા ગણે છે આવાં સ્થળોએ નિમાયાના હુકમો આવે એટલે અધિકારીઓ ચઢી ગયેલી રજાઓ પર ઊતરી જાય છે, અને દરમ્યાનમાં નિમણૂકના હુકમો રદ કરાવવા આકાશપાતાળ એક કરે છે બધા પ્રયાસો છેવટે

નિષ્ફળ જાય ત્યારે નાછૂટકે જ ફરજ પર હાજર થાય છે, અને કશીય ભાવના વગર નીરસપણે કામ કર્યે જાય છે

એલ્વિન સમિતિનો અભિપ્રાય એવો છે કે, કેટલાક પ્રામાણિક અને કાર્યકુશળ અધિકારીઓ સહિત લગભગ તમામ અધિકારીઓમાં લોકો વિષેની ઊંડી સમજનો અને આદિવાસીઓના ઉત્કર્ષ માટેની સામાન્ય નીતિઓ વિષે પૂરેપૂરા ધ્યાનનો અભાવ છે બહુ જ ઓછા અધિકારીઓને ઓપ તાલીમ (orientation training) મળી છે, અને જેમને તે મળી છે તેમને તાલીમથી કોઈ ખાસ ફાયદો થયો હોય એમ દેખાતુ નથી

બહુતથી ઘરોમા કામ કરતા કેટલાક અધિકારીઓ પોતે ચઢિયાતા છે અથવા સ્વર્ગમાથી ઊતરી આવેલા ઊંચા સસ્કાર ધરાવતા ફિરસ્તાઓ છે એવી લાગણી ધરાવતા હોવાનુ જણાય છે આવા અધિકારીઓ લોકો પર શિરજોરી ચલાવે છે અને એમના પગારદારો પણ કામ કરાવવા માટે લોકોને ભાડે છે અને દબડાવે છે કામ ન થાય તો નિષ્ફળતાનો દોષ લોકો પર ઢોળે છે લોકો આળસુ છે, કરમફૂટ્યા છે અને વહેમી છે એવા આક્ષેપો અધિકારીઓ એમના રિપોર્ટમા કરા કરે છે

આદિવાસી વિસ્તારમા નિમાયા એટલે અધિકારીઓ એ વિસ્તારની વિટબણાઓ વિષે રોદણા શરૂ કરે છે અને કેટલાક તો જાણે શહીદોની માફક મહાન ફરજ બજાવતા હોય એવુ માનવા લાગે છે ખરી રીતે શાત અને નિસર્ગમધુર વાતાવરણમા રહેતા વિવેકી અને ભલા લોકો વચ્ચે કામ કરવાનુ આવે તેમા ગભરાવા જેવુ કશું હોતું નથી પરદેશી મિશનરીઓ મુશ્કેલ સજોગો વિષે ફરિયાદનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર કામ કર્યે જાય છે જગલ અધિકારીઓ ડુગરાળ અને જગલોના વિસ્તારોમાં આખુ જીવન હોમી દે છે વિજ્ઞાનીઓ નીચ ઘાટીઓમા પ્રવેશવા ઝખે છે અને એ પાછળ સારો એવો ખર્ચ કરે છે વેપારીઓ અને શાહુકારો ચારમેર આદિવાસીઓમાં ઘૂમી વળે છે, એમની ભાષા શીખી લે છે, ગમે એવી યાતનાઓ સહી લે છે આથી ઊલટુ કેટલાક ઘટકોના અધિકારીઓમા ફરિયાદીની મનોદશા જોવા મળે છે, અને ઉત્સાહથી તેમ જ કાર્યક્ષમતાપૂર્વક કામ કરવાનો અભાવ વર્તાય છે

આ પરથી એટલું ફલિત થાય છે કે અધિકારીઓમા ખોટી મનોદશા જાની છે જે રીતે આપણે વાત કરીએ છીએ એમાથી પણ ચઢિયાતાપણાની ભાવના જાગે છે 'પછાત આદિવાસીઓ' એ શબ્દ હરહમેશ આપણે અનેક વાર વાપરીએ છીએ, અને આપણે જાણે કે આગળ વધેલા, સુધરેલા અને ચઢિયાતી કોટિના ભદ્ર લોકો છીએ એવું માની બેસીએ છીએ કોણ પછાત છે—સાદો સીધો આદિવાસી કે એને ચૂસનાર વેપારી? પોતાની નાનકડી સાળ પર વણાટ કરતો આદિવાસી અને ડુગરોમા પોતાના બાળક સાથે વસતી વત્સલ મા કે એનો અને એના સમાજનો સર્વનાશ કરી નાખે એવા આણ્વસ્ત્રોનો ઉપયોગ કરનાર?

એલ્વિન સમિતિ 'પછાત'ના પર્યાય તરીકે 'આદિમ' શબ્દપ્રયોગ સામે પણ વાધો લે છે, અને 'આદિમપણા'ના ધોરણે આદિવાસીઓની યાદી બનાવવાના સૂચનને અસાધારણ ગણી તેની કડક ટીકા કરે છે સમિતિને લાગે છે કે 'અનુસૂચિત જનજાતિ' શબ્દમાથી મ્યુઝિયમના નમૂનાઓનો ધ્વનિ ઊઠે છે એથી વધારે કમનસીબી તો એ લાગે છે કે 'અનુસૂચિત જનજાતિઓ' અને 'અનુસૂચિત જ્ઞાતિઓ' એ બનેના પ્રશ્નો એકબીજાથી સાવ નિરાળા હોવા છતા બનેને એક જ વહીવટીતત્ર હેઠળ મૂકવામા આવ્યા છે આથી આદિવાસીઓનો સામાજિક દરજ્જો લોકદૃષ્ટિએ વધારે નીચે ઊતર્યો છે

આદિવાસી વિસ્તારમા કેવા પ્રકારના અધિકારીઓ નીમવા અને એમણે ત્યા કેવી રીતે અનુકૂળ થઈ જવું એ બાબત સમિતિએ વડાપ્રધાન શ્રી નેહરુની નીચેની સલાહ ધ્યાન પર લેવા અનુરોધ કર્યો છે

"આદિવાસી વિસ્તારોમાં અધિકારીઓ નીમતી વખતે ઘણી કાળજી રાખવી જોઈએ આદિવાસી વિસ્તારમાંના અધિકારીએ માત્ર પરીક્ષા પસાર કરી હોય કે રોજિંદા કામકાજનો થોડોક અનુભવ મેળવ્યો હોય એટલુ પૂરતુ નથી એ માણસ ઉત્સાહપૂર્વક અને નિષ્ઠાપૂર્વક પોતાની ફરજ અદા કરવા ઉત્સુક હોવો જોઈએ દિવસમાં થોડાક કલાક ઓફિસમા બેસી રહેવા માટે અને બાકીનો વખત પોતે કોઈક દૂરના સ્થળે આવી પડયો એ બદલ નસીબને દોષ દેવા માટે ત્યા ગયો છે એવું ન થવું જોઈએ આવા પ્રકારનો માણસ સાવ નિરુપયોગી નીવડે

છે. એના કરતાં તો આ લોકો માટે મૈત્રી અને મમતાની લાગણી ધરાવનાર અને લોકોમાં ભળી જઈ કામ કરનાર માણસ વધારે સારો. પછી ભલે તેણે કશી પરીક્ષા પસાર ન કરી હોય કે તે સાવ અભણ હોય. પોતાની સામે પડેલી સમસ્યાની માનવસહજ સમજ ન ધરાવનાર એક પ્રખર બુદ્ધિશાળી માણસ કરતાં આવો માણસ વધારે સારો ઉકેલ લાવી શકશે. અધિકારી તરીકે જનાર માણસે આદિવાસી પ્રજાના જીવનમાં સહભાગી બનવું જોઈએ. એમનાં ઝૂંપડાંમાં જવાની, એમની સાથે વાતો કરવાની, એમની સાથે ખાવા પીવાની અને તેનાથી પોતે ચઢિયાતો અગર જુદો છે એવું ન ગણતાં એમનું જ જીવન જીવવાની તૈયારી રાખવી જોઈએ. એ રીતે જ તે લોકોનો વિશ્વાસ અને આદર સંપાદન કરી શકશે, અને પછી જ લોકોને સલાહ આપવા જેટલી લાયકાત પણ તે મેળવશે."

કેટલાક આદિવાસીઓ અપ્રામાણિક, જુઠ્ઠા અને દગાબાજ હોય અને આદિવાસી વિસ્તારોમાં આવેલાં કેટલાંક સ્થળોએ એકલું લાગે અને મુસીબતો વધારે વેઠવી પડે એવું પણ બને. આવી સ્થિતિમાં કામ કરનાર અધિકારી ક્યારેક હતાશ થઈ જાય એ હકીકતને પણ સમિતિ સ્વીકારે છે.

ઘટકના અધિકારીઓની જે રીતે બદલી થાય છે તેની એક ઘટકની હકીકતો આપીને સમિતિએ વિગતે ચર્ચા કરી છે, અને આ અંગે પોતાની નાપસંદગી વ્યક્ત કરી સમિતિ જણાવે છે કે, આ રીતની બદલીઓથી આદિવાસી લોકો પર ખરાબ અસર પડે છે. ખરાબ અધિકારી બદલાય તો લોકો રાહત અનુભવે, પણ સારો અધિકારી જતાં નારાજ થઈ જાય છે, અને એ સારો અધિકારી પણ એમની વચ્ચે રહી કામ કરવા નથી ઈચ્છતો એટલે જતો રહે છે એમ માની લે છે. આથી સમિતિ ભલામણ કરે છે કે ઘટક શરૂ થતાં પહેલાં છ માસ અગાઉથી અધિકારીઓ નીમવા, અને નાણાકીય તથા વહીવટી મુશ્કેલીઓ પડે છતાં અધિકારીઓએ ઘટકમાં તપાસ શરૂ કરી દેવી અને સ્થાનિક ભાષાઓ શીખવા માંડવી. ત્રણ વર્ષ સુધી એ જ ઘટકમાં તે કામ કરશે એવી બાંયધરી પણ તેમની પાસેથી લેવી. સરકારે પણ ખાતરી આપવી કે આ દરમ્યાન અધિકારીની અધવચ્ચે બદલી કરવામાં નહીં આવે. વળી આદિવાસી ઘટકમાં પૂરેપૂરી મુદત સુધી કામ

કરનાર અધિકારી ઉપલી જગ્યાઓ પર ઝડપથી બઢતી મેળવવા પાત્ર થશે અને એને અંગેની ગુપ્ત નોંધોમાં ખાસ પ્રશંસા મેળવવાને યોગ્ય ઠરશે એવી રાજ્ય તરફથી ખાતરી મળવી જોઈએ.

માત્ર વિવિધલક્ષી આદિવાસી ઘટકોના જ નહીં પણ તમામ આદિવાસી ઘટકોના અધિકારીઓને ખાસ પગાર આપવો જોઈએ એવી સમિતિએ ભલામણ કરી છે.

આદિવાસી ઘટકોના કર્મચારીઓ તરીકે બને એટલા આદિવાસીઓને લેવા એવી સમિતિએ આગ્રહપૂર્વક ભલામણ કરી છે, અને ભરતી કરવાની પદ્ધતિમાં પણ ફેરફાર કરવા સૂચવ્યું છે.

(૪) તાલીમ

ઘટકના અધિકારીઓ સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ થઈ શકે અને આદિવાસી જીવન અને સંસ્કૃતિને સમજી શકે એ રીતની તાલીમ એમને મળવી જોઈએ. આ માટેની ખાસ તાલીમ આપવા અંગે સમિતિએ ત્રણ પ્રકારની તાલીમ સૂચવી છે:

૧. વિસ્તરણ અધિકારીઓ માટે ત્રણ માસની ઓપ (*orientation*) તાલીમ. આ તાલીમનો હેતુ, સમાજશાસ્ત્ર કે માનવવંશવશાસ્ત્રનું માત્ર સૈદ્ધાંતિક જ્ઞાન આપવાનો નહીં, પણ આદિવાસી લોકોના વિકાસના જુદા જુદા તબક્કાથી તાલીમાર્થીને વાકેફ કરી શકાય અને આદિવાસીઓ ગ્રહણ કરી શકે તેટલે અંશે કાર્યક્રમને અનુકૂળ બનાવી અમલમાં મૂકી શકાય એ હોવો જોઈએ. આદિવાસી કલ્યાણના સિદ્ધાંતો સમજીને વ્યવહારમાં મૂકી શકાય તે માટે આદિવાસી સમાજજીવનની સંસ્થાઓ અને એમના રિવાજો વાસ્તવમાં કેમ ચાલે છે તેનો ખ્યાલ પણ આપવો જોઈએ. (સમિતિએ પોતાના હેવાલમા ચર્ચેલા કેટલાક મુદ્દાઓને પણ અભ્યાસક્રમમાં સમાવી લેવા જણાવ્યું છે.)
૨. ગામડાંમાં આદિવાસી લોકોના પ્રશ્નનો વ્યવહારુ ઢબે ઉકેલી શકાય એ માટે ગ્રામસેવકો, તલાટીઓ, જંગલરક્ષકો અને પોલીસને પણ ઓછામાં ઓછી ત્રણ માસની ઓપ તાલીમ આપવી.

૩. પ્રોજેક્ટ અધિકારીઓ અને સાંસ્કૃતિક અધિકારીઓને સામાજિક સમાજશાસ્ત્ર અને આદિવાસી કલ્યાણને લગતા વિષયોની સૈદ્ધાંતિક અને વ્યવહારુ તાલીમ આપવી. (તાલીમના સમય અંગે સમિતિએ કંઈ સૂચના કરી નથી.)

નોકરી અંગેની તાલીમના ભાગરૂપે જ આદિવાસી તાલીમને ગણવાનો અને જરૂરી તાલીમ લીધા પછી જ અધિકારીને વિવિધલક્ષી ઘટકમાં મોકલવામાં આવે એવો સમિતિનો આગ્રહ છે. આ દૃષ્ટિએ હાલનાં તાલીમકેન્દ્રો આદિવાસી વિસ્તારોમાં કામ કરનાર અધિકારીઓને ખાસ તાલીમ આપી તૈયાર કરે એવી સૂચના સમિતિએ કરી છે.

તાલીમકેન્દ્રો અંગે સમિતિએ નીચેનાં ત્રણ સૂચનો કર્યાં છે:

૧. તાલીમકેન્દ્ર ખાતેના હાલના અધ્યાપકોએ આદિવાસી જીવન અને સંસ્કૃતિ વિષે ઓપ તાલીમ લેવી.

૨ સામાજિક માનવવંશશાસ્ત્રનું વિશેષ જ્ઞાન હોય એવા અધ્યાપકોનો સ્ટાફમાં ઉમેરો કરવો.

૩. તાલીમનો કાર્યક્રમ સુધારવા, વધારવા અને તાલીમને આદિવાસીઓની જરૂરિયાતોને સુસંગત બનાવવા સંશોધન અને અધ્યયન વિભાગ ખોલવો.

સમિતિ માને છે કે આ પ્રકારનાં તાલીમકેન્દ્રો આદિવાસી વિસ્તારોમાં રાખવાં જોઈએ, અને તાલીમના કાર્યક્રમને આદિવાસી જરૂરિયાતોને અનુકૂળ બનાવી શકાય એ માટે શરૂશરૂમાં જોઈતું માર્ગદર્શન હાલનાં આદિવાસી સંશોધન કેન્દ્રો પાસેથી મેળવી લેવું જોઈએ. જુદાં જુદાં તાલીમ કેન્દ્રોમાં સંશોધન વિભાગો ખોલવા માટે ગૃહખાતાએ તેને સહાય કરવી જોઈએ.

(ગ) ખેતી

ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકોના મોજણી હેવાલો પરથી એકત્ર કરેલી માહિતી દર્શાવે છે કે ૮૦ ટકા આદિવાસીઓ પોતાના ગુજરાન માટે ખેતી પર આધાર રાખે છે. ૧૯૫૧ની વસતીગણતરીના આંકડા પ્રમાણે આદિવાસીઓની કુલ ૨.૩૫ કરોડની વસતીમાંથી ૧.૭૩ કરોડ જેટલા ખેતીકામમાં રોકાયેલા હતા, જ્યારે બાકીના ભૂમિહીન મજૂરો હતા.

આદિવાસીઓ પાસે જે જમીન છે તે બીજા લોકોની સરખામણીમાં ઘણી ઓછી છે. વળી મોટા ભાગના આદિવાસીઓ એક જ ખાદ્યપાક લે છે, અને તે પણ ખેતી કરવાની તદ્દન જૂની પુરાણી પદ્ધતિથી.

જંગલના વિસ્તારોમાં ચલિત ખેતી માટે ગેરકાયદેસર ઝાડ કાપી નાંખવા માટે આદિવાસીઓની ટીકા કરવામાં આવે છે, પણ એ પ્રવૃત્તિ પાછળનું મૂળ કારણ એમની જમીન માટેની અસંતોષાયેલી ભૂખ છે. રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ જંગલસંપત્તિ સાચવી રાખવી જરૂરી છે અને જમીનનું ધોવાણ રોકવું આવશ્યક છે. આથી જે કાંઈ મર્યાદિત પ્રમાણમાં જમીન મળી શકે તેમ છે તે આદિવાસીઓમાં વહેંચી આપવા માટે શક્ય એટલાં બધાં જ પગલાં લેવાં જોઈએ. જેમ કે,

૧. ગ્રામદાન કાર્યક્રમ દ્વારા, ૨. જમીનધારણની ટોચમર્યાદા અમલમાં મૂકતાં જમીન વધે તે, અને ૩. દંડકારણ્ય અથવા ત્રિપુરાની રાઈમા-સુરમા ખીણની માફક જંગલ સાફ કરી મેળવાયેલી જમીન આદિવાસીઓ-માં વહેંચી આપવી જોઈએ.

રેણુકા રે સમિતિએ નિર્દેશ કર્યો છે કે, આદિવાસી વિસ્તારોમાં કાયદેસરનો વહીવટ દાખલ કર્યા પછી આદિવાસીઓના જમીન પરના હક્કો ક્રમશઃ નાબૂદ થયા છે. કેટલાક આદિવાસીઓ પેટા-ગણોતિયાની સ્થિતિમાં મુકાયા છે, જ્યારે બીજા સ્વેચ્છાએ જમીનનો કબજો છોડી દીધાના બહાના હેઠળ બળજબરીથી એમની પોતાની જમીનો પરથી હડ-સેલાઈ જવાની સ્થિતિમાં મુકાયા છે. રાજસ્થાનમાં જ્યાં તેમને જમીન આપવામાં આવી છે ત્યાં ૫૦ ટકા ખેડૂતોને બે એકરથી ઓછી જમીન મળી છે અને એટલી જમીન પણ સાવ કસ વગરની છે. વધારે પ્રમાણમાં આદિવાસી વસતિ ધરાવતાં ઘણાં રાજ્યોમાં જમીનને લગતા ધારાઓ સાચેસાચ અસરકારક નીવડયા હોવા અંગે શંકા રહે છે. સ્થાનિક શોષણ-ખોરોએ કાયદેસરની છટકબારીઓ શોધી આ કાયદાઓને નિરુપયોગી બનાવી મૂક્યા છે.

જે વિસ્તારોમાં આદિવાસીઓ જમીનનો ગેરકાયદે કબજો ધરાવતા હોવાનું કહેવાય છે ત્યાં નીચલી કક્ષાના અધિકારીઓ સતામણી કરી તેમની પાસેથી પૈસા પડાવે છે. એવી સ્થિતિમાં આ પ્રકારની જમીન પોતાના

કબજામાં કયાં સુધી રહેશે એની એમના મનમાં સતત દહેશત રહે છે. કેટલાક આદિવાસી વિસ્તારોમાં આજ સુધી જમીનની મોજણી થઈ ન હોવાને કારણે આદિવાસીઓને પોતાની પાસે જમીન કેટલી છે તેનો પણ ખ્યાલ નથી. એમના હક્કો દર્શાવતાં પહાણીપત્રકો પણ તૈયાર થયાં નથી. આદિવાસીઓ ભારપૂર્વક કહે છે કે, જ્યાં સુધી જમીન પરના એમના હક્કો સ્થાપિત નહીં થાય ત્યાં સુધી જમીનસુધારવામાં એમને રસ નહીં પડે. એવો ભય પણ વ્યકત થયો છે કે, માર્ગવ્યવહાર ખૂલવાથી બહારનાં તત્ત્વો એમને ત્યાં પ્રવેશી ધીમે ધીમે એમની જમીનો પચાવી લેશે. આ સ્થિતિમાં પોતાની આસપાસ થતા ઝડપી ફેરફારોથી એ લોકો વિમાસણમાં મુકાઈ ગયા છે, અને પોતાના ભાવિ વિષે ચિંતાતુર થયા છે.

આ બધું ધ્યાનમાં રાખી સમિતિએ નીચેની ભલામણો કરી છે:

૧. રાજ્યોએ તાકીદે જમીનની મોજણી હાથ ધરી શોધી કાઢવું કે આદિવાસી વિસ્તારોમાં ખેડાણલાયક જમીન કેટલી છે, અને આદિવાસીઓ આજે જે જમીન ખેડે છે તેમાંથી કેટલી જમીનો તેમના નામે ચઢાવવામાં નથી આવી.
૨. આ પછીનો પ્રામાણિક અને જોરદાર પ્રયાસ આદિવાસીઓ પરંપરાથી જે જમીન ખેડતા આવ્યા છે તે તેમના નામે ચઢાવી દેવા અંગેનો થવો જોઈએ.
૩. હાલની પરિસ્થિતિને ધ્યાનમાં લઈ જમીનના મોંબદલા અને વેચાણને લગતા કાયદાઓ અને એવાં બીજાં જમીનરક્ષાને લગતાં પગલાંઓની ફેરવિચારણા કરવી.
૪. દરેક આદિવાસી પાસે પોતે ખેડી શકે એવી ઓછામાં ઓછી અઢી એકર પિયત અથવા પાંચ એકર સૂકી જમીન હોવી જોઈએ; અને આદિવાસીને ખેતી પર સ્થિર કરવા માટેની વસાહતોમાં કે એવી બીજી કોઈ યોજનામાં જમીનનું પ્રમાણ ઓછામાં ઓછું આટલું હોવું જ જોઈએ.

આદિવાસીઓની જમીન પ્રત્યેની મમતા અપાર છે, અને એમનો જમીન સાથેનો સંબંધ ગાઢ છે. એમની જમીન પ્રત્યેની લાગણી માલિકી-હક્ક કરતાં કાંઈક વિશેષ છે. એમની દંતકથાઓમાં પણ નિર્જન અને

કરાળ એવા પહાડી વિસ્તારોમાં પહેલવહેલાં પ્રવેશી ત્યાંના જંગલો સાફ કરનાર એમના પૂર્વજોની શૌર્યગાથાઓના ઉલ્લેખ હોય છે. આ પૂર્વજોનો આત્મા હજુ પણ એ પ્રદેશોમાં ભમે છે, અને એમની પ્રત્યેના આદર-ભાવના ભાગરૂપે આદિવાસીઓ જંગલને ચાહે છે. બાવડાબળથી કરેલી મહેનતનાં ફળ ધરતીમાતા આપે છે, અને જ્યારે ત્યાંથી ખૂટે છે ત્યારે જંગલની કુદરતી પેદાશ મળી રહે છે. આ જંગલ અને જમીન એમનાં સાહસ, પ્રેમ, શિકાર અને યુદ્ધના મંડાણની પાર્શ્વભૂમિકા સમાં બની રહે છે. જમીનથી એમનામાં સલામતીની ભાવના જાગે છે, અને તેઓ ભયમુક્ત બને છે. એમની જમીન એમની જ રહેશે એવી પ્રતીતિ એમને સાચી હૈયાધારણ આપશે.

અહેવાલના છેડે આપેલા પરિશિષ્ટ નં. ૨માં ૪૩ બહુલક્ષી ઘટકોના આપેલા આંકડાઓ દરેક વિભાગવાર મંજૂર થયેલ બજેટ અને તેમાં થયેલ ખર્ચ બતાવે છે. આ આંકડાઓનો તુલનાત્મક અભ્યાસ કરવાથી જણાય છે કે સૌથી ઓછો ખર્ચ હસ્તઉદ્યોગ (૨૦.૨૦%) અને સહકાર (૨૦.૩૪%) પાછળ થયો છે. જ્યારે આદિવાસી વિસ્તારમાં હાલ જેની તત્કાળ જરૂર નથી એવા સામાજિક શિક્ષણ પાછળ સૌથી વધુ ખર્ચ (૪૮.૭૧%) થયો છે. એ પછી વધારે ખર્ચ ઘટકના મુખ્ય મથક (હેડ-ક્વાર્ટર્સ) પાછળ (૪૭.૩૫%) થયો છે, જે પશુપાલન (૩૫.૪૧%), ખેતી (૩૫.૪૨%) અને સિંચાઈ (૩૩.૫૦%) કરતાં વધારે છે.

ઘટકમાં થતા ખર્ચના આ આંકડાઓ જોતાં જણાય છે કે ખેતીવિકાસ પાછળ પૂરતો ખર્ચ નથી થતો.

(૬) ચલિત ખેતી

ચલિત ખેતી વિષે ઘણાં વર્ષોથી ભારે વિવાદ ચાલી રહ્યો છે. સૌ કબૂલે છે કે ચલિત ખેતી ઘણી મહેનત માગી લેતી અને છતાં નુકસાનકારક પ્રકારની ખેતી છે, અને વસતિ વધારે હોય ત્યાં પાકની ફેરબદલીનો ગાળો ઘટવા સાથે ધીમે ધીમે પાકનું ધોરણ પણ નીચે ઊતરે છે. આવાં સ્થળોએ મહેનતના પ્રમાણમાં વધારે ઊપજ થાય અને જંગલોનો નાશ અટકે એવા પ્રકારોની ખેતી દાખલ કરવી જ જોઈએ.

જોકે તાજેતરમાં કેટલાક નિષ્ણાતોએ ચલિત ખેતી બાબતમાં તદ્દન ભિન્ન એવો અભિપ્રાય પણ આપ્યો છે. દાખલા તરીકે ૧૯૫૩માં ભારત સરકારના ઈન્સ્પેક્ટર જનરલ ઑફ ફૉરેસ્ટ શ્રી એમ. ડી. ચતુર્વેદીએ કહ્યું હતું કે, ચલિત ખેતી અનિવાર્ય અનિષ્ટ છે તેવું કહેવાને બદલે જીવન સાથે વણાયેલી પદ્ધતિ છે એમ કહેવુ વધારે યોગ્ય લેખાશે. નિયોજન પંચના પ્રોગ્રામ એડમિનિસ્ટ્રેટર શ્રી એમ. એસ. શિવરામને ૧૯૫૭ના એપ્રિલમાં 'નેફા'ની મુલાકાત લીધા પછી જણાવ્યું હતું કે, કેટલાક પહાડી વિસ્તારોમાં વિકટ ઢોળાવ પર ધરુવાડિયું તૈયાર કરવાનું મૂળે જ મુશ્કેલ હોય ત્યાં ખોદવાથી કે હળ ફેરવવાથી તળ ઉપરની ફળદ્રુપ જમીન ધોવાઈ જવાનો ભય રહેલો હોય છે. આમ ન થાય એની આદિવાસીઓ કાળજી રાખે છે અને આગ ચાંપી ઘાસ-તણખલાં બાળીને ધરુવાડિયું તૈયાર કરે છે. ચોમાસું બેસતાં પૂર્વે બીજ વાવી દે છે, જેથી બીજ મૂળ પકડી લે એટલે પાછળથી ભારે વરસાદથી જમીન ધોવાઈ જવાનો ભય ન રહે. કેટલાક ભીતરના વિસ્તારો જ્યાં વાહનવ્યવહાર વિકસ્યો નથી, અને અગાસી બનાવવા ( terracing ) માટે પૂરતી જમીન મળી શકે એમ નથી, ત્યાં હાલ તુરત તો એક માત્ર ચલિત ખેતી જ થઈ શકે, અને એવે ઠેકાણે ચલિત ખેતી હેઠળની જમીનની ફળદ્રુપતા વધારવા બધા પ્રયત્નો કરી છૂટવા જોઈએ.

આ વિવાદને ધ્યાનમાં લઈ સમિતિ એવા નિર્ણય પર આવી છે કે, ચલિત પરથી સ્થાયી ખેતી પર જવામાં અમસ્તી ઉતાવળ કરવી નહીં, અને કુનેહભર્યા પ્રચારથી ફેરફાર લાવવા મથવું. ચલિત ખેતીથી થતો બગાડ અટકાવવા અને જમીનની ફળદ્રુપતા સાચવી રાખવા ચલિત ખેતીને વૈજ્ઞાનિક બનાવવાનો પ્રયત્ન કરવો. ચલિત ખેતી ખરાબ છે એવું કહેવાને બદલે ઘટકના અધિકારીઓએ સમજવું જોઈએ કે કેટલાક લોકો માટે ખોરાક મેળવવાનો એ એકમાત્ર રસ્તો છે. એ રીતની સહાનુભૂતિભરી સમજથી અધિકારીઓ અને પ્રજા વચ્ચેનું અંતર ઘટાડી શકાશે.

(૭) જંગલો

સૈકાઓથી જે આદિવાસીઓએ જંગલમાં વસવાટ કર્યો છે અને ભૂતકાળમાં લાકડાં કાપી લાવવાની, જંગલની પેદાશ ઉપયોગમાં લેવાની

અને શિકાર કરવાની નિર્બંધ સ્વતંત્રતા ભોગવી છે તેમની દૃઢ માન્યતા બંધાઈ ગઈ છે કે જંગલ એમનું જ છે કેટલાક પોતાને પશુપતિ કહેવડાવે છે, અને જંગલનાં પશુઓ પર પોતાનુ વિશિષ્ટ આધિપત્ય હોવાનું માને છે. એમની લોકકથાઓમા માનવો અને પશુઓ વચ્ચેના આંતરલગ્નની, પશુઓ સાથે ધાર્મિક સંબધ હોવાની અને સાથે રહ્યા, જમ્યા અને વાતો કર્યાની અનેક વાતો ગૂંથાયેલી છે બધી જ આદિવાસી જાતિઓનું આર્થિક જીવન ખેતી અને જંગલ બંને પર નિર્ભર રહેલુ છે.

આ સ્થિતિમાં જંગલખાતાની કામગીરીને કારણે અને વનસંરક્ષણના કેટલાક કાયદાઓને કારણે અધિકારીઓ અને આદિવાસીઓ વચ્ચે સંઘર્ષ જાગ્યાના બનાવો બન્યા છે આ હકીકત ધ્યાનમાં રાખીને સમિતિએ નીચેની ભલામણો કરી છે:

૧. જંગલનો જ વિસ્તાર હોય તેવાં સ્થળોએ આદિવાસીઓના જમીન ઉપરના હક્કોને પટ્ટાણીપત્રકમા કાયમ કરી દેવા.

૨. સંરક્ષિત જગલોમાંથી ઓછા કીમતી વિસ્તારોને કાઢી નાખી એ જમીન, જમીનવિહોણા આદિવાસીઓને ઓછામા ઓછી પાંચ એકર સૂકી અથવા અઢી એકર પિયતની જમીન મળે એ ધોરણે વહેંચી આપવી.

૩. તળાવ અથવા બીજી કોઈ સિચાઈ યોજના હોય ત્યાં આદિવાસીઓની જમીનને સિચાઈના લાભો બનતી ત્વરાએ આપવા જોઈએ.

૪. જંગલખાતાના સપર્કમાં રહી જગલ સહકારી મંડળીઓ સ્થાપવા બાબત સ્થાનિક લોકોને ઉત્તેજન આપે એ માટે દરેક વિકાસ ઘટકમાં એક જંગલવિસ્તરણ અધિકારીની નિમણૂક કરવી જોઈએ.

૫ પ્રોજેક્ટ ઑફિસરની અનુમતિથી ઘર બાંધવા માટે લાકડુ લેવાની છૂટ આપવી જોઈએ

૬ કુટિરઉદ્યોગોને ઉત્તેજન આપવા લાકડું અને વાંસ લેવાની છૂટ આપવી જોઈએ

૭. હાલની પરમિટપ્રથા રદ કરવી અથવા તો જગલખાતા વતી વિસ્તરણ અધિકારીઓ પોતે નિર્ણય લઈ શકે એ રીતે પ્રથામાં સુધારા કરવા.

૮. જંગલ વિસ્તારોમાથી ઘાસ કાપવા કે પથ્થરો વીણવા અથવા ખોરાક માટે મહુડાનાં ફૂલો એકઠાં કરવાં કે તેલ માટે તેલી બિયા એકઠાં કરવા પરના પ્રતિબંધો ઉઠાવી લેવા.

૯ તીર કામઠાં અને ભાલા તેમ જ છટકા વાપરવાની છૂટનો વધુ મુક્તપણે લાભ લઈ શકે તે માટે શિકારના નિયમો સુધારવા. તે સાથે જગલ અને જગલી પશુઓની જાળવણીનુ મૂલ્ય સમજાવવા શૈક્ષણિક પ્રચારઝુંબેશ ચાલુ રાખવી

૧૦ જગલી જનાવરો સામે પાકનું રક્ષણ કરવા માટે આદિવાસીઓને છૂટ આપવી

૧૧ જગલના અધિકારીઓ અને આદિવાસી પ્રજા વચ્ચે પરસ્પર વિશ્વાસ અને પ્રેમ જળવાય તો જ જંગલનું સરક્ષણ સાચેસાચ અસરકારક બની શકે આ માટે નાહકની જોરજુલમી કે ઉશ્કેરણી અટકાવવી અને પ્રતિબધો દૂર કરવા.

૧૨. આદિવાસીઓનું દૃષ્ટિબિંદુ સમજી શકાય અને એમના પ્રત્યે સહાનુભૂતિ જાગે એ માટે તમામ કક્ષાના જગલ અધિકારીઓને ઓપ તાલીમ આપવી આ માટેના વ્યાખ્યાનો ફૉરેસ્ટ રિસર્ચ ઇંન્સ્ટિટયૂટમા યોજી શકાય

જગલને લગતા વહીવટી પ્રશ્નો, જગલની આવકમા આદિવાસીઓનો હિસ્સો, જગલ સહકારી મડળીઓ અને જગલની કેટલીક પેદાશો પર આદિવાસીઓના હક્કોની દૃષ્ટિએ પણ સમિતિએ નીચે જણાવ્યા મુજબની કેટલીક ભલામણો કરી છે.

૧ જગલમાં વસતા આદિવાસીઓના હિતોને ખ્યાલમા રાખીને અને જમીનનુ ધોવાણ અટકાવવાની દૃષ્ટિએ જગલોનો વહીવટ થવો જોઈએ

૨ (અ) જગલ વિસ્તારોમા રોજીના દરો નક્કી કરી દેવા જોઈએ, પછી તે જગલખાતા તરફથી અપાતા હોય કે ખાનગી કૉન્ટ્રાક્ટરો તરફથી આ દરો એ વિસ્તારમા અન્ય રોજીના દરોના ધોરણે નક્કી થવા જોઈએ. જગલમજૂરીને માટે ન્યૂનતમ વેતન ધારો ઘડવો અત્યંત જરૂરી છે

અને તે ગાડામાં ભરી લઈ જવાનું જ કામ કરવું જોઈએ. લાકડું વેચવાનું કામ જંગલખાતાએ હરાજી બોલાવી કરવું, તથા થયેલું ઉત્પન્ન બધું જંગલ મંડળીઓને આપી દેવું. જંગલની નાની પેદાશો એકઠી કરવા માટે પણ સહકારી મંડળીઓ રચવી જોઈએ.

૭. જંગલની પેદાશ સ્થાનિક જરૂરિયાત કરતાં વધુ હોય ત્યારે નજીકના વિસ્તારના લોકોને તે બજારભાવ કરતાં અર્ધી કિંમતે આપવી જોઈએ, અને એમ આપતાં જેટલી વધે તેટલી પછી બજારભાવે વેચવી જોઈએ.

આ બધા ઉપરાંત સૌથી મોટો ફેરફાર તો એ કરવો જરૂરી છે કે, જંગલખાતાના નિયમોમાં આવશ્યક પરિવર્તન કરી એ ખાતા અને આદિવાસી પ્રજા વચ્ચે ઊભી થયેલી દુશ્મનાવટને મિટાવવી જોઈએ, અને જંગલખાતું જંગલવિકાસના એટલે કે આદિવાસી પ્રજાના વિકાસ માટેનું જ ખાતું છે એવો સદભાવ ઊભો કરવો જોઈએ. જંગલખાતાના અધિકારીઓએ આ માટે આદિવાસી સંસ્કૃતિનો તથા આદિવાસી જીવનપદ્ધતિનો બરાબર અભ્યાસ કરી એમને વિષેની ઊંડી સમજ કેળવવી જોઈએ. આ ફેરફાર થશે તો જ જંગલોનું સાચું રક્ષણ થશે.

(૮) પશુપાલન

ભારત જેવા ખેતીપ્રધાન દેશમાં પશુપાલન મહત્ત્વનો ભાગ ભજવે છે, પણ ડુંગરો અને જંગલોમાં વસતા આદિવાસીઓ માટે પશુઉછેર રોજબરોજના જીવન સાથે સંકળાયેલી બાબત છે. આદિવાસીઓ દૂધ, ખેતી તથા ગાડાં માટે દુધાળાં અને ખેતીઉપયોગી પ્રાણીઓ પાળે છે અને ખાવાના કામમાં આવે એ માટે ડુક્કર, બકરાં, ઘેટાં, મરઘાં-બતકાં વગેરે ઉછેરે છે.

આવાં બધાં પ્રાણીઓને આદિવાસીઓ પોતાના ઘરના વાડામાં રાખે છે. ઘણી વાર તો ઘરની અંદર જ રાખે છે. ઢોર રાખવાની જગાઓ બહુ જ ગંદી હોય છે, એટલું જ નહીં પણ આદિવાસીઓ ઢોર પાસે વધારે પડતું કામ લે છે, અને કેટલીક વાર ઘાતકી રીતે વર્તે છે. પૂરેપૂરો

ઘાસ દાણો આપી શકતા નથી અને ઉનાળામાં તો ઘાસ પાણીની અછતને કારણે ઘણાં ઢોર મરી જાય છે.

સમિતિએ ભલામણ કરી છે કે આદિવાસીઓ ઢોરને સારી રીતે રાખે, પૂરતો ઘાસ-દાણો આપે અને પશુઓ પ્રત્યે નિર્દયી વર્તાવ ન રાખે એવા વિચારોનો પ્રચાર કરવા વિસ્તરણ અધિકારીઓને ખાસ સૂચના આપવી. પશુચિકિત્સાની સગવડો ભીતરના વિસ્તારોમા પહોચાડવાનો આગ્રહ સમિતિએ રાખ્યો છે

તળાવ, નાળા અને નદીઓમાંથી આદિવાસીઓ માછલી પકડે છે અને સૂકવીને સગ્રહ કરી રાખે છે. ખાવા ઉપરાંત માછલીઓ વેચે છે પણ ખરા આ માટે વેચાણની સગવડો વધારવા સમિતિએ ભલામણ કરી છે

ઠડા અને પહાડી વિસ્તારોમાં આદિવાસીઓ ઘેટા ઉછેરે છે. ઊન ઉતારીને ઘરમાં જ ઊન કાતે અને વણે અને એ રીતે તૈયાર કરેલું કાપડ વેચી શકે એવુ પ્રોત્સાહન પણ તેમને આપવુ જોઈએ

પશુપાલન બાબત સમતિએ કરેલી ભલામણો ટૂંકમા નીચે પ્રમાણે છે:

૧. દુધાળાં અને ખેતીઉપયોગી પશુઓના ઉછેરની સ્થિતિ સુધારવા દૃશ્ય અને શ્રાવ્ય સાધનો, પ્રદર્શનો અને પ્રચાર દ્વારા આદિવાસી ઓને પશુસવર્ધન માટે જાગ્રત કરવા

૨. ઘટકના વિસ્તારોમા પશુચિકિત્સાલય ખોલી તેમા દવાઓ,ઓજારો અને તબીબી સેવકોની સગવડ રાખવી અને આ કામ માટે જરૂરી કર્મચારીઓ બને ત્યા સુધી આદિવાસીઓમાંથી જ રોકવા

૩. પશુપાલન અંગે વૈજ્ઞાનિક તાલીમ આપવાની સગવડો વધારવી. આદિવાસી બાળકો તથા લોકો આ તાલીમ લે તે માટે શાળાકોલેજો-મા જરૂરી વ્યવસ્થા ગોઠવવી.

૪. ઢોરમાં ફેલાતા રોગોનો સામનો કરવા માટે તથા બળદોને ખસી કરવા માટે વપરાતી સૈકાજૂની પદ્ધતિઓને બદલે નવી પદ્ધતિ-ઓ વપરાય તે માટે યોગ્ય વાતાવરણ ઊભું કરવુ અને શૈક્ષણિક પ્રચાર કરવો.

૫. સહકારી મંડળીઓ દ્વારા દૂધ અને દૂધની બનાવટો, માછલી, ઈંડાં વગેરે વેચવાની સગવડો ઊભી કરવી અને મૂડીની પણ થોડી સગવડ આપવી.

(૯) વાહનવ્યવહાર

આદિવાસી વિસ્તારોમાં રસ્તાઓ ત્રણ રીતે ઉપયોગી છે:

૧. ખેતી તથા જંગલની પેદાશ બહાર લઈ જવા માટે;
૨. રેલ આવે કે રોગચાળો ફેલાય ત્યારે જરૂરી મદદ પહોંચાડી શકાય તે માટે; અને
૩. વ્યક્તિગત સંપર્ક માટે.

આ ત્રણ ઉપયોગો ધ્યાનમાં લઈ સમિતિએ નીચેની ભલામણો કરી છે:

૧. ઘટકના મધ્ય ભાગમાં ઘટકનું વડું મથક રાખવું, અને વડા મથકને જોડતા અને બારે માસ ઉપયોગી થઈ શકે એવા રસ્તાઓ બાંધવા. પ્રથમ વર્ગના એકથી બે મુખ્ય રસ્તાઓ ઘટકના સમગ્ર વિસ્તારને આવરી લેતા હોવા જોઈએ.
૨. રસ્તાઓ ઉપર આવતા પુલો, નાળાં વગેરે સૌ પ્રથમ બંધાઈ જવાં જોઈએ. આમાંના કેટલાક રસ્તાઓ શરૂઆતમાં કાચા રસ્તા તરીકે જ તૈયાર થશે, પરંતુ તેમને ક્રમેક્રમે પાકા કરવાની વ્યવસ્થિત યોજના હોવી જોઈએ.
૩. સપાટ પ્રદેશને ડુંગરાળ પ્રદેશ સાથે જોડતા રસ્તાઓ બાંધ્યા પછી દૂરનાં ગામડાંઓને એકબીજા સાથે જોડતા રસ્તાઓ બાંધવા.
૪. રસ્તાઓની ખીલવણી, જાળવણી અને દુરસ્તી માટે નાણાંકીય જોગવાઈ કરવી. રસ્તાઓ જાળવવાનું આદિવાસીઓ ઉપર નહીં છોડી શકાય કેમકે એક તો, એમની પાસે જરૂરી પૈસા કે સાધન ન હોય અને બીજું, જે રસ્તા એમને ખાસ ઉપયોગી નહીં હોય તેની જાળવણીમાં એમને રસ પણ ન પડે.
૫. રસ્તા બાંધવા કે સમારવાનું કામ આદિવાસીઓને મળે એ માટે વિસ્તરણ અધિકારીઓએ મજૂરમંડળીઓ રચવા ખાસ કાળજી લેવી.

૯. કેન્દ્ર તથા રાજ્યના જાહેર બાંધકામખાતાની, લોકલ બોર્ડ અને જંગલખાતાની સાધનસંપત્તિનો પૂરો ઉપયોગ રસ્તાઓનાં આયોજન, બાંધકામ અને સંભાળ પાછળ થવો જોઈએ. રસ્તાઓ માટે પાંચ નહીં પણ દશ વર્ષની યોજનાઓ ઘડવી.

માર્ગવ્યવહારના ભયસ્થાન વિષે પણ સમિતિએ નિર્દેશ કર્યો છે. આદિવાસી વિસ્તારોમાં રસ્તાઓ આશીર્વાદરૂપ બને તે સાથે શાપરૂપ પણ બને છે. કેટલેક ઠેકાણે રુશવત અને શોષણને રસ્તાઓ થવાથી મોકળો માર્ગ મળ્યો છે રસ્તે થઈ નવાનવા રોગો, નૈતિક ભ્રષ્ટાચાર અને સસ્કૃતિ-પતન પણ પેઠાં છે; શાહુકાર, વેપારી, દારૂનો પીઠાવાળો, વકીલ વગેરે ડુંગરો અને જંગલોમાં છેક સુધી ઘૂસી શકયા છે, અને પૈસા અંદર લઈ જઈ શકે છે અને અંદરથી બહાર ઘસડી લાવી શકે છે. બહારથી બજારુ કાપડ આવવાથી હાથસાળ ઉદ્યોગનો નાશ થયો છે, અને બહારનો રદ્દી તથા ગમે તેવો હલકો માલ પણ ખપી ગયો છે. આ અટકાવવું મુશ્કેલ છે, તેથી રસ્તાઓ શાંત, સુખી અને સમૃદ્ધ જીવનના પથ બની રહે એ જોવુ જોઈએ.

(૧૦) આરોગ્ય

દેશભરમાંના અન્ય ગ્રામવિસ્તારોમાં છે તેવું આદિવાસી વિસ્તારોમાં પણ આરોગ્યની સભાળને લગતું તંત્ર રહેવાનુ જોકે આદિવાસી વિસ્તારોના ખાસ સંજોગોની દૃષ્ટિએ આ અગેના કાર્યક્રમના અમલમાં ફેર પડવાનો. સ્થાનિક સસ્કારો, રિવાજો, આદતો અને વાતાવરણને અનુલક્ષી આ ફેરફાર થશે દાખલા તરીકે છૂટાંછવાયાં ઝૂંપડાંમાં વસતા આદિવાસીઓને છેક ઘર સુધી તબીબી સારવાર ફરતા વાહનો દ્વારા પહોંચાડવી જોઈએ.

વિસ્તારની મોજણી કરી આરોગ્યને લગતા પ્રશ્નો જાણી લઈ જે રોગો સર્વસામાન્ય હોય તેને સર્વ પ્રથમ દૂર કરવાના પ્રયાસો કરવા જોઈએ.

પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો દ્વારા આદિવાસીઓને એમના ઘર સુધી સારવાર પહોંચાડવી જોઈએ. આવાં કેન્દ્રો કયા રાખવાં તેનો નિર્ણય નીચેના ચાર મુદ્દાઓ ધ્યાનમાં રાખી ઘટક વિકાસ સમિતિએ કરવો:

૧. વધારેમાં વધારે લોકોને સારવાર આપવી,
૨. મોજણી દ્વારા જાણેલા આરોગ્ય અંગેના પ્રશ્નોનો ખ્યાલ રાખવો,

૩. લોકો પણ આ કામમાં જોડાય, અને
૪. કેન્દ્ર સુધી જલદી પહોંચી શકાય.

આવાં કેન્દ્રો માટેનાં મકાનો સાદાં અને ઓછા ખર્ચે તૈયાર થવાં જોઈએ. બાંધકામની સામગ્રી સ્થાનિક હોવી જોઈએ (ઓપરેશન થિયેટર પાકુ ચણતરવાળું જ હોવુ જોઈએ.) ડિઝાઈન સ્થાનિક વાતાવરણને અનુકૂળ હોવી જરૂરી છે પેટા કેન્દ્રો પણ આ ધોરણે જ થવાં જોઈએ.

કેન્દ્રની સેવા પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે રહેશે

૧. સમગ્ર વિસ્તારને આવરી લે એ રીતે તબીબી નારવાર ઊભી કરવી આવા દૂરના સ્થળોએ દાકતરો, નર્સો, કમ્પાઉન્ડરો અને દાયણો આવવા તૈયાર થતા નથી, છતાં આંધ્રમાં કર્યું તેમ આ લોકો આદિવાસી વિસ્તારમાં અમુક સમય કામ કરે તો જ એમને બઢતી મળે, એમનો કાર્યક્ષમતા અંક વધે અને ભારતમાં અથવા પરદેશમાં ઉચ્ચ અભ્યાસ અર્થે જવાને લાયક બને એવી શરત મૂકવી જોઈએ.

   મુખ્ય આરોગ્ય કેન્દ્ર અને ઘટકના વડા મથકથી નજીકના વિસ્તારોમાં જઈ શકે એવાં ફરતાં કેન્દ્રો રાખવાં કાચા રસ્તાઓ પર એમ્બ્યુલન્સ કે મોટાં વાહનો ન જઈ શકે માટે એ ન રાખતાં, જીપ દ્વારા દાક્તરને આસપાસનાં ગામોમાં પહોંચાડી શકાય અથવા ગંભીર સ્થિતિના દર્દીને હૉસ્પિટલમાં લાવી શકાય એવી ગોઠવણ કરવી વધારે સુગમ રહેશે.

૨. ગ્રામ સેવકોના મુખ્ય મથકે એક દવાની પેટી રાખવી આ પેટી ગ્રામસેવક અથવા શિક્ષકને હસ્તક રહે પેટીમાં દવાઓ જેમ જેમ વપરાય તેમ તેમ નવી મૂકતા રહેવી જોઈએ, અને પેટીની બરાબર સભાળ લેવાવી જોઈએ.

૩. જે આદિવાસી સ્ત્રીઓ ઘરે જઈ દાયણ તરીકે પ્રસુતિ કરાવતી હોય. તેને સ્થળ પર જઈ દાકતર અથવા તાલીમ પામેલી દાયણ દ્વારા આ અંગે તાલીમ આપવી બાળકોની સભાળ માટે સગવડ રાખવી. મહિલા મંડળ અને આરોગ્ય સમિતિ દ્વારા આ કામ થવું જોઈએ આમાં કુટુંબનિયોજનનો સમાવેશ કરવો.

૪. શાળાએ જતાં બાળકની તંદુરસ્તી માટે પગલાં લેવાં. બાળકો સારી અને તંદુરસ્ત ટેવો કેળવે અને સ્વચ્છતા શીખે તે જોવું જોઈએ. શાળામાં સફાઈ, બાગકામ વગેરે કામો યોજવાં.
૫. મેલેરિયા, શીતળા, રક્તપિત્ત જેવા ચેપી રોગોને ફેલાતા અટકાવવા પગલાં લેવાં.
૬. કેટલેક સ્થળે આદિવાસીઓને પીવાનું પાણી મેળવવા ત્રણ ચાર માઈલ સુધી જવું પડે છે. આવાં સ્થળોએ પીવાના પાણીના કૂવાઓ કરવાની જોગવાઈ કરવી.
૭. આરોગ્ય શિક્ષણ સાથે સંકળાયેલા સૌ કોઈને લોકોના પરંપરાગત સંસ્કારો, મૂલ્યો, રિવાજો, નિષેધો વગેરેનો ખ્યાલ હોવો જોઈએ, અને એ ધ્યાનમાં લઈને આરોગ્યને લગતું શિક્ષણ આપવું જોઈએ. ઘણી વાર સ્થાનિક ભૂવાઓની હાજરી અંતરાયરૂપ બની રહે ત્યારે લોકશ્રદ્ધા સમજીને કામ લેવું. સ્થાનિક ઔષધિઓ પણ ઘણી ઉપયોગી હોય છે. આવી ઔષધિઓ કામયાબ લાગે તો એના વપરાશ માટે ઉત્તેજન આપવું. લોકોને એમની ભાષામા સમજાવવામાં આવે તો આરોગ્ય અંગેના નવા વિચારો અને ઈલાજો વિષેની સમજણ સરળ થઈ પડશે.
૮. આરોગ્યને લગતા સ્થાનિક પ્રશ્નો જાણવા આરોગ્ય ખાતા તરફથી મોજણી થાય, અને એ મોજણીના આધારે એકત્ર થયેલા આંકડા પરથી તબીબી અધિકારીઓ આરોગ્યને લગતી યોજનાઓ ઘડે.

કેટલાક ઘટકોએ ખર્ચેલી રકમો પરથી સમિતિને લાગ્યું છે કે આરોગ્ય અને સ્વચ્છતાની દિશામાં ઘટકોએ ઘણું સારું કામ કર્યું છે, છતાં હજુ ઘણું કરવાનું બાકી છે.

**(૧૧) શિક્ષણ**

આદિવાસી વિસ્તારોના શિક્ષણને લગતા પ્રશ્નો બીજા ગ્રામ વિસ્તારો કરતાં ખાસ કાંઈ જુદા નથી. આદિવાસી વિસ્તારોમાં શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઈએ, તેમના પોતાના વાતાવરણમાં જ આદિવાસી વિદ્યાર્થીઓને રાખવાનું મહત્ત્વ શું છે, પ્રાથમિક કક્ષાએ શિક્ષણનું માધ્યમ આદિવાસીઓની ભાષામાં રાખવાની જરૂરિયાત વિષે, અને શિક્ષકોની

પસંદગી અને તાલીમ આપવાના પ્રશ્ન બાબત રેણુકા રે સમિતિએ સંખ્યાબંધ મહત્ત્વની ભલામણો કરી છે તે સાથે એલ્વિન સમિતિ સંમત થાય છે અને એનું અનુમોદન કરે છે.

એલ્વિન સમિતિના મતે આદિવાસી વિસ્તારોમાં શિક્ષણની બે બાજુઓ છે. એક, એવા પ્રકારનું શિક્ષણ યોજવું કે જેથી એમનામાંથી જ યુવક-યુવતીઓ તૈયાર થઈ, એમના વિસ્તારોમાં કામ કરે અથવા ધારાસભા કે પાર્લમેન્ટમાં ચૂંટાઈને જાય, એમનામાંથી જ વહીવટકારો, દાક્તરો, એંજિનિયરો, ખેતીવિશારદો, શિક્ષકો વગેરે થાય અને હાલ પોતાના વિસ્તારમાં કામ કરતા બહારના માણસોને સ્થાને જવાબદારી ઉપાડી લે. બીજું, હજુ પણ વર્ષો સુધી આદિવાસીઓનું જીવન ડુંગરો, ખેતી અને જંગલો સાથે સંકળાયેલું રહેવાનું છે. માટે શિક્ષણ અત્યંત સરળ અને વ્યવહારલક્ષી હોવું જોઈએ. આદિવાસીઓનું શહેર તરફ જવાનું વલણ રોકવા માટે તેમનામાં ગામ પ્રત્યે સાચી મમતા જગાવવી જરૂરી બને છે.

શાળાનાં મકાનો બાબત મકાનોની બાંધણી સાદી રાખવા અને બાંધકામની સામગ્રી સ્થાનિક રાખવા ભલામણ કરી છે. બાળકોને ઘરમાં મળે છે તે કરતાં શાળામાં જુદી સગવડો આપી એશઆરામી ન બનાવવાં.

આદિવાસી વિસ્તારની ભાષાથી માહિતગાર હોય એવા શિક્ષકો જોઈતી સંખ્યામાં ન મળે, નીચલાં ધોરણો માટે આદિવાસી ભાષામાં લખાયેલાં અને ઉપલાં ધોરણો માટે આદિવાસી જરૂરિયાતોના સંદર્ભમાં રચાયેલાં પાઠ્યપુસ્તકો તૈયાર ન થાય ત્યાં સુધી ફરજિયાત કેળવણી દાખલ કરવાની ઉતાવળ ન કરવી.

શાળાનું સમયપત્રક સ્થાનિક સંજોગો અને તહેવારોને ધ્યાનમાં રાખી ઘડવું જોઈએ. ઘોટુલ જેવી સંસ્થાઓ કે જ્યાં નૃત્ય, ગીત, હુન્નર વગેરે જેવી કળાઓ શીખવાય છે ત્યાં આવી વિશિષ્ટ સંસ્થાઓને નીતિ-મત્તાના ખોટા ખ્યાલોથી તોડી પાડવા પ્રયાસ ન કરવો એવી હિમાયત પણ સમિતિએ કરી છે.

બસ્તાર અને નેફામાં દાખલ કરવામાં આવી છે તે નમૂનાની બુનિયાદી તાલીમ ખાસ અભ્યાસક્રમ સાથે દાખલ કરવી એવું જણાવી

## (૧૨) આદિવાસી વિસ્તારમાં સામાજિક શિક્ષણ

બિનઆદિવાસી વિસ્તારોમાં જે ઢબનું સામાજિક શિક્ષણ આપવામાં આવે છે તે આદિવાસી વિસ્તારોને લાગુ ન પાડતાં એમાં સુધારાવધારા કરી દાખલ કરવું જોઈએ. આદિવાસીઓ સમૂહજીવન જીવવાને નાનપણથી ટેવાયેલા હોય છે દાખલા તરીકે ઘોટુલ જેવી સંસ્થાઓ જ્યાં મૂળ સ્વરૂપે કામ કરે છે ત્યાં યુવાનોને આદિવાસી સમાજમાં એમની શી ભૂમિકા છે તેનો ખ્યાલ આપીને સમાજના પ્રણાલિગત રીતરિવાજો, આચારવિચાર, સસ્કાર, દેવ દેવીઓ, મૂલ્યો વગેરેથી વાકેફ કરવામાં આવે છે સામાજિક શિક્ષણ એ સમાજજીવનને લગતું શિક્ષણ છે એમ માનીએ તો આદિવાસી વિસ્તારમાં આ પ્રકારનું શિક્ષણ, પહેલું તો, આદિવાસી લોકસંસ્કૃતિને અનુરૂપ બનાવવું જોઈએ. બીજું, આદિવાસી સમાજમાં જે રીતે સમાજીકરણની પ્રક્રિયા કુટુંબ અને સમૂહ દ્વારા શરૂ થાય છે તેને પણ ધ્યાનમાં લેવી જોઈએ.

આથી સમાજશિક્ષણને લગતા કાર્યકરે આદિવાસી વિસ્તારની બોલીથી વાકેફ થવું જોઈએ, અને આદિવાસી સમાજ અને સંસ્કૃતિને સમજીને સમાજશિક્ષણનો કાર્યક્રમ અમલમાં મૂકવા પ્રયાસ કરવો જોઈએ.

પ્રૌઢશિક્ષણ આદિવાસીઓને તેમની ભાષામાં જ આપવું એવી સમિતિની સ્પષ્ટ ભલામણ છે, અને પુસ્તકોમાં સ્થાનિક બોલી વાપરવી એવું સૂચન છે આદિવાસીઓમાં ભાષા પ્રત્યે પ્રેમ જાગે, થોડુંઘણું વાંચતાં લખતાં શીખે પછી જ પુસ્તકાલયો અને વાંચનાલયો દાખલ કરવાં એવી તેણે ભલામણ કરી છે. લેખિત શબ્દો કરતાં દૃશ્ય શ્રાવ્ય સાધનોનો કાળજીપૂર્વક ઉપયોગ કરવાથી સમાજશિક્ષણનો કાર્યક્રમ સારી રીતે અમલમાં મૂકી શકાશે એમ સમિતિને લાગે છે.

સમિતિની ભલામણ છે કે, સમાજશિક્ષણ સંગઠકની જગા વર્ગ ત્રણમાંથી વર્ગ બેમાં મૂકવી અને તેમનો હોદ્દો 'સાંસ્કૃતિક અધિકારી'નો ગણવો. આદિવાસી વિસ્તારની પ્રવર્તમાન પરિસ્થિતિને અનુલક્ષી સાંસ્કૃતિક વિકાસ અને સામાજિક પરિવર્તનનો કાર્યક્રમ ઘડી શકાય અને અમલમાં મૂકી શકાય એ માટે ઉચ્ચ શૈક્ષણિક લાયકાત ધરાવતો, વધારે વાંચનવાળો અને જેનામાં મૌલિક દૃષ્ટિ હોય એવો માણસ 'સાંસ્કૃતિક અધિકારી' તરીકે નીમવો.

સાસ્કૃતિક અધિકારીની નજર નીચે રહી કળાકાર અને ફોટોગ્રાફર પાઠયપુસ્તકો ચિત્રમય બનાવવાનું કામ કર, શાળા માટે નકશા, આકૃતિઓ, પોસ્ટરો, ફોટોગ્રાફ્સ વગેર તૈયાર કર

છેવટે સમાજશિક્ષણ એ વિકાસ કામમા જોડાયેલા તમામ કાર્યકરોની જવાબદારી છે એક પણ પગલુ ખોટુ ભર્યું તો આદિવાસીઓના વિકાસમા ખામી રહેશે એ ચોક્કસ

## (૧૩) સ્ત્રીઓ માટેનો કાર્યક્રમ

મોટા ભાગના આદિવાસી સમાજોમાં સ્ત્રીનો દરજ્જો ઊંચો અને માનભર્યો હોય છે તે છૂટથી ગામમા ફર છે ખેતર અન જગલમા પોતાના પતિની સાથે ખભેખભા મિલાવી કામ કર છે પુખ્ત ઉંમરની થાય ત્યાર પરણે છે લગ્નસસાર બરાબર ન ચાલે ત્યાર હકથી છૂટાછે। લઈ શકે છે અને વિધવા થાય તો ફરી પરણી શકે છે દિલ અને દિમાગથી સ્વતત્ર રહેવાને કારણે બોલવાચાલવામા છૂટી હોય છે આમ છતા સમૂહવિકાસને લગતા સ્ત્રીઓના કાર્યક્રમો આદિવાસી સ્ત્રીઓમાં બહુ આવકાર નથી પામ્યા આ માટે બે કારણો જવાબદાર છે

પહેલું તો આ લોકોનું જીવન ડુગરાળ પ્રદેશોમાં અને જગલોમા રહેતા હોવાને કારણે કઠણ બની ગયુ છે પ્રસૂતિ માટની અને પૂરતા ખોરાકની સગવડો ન હોય તેવા સંજોગોમાં આદિવાસી માતાએ પોતાના બાળકની સંભાળ લેવાની હોય છે આદિવાસી કન્યાઓ આમ તો મજબૂત દેખાય છે, પણ પૂરતા પોષણ વગર સખત મહેનત કરવાને કારણે જલદીથી ઉંમર વગાવી જાય છે અને અશક્ત લાગવા માડે છે આવી પરિસ્થિતિમાં સીવણ-ગૂથણ, ભરતકામ અને ભજન પર ભાર મૂકતો મહિલા સમાજનો બધી જગાએ અપનાવાયેલો એનો એ જ કાર્યક્રમ અહીં શી રીતે ચાલે? અહીંના સંજોગોમા આર્થિક અને આરોગ્યને લગતા કાયક્રમો પર વધારે ધ્યાન આપવું જોઈએ વળી આદિવાસી પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ખેતરમા અને જગલમાં સાથે કામ કરતા હોય, સાથે આરામ કરતાં હો। અને સાથે જ નાચ-ગાન કરતા હોય છે તો પછી સામૂહિક વિકાસના આયોજનમાં સ્ત્રીઓ માટે અલગ કાર્યક્રમ રાખવાની જરૂર

ખરી? આ દૃષ્ટિએ સ્ત્રીઓને ઘર ચોખ્ખું રાખવામાં, સારી રીતે પૌષ્ટિક ખોરાક રાંધવામાં, બાળજન્મ વખતે અને પછી તંદુરસ્તી જાળવવા અમુક સાદા નિયમો શીખવવામાં જ ગ્રામ સેવિકાઓએ અને મુખ્ય સેવિકાઓએ ધ્યાન આપવું જોઈએ

બીજું, ગુણસંપન્ન અને તાલીમબદ્ધ ગ્રામસેવિકાઓનો અભાવ પણ મહિલા કાર્યક્રમની નિષ્ફળતા માટે જવાબદાર છે બહારથી આવતી આ સેવિકાઓને સરકારની નીતિની પૂરી જાણ નથી હોતી, અને સમાજસુધારક હોય એ રીતે તેઓ કામ કરે છે વાસણો, બ્રેસિયર જેવાં નવાં વસ્ત્રો તે દાખલ કરે છે, છોકરીઓને જુદી ઢબે વાળ ઓળતાં શીખવાડે છે, પાવડર લગાવવા જેવી પ્રસાધનની કુટેવો દાખલ કરે છે, આદિવાસીઓના પોતાના દાગીના બદલાવી બીજા દાગીના પહેરતા શીખવાડે છે, અને ક્યારેક તો દાગીના ન પહેરવા સમજાવે છે આદિવાસીઓમાં પ્લાસ્ટિક ઘુસાડવા માટે આ સેવિકાઓ જ જવાબદાર છે

આ મુશ્કેલી યોગ્ય પસંદગી અને તાલીમ દ્વારા દૂર થઈ શકે કાં તો આદિવાસી સ્ત્રીઓને પસંદ કરી ગ્રામસેવિકા બનવાની તાલીમ આપવી, અથવા તો બુદ્ધિશાળી અને ચમેર એવી બિનઆદિવાસી સ્ત્રીઓમાંથી પસંદગી કરી એમને આદિવાસી જીવન અને સંસ્કૃતિ વિષેની પૂરતી તાલીમ આપવી પચમઢી ખાતે યોજાયેલા પરિસંવાદ દરમ્યાન થયેલી ભલામણોનું એલ્વિન સમિતિ સમર્થન કરે છે આ ભલામણ અનુસાર ગ્રામસેવિકાના કામનો બોજ ઘટાડવો જોઈએ, અને માત્ર ત્રણથી ચાર માઈલની આસપાસના વિસ્તારને આવરી લેતું એક કેન્દ્ર દરેકને સોંપવું જોઈએ ઉપરાંત એમને માટે રહેવાની યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ ગ્રામસેવિકાઓએ સ્ત્રીઓને એમના ઘરના કામકાજોમાં મદદ કરવી જોઈએ, અને પ્રોજેક્ટ અધિકારીએ ઉદ્યોગ ખાતાની મદદથી યોજનાઓ ઘડી એવા હુન્નરોને દાખલ કરવા જોઈએ અને ઉત્તેજન આપવું જોઈએ કે જેથી વધારાની આવક મળી રહે

બાળઉછેરની અને કુટુંબકલ્યાણની નવી પદ્ધતિઓ વિચારીને દાખલ કરવી બાલવાડીથી બાળકોને એકત્ર લાવવામાં અને ચોખ્ખાઈના અને સમૂહજીવનના પાઠો શીખવાડવામાં ફાયદો જણાય છે જ્યાં

આગમશાળાઓ ઉપયોગી નીવડી છે ત્યા પ્રાથમિક ધોરણોમાં છોકરીઓને દાખલ કરવા સમજાવવી અને એમનામાથી આગેવાની લઈ શકે એવી છોકરીઓને ગ્રામસેવિકાની તાલીમ માટે ભરતી કરવી આવી છોકરીઓ પસદ કરવાનું કામ મુખ્ય સેવિકા, ઘટકના વરિષ્ઠ અધિકારીઓ અને કલેક્ટર કરવાનું રહેશે દરેક તબક્કે પદ્ધતિસર તાલીમ લઈ પોતાના ઘરમા અને સમાજમા સુખી રહે અને ઉપયોગી થઈ શકે એ માટે લાબા ગાળાનો કાર્યક્રમ વિચારવો જોઈએ

અંતે સમિતિનું સૂચન એવું છે કે મહિલા કાર્યક્રમને નવેસરથી વિચારવો અને ઘડવો મુખ્ય સેવિકાઓ અને ગ્રામસેવિકાઓ નવા નવા ફેરફારો અજમાવી જુએ, અને પરિણામે આદિવાસી જીવનને અનુકૂળ પ્રવૃત્તિઓ જ હાથ ધરવાનું નક્કી કર પ્રસૂતિ, બાળઉછેર અને સ્વચ્છ અને સુખી ઘર જેવા મહત્ત્વના પ્રશ્ન પર પહેલુ ધ્યાન આપવું, અને ઓછા અગત્યના કાર્યક્રમો કાઢી નાંખવા કે મુલતવી રાખવા

**(૧૪) ગ્રામોદ્યોગ અને કળા**

ગ્રામોદ્યોગો અને કળાના વિકાસ માટે બજેટમા બે લાખ રૂપિયા જેટલી જોગવાઈ રાખી હોવા છતા તેમના વિકાસની દૃષ્ટિએ બહુ ઓછી પ્રગતિ થઈ છે, જ્યારે કળાના વિકાસની દૃષ્ટિએ તો કઈ જ પ્રગતિ થઈ નથી એમ કહીએ તો ચાલે

નાણાના ખર્ચ ઉપરથી કળાકારીગરીના વિકાસનો સાચો ખ્યાલ ન આવી શકે, કારણ એમા ખોટી રીતે નાણા ખર્ચાયા હોય એવુ પણ બને પણ તેમ છતાં માત્ર ખર્ચની દૃષ્ટિએ વિચારીએ તો પણ મોટા ભાગના ઘટકો બહુ ઓછી રકમ ખર્ચી શક્યા છે બધા ઘટકોના એકદર ખર્ચનો વિચાર કરીએ તો તેમણે ત્રણ વર્ષમા કુલ રકમના ૨૦ ટકા જેટલો ખર્ચ કર્યો હતો

ખરી વાત એ છે કે, આદિવાસી પ્રજા મૂળે સર્જનાત્મક પ્રકૃતિની અને કળાપ્રેમી હોવા છતા સજોગોના દબાણ નીચે તેમની કળાકારીગરીનો નાશ થઈ ગયો છે આમા જગલોના ઉપયોગ અગેના કાયદાઓએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે પરમિટથી લાકડુ કે વાસ તેમને લેવાની છૂટ અપાઈ છે એ સાચુ, પણ પરમિટ મેળવવાની માથાકૂટ એટલી બધી હોય

છે કે સામાન્ય આદિવાસી તેમાં ઊતરવાનું પસંદ કરતો નથી. આ સિવાય જુદા જુદા ધંધાઓ અંગેની તેમની માન્યતાઓએ પણ ગ્રામોદ્યોગોનો વિકાસ રૂંધ્યો છે. દા. ત., આસામને બાદ કરતાં બીજા પ્રદેશોના આદિવાસીઓ વણાટનો ઉદ્યોગ સ્વીકારવા ખુશી હોતા નથી.

ગ્રામોદ્યોગોના વિકાસ માટે બે જાતની તપાસ કરવી જરૂરી છે: એક, અત્યારે કયા ઉદ્યોગો ચાલે છે તે, અને બીજી, એ ઉદ્યોગોનો વિકાસ કેવી રીતે થઈ શકે તથા તેમને આર્થિક રીતે સદ્ધર બનાવવા શું કરવું જોઈએ તે. આવી તપાસ કર્યા વિના ઉદ્યોગો અંગેની ગમે તે યોજનાઓ ચાલુ કરી દેવાથી કે તે અંગેનાં મકાનો ઊભાં કરી દેવાથી તો માત્ર પૈસાનો દુર્વ્યય જ થાય છે. જે ઉદ્યોગો શરૂ કરવાના હોય તેને માટેનો કાચો માલ મળી શકશે કે કેમ તેની પણ ખાતરી કરી લેવી જોઈએ, તથા જે માલ તૈયાર થવાનો હોય તેનું સ્થાનિક બજાર ન હોય તો બહારના બજારમાં તે માલ ટકી શકશે કે કેમ તે પણ વિચારી લેવું જોઈએ. વળી તાલીમ કાર્યક્રમો ગોઠવતી વખતે એ પણ વિચારવું જોઈએ કે, કોઈ એક જ કામ જાણતા કારીગરો એકસામટા તૈયાર ન થઈ જાય. નહિ તો પછી બધાને પૂરતું કામ ન મળતાં નિરાશા ઊભી થશે. વળી જે કામ ભવિષ્યમાં તેઓ કરવાના જ ન હોય એ કામની તેમને તાલીમ આપવાનો પ્રયત્ન પણ નહિ કરવો જોઈએ. દા. ત., કાંતણ, વણાટ કે લુહારીકામ. આદિવાસી પ્રજામાં કળાકારીગરીના વિકાસનો વિચાર કરતી વખતે વેચાણની દૃષ્ટિએ વિચારવાને બદલે તેમના પોતાના ઉપયોગની દૃષ્ટિએ વિચાર કરવામાં આવશે તો વધારે નક્કર પ્રગતિ સાધી શકાશે. વેચાણમાં તેને બીજા માલની હરીફાઈ કરવી પડશે, જે સહેલું નથી. ગૂંચવાડાભર્યાં યંત્રો દાખલ કરતાં અગાઉ પણ ઘણી સાવધાની રાખવી જોઈએ. જે યંત્રના ઉપયોગથી તેઓ પૂરેપૂરા માહિતગાર ન થયા હોય તેવાં યંત્રો દાખલ કરવાથી આપણે તેમને પરાવલંબી બનાવી દઈશું. આદિવાસી કળામાં ફેરફારો કરતી વખતે પણ બહુ કાળજી રાખવાની જરૂર છે. એમ કરવા જતાં તેને બગાડી ન બેસીએ તે જોવું જોઈએ. આસામના વણાટકામમાં આદિવાસી ડિઝાઈનોની જગાએ નવી ડિઝાઈનો દાખલ કરવા જતાં આવું બન્યું છે. આદિવાસી સ્ત્રીઓને ભરતગૂંથણ શીખવવાના પ્રયત્નો ખોટી

દિશાનાં લાગે છે આ શોખ એટલો ખર્ચાળ છે કે જે તેઓ પછી ચાલુ રાખી શકવાનાં નથી. તેમણે બનાવેલી વસ્તુઓનું બજાર ન મળતાં એ કેટલો વખત ચાલી શકશે એ વિચારી લેવા જેવું છે.

ઉદ્યોગોનાં તાલીમકેન્દ્રોમાં શિષ્યવૃત્તિ આપવાને બદલે થયેલા કામને ખ્યાલમાં લઈ વેતન ચૂકવવાની પ્રથા દાખલ કરવા જેવી છે આને લીધે માત્ર શિષ્યવૃત્તિના લોભે જ આવતા માણસો અટકી જશે, અને જેમને ખરેખર ઉદ્યોગ શીખવો છે તેવા લોકો જ જોડાશે તાલીમ પછીની વ્યવસ્થા પણ બરાબર ગોઠવવી જોઈએ. ઉદ્યોગનાં સાધનો, કાચો માલ વગેરે તેમને વખતસર મળી જાય એ જોવું જોઈએ જો તેમ નથી થતું તો પછી પાછળથી તેમનો ઉદ્યોગ ચાલુ કરવાનો ઉત્સાહ મંદ થઈ જાય છે, અને લીધેલી તાલીમ નકામી જાય છે

રેણુકા રે સમિતિએ કારીગરોને મદદ કરવા માટે કરેલી નીચેની સૂચનાઓનું એટ્વિન સમિતિએ સમર્થન કર્યું છે:

૧. સફળ તાલીમાર્થીઓને વ્યક્તિગત રીતે કે તેમની સહકારી મંડળી દ્વારા અનાવર્તક અને આવર્તક બંને ખર્ચ માટે આર્થિક મદદ કરવી જોઈએ.
૨. અનાવર્તક ખર્ચ માટેની રકમ પૂરેપૂરી ગ્રાંટ તરીકે આપવી, જ્યારે આવર્તક ખર્ચ માટેની રકમ હળવી શરતોએ ધિરાણ તરીકે આપવી
૩. આર્થિક મદદ અંગે એવું ધોરણ રાખવું જોઈએ કે તે કામમાંથી થયેલો નફો સહકારી મંડળી પાસે જ રહે તે સરકારને આપી દેવાનો ન હોય.
૪. કાચો માલ મેળવવાની અને તૈયાર માલના વેચાણ અંગેની પાકી વ્યવસ્થા ન હોય એવી કોઈ યોજનાઓ હાથ ન ધરવી.

અંતે, સમિતિ ઉદ્યોગોના વિકાસ કાર્યક્રમમાં તાલીમને બદલે ઉત્પાદન પર વિશેષ ભાર મૂકવાની ભલામણ કરે છે

**(૧૫) ગામડાંમાં ઘરો અને વસાહતો**

ગામડાંમાં ઘરો બાંધવા માટે અઢી લાખ રૂપિયા જેટલી મોટી રકમની જોગવાઈ કરવામાં આવી છે. કેટલાંક રાજ્યોમાં આમાંની સારી એવી

રકમ સેવકોનાં મકાનો બાંધવા પાછળ ખર્ચાઈ છે. બાકીની રકમ આદિવાસી માટેનાં કહેવાનાં નમૂનારૂપ ઘરો બાંધવા પાછળ કે આવાં બંધાયેલાં ઘરોને સુધારવા પાછળ ખર્ચાઈ છે અથવા ખર્ચાશે.

આ 'સ્કીમ'ની જુદા જુદા દૃષ્ટિકોણથી સખત ટીકાઓ કરવામા આવી છે એ સાચુ છે કે આ સ્કીમ હજુ સુધી — અને તે પણ આદિવાસી વિસ્તારોમા — સફળ થઈ છે એવું તો ન જ કહી શકાય. ખાસ કરીને બહારથી મગાવેલા માલસામાનનો વધારે ઉપયોગ થતો હોવા સામે અને એક જ ઘરેડના ઘરો બાધવા સામે ટીકાઓ થાય છે.

આ ટીકાઓ વાજબી છે એમ જણાવી સમિતિ પોતે પણ આંધ્ર પ્રદેશના વિશાખાપટ્ટનમ જિલ્લાના આરાકુ ઘટકની આદિવાસીઓ માટે ઘર બાધવાની યોજનાને સખત શબ્દોમા વખોડી કાઢે છે, અને આ યોજના હેઠળનાં એસ્બેસ્ટોસના છાપરા, સિમેન્ટ કૉંક્રેટની ભોંય અને ચૂના સિમેન્ટના પ્લાસ્ટરની દીવાલવાળા ઘરોથી આદિવાસીઓને છેવટે લાભ થશે કે કેમ એ બાબત શકા દર્શાવે છે અઢી લાખ રૂપિયા ખર્ચી નાંખવામાં આવે તો પણ આવાં ઘરોમાં વસ્તીના માત્ર નાનકડા ભાગને સમાવી શકાશે. બાકીના લોકો આવા નમૂના પ્રમાણે ઘરો બાધી શકવાના નથી, અને વખત જતા આવાં ઘરોમાં રહેનારા અને જૂની ઘરેડનાં ઘરોમાં રહેવાનું પસંદ કરનારાં અથવા જેમને એવા જ ઘરો બાંધી શકવાનું પોસાય એવા લોકો વચ્ચે એક પ્રકારની સામાજિક અને માનસિક દીવાલ ઊભી થઈ જવાની એવો ભય સમિતિને લાગે છે.

કેટલાક ઘટકોમા અમુક પસંદ કરેલા કુટુબોને પૈસા લઈ પતરાં વેચવામાં આવે છે, અને સરકાર પતરાં મંગાવવા પાછળનો વાહનખર્ચ ભોગવે છે. એક ઘટકમા આ ખર્ચ વર્ષે અર્ધા લાખ રૂપિયા જેટલો થયો હતો પતરાંનાં ઘરોમાં ઘટકની કુલ આદિવાસી વસ્તીમાથી કેટલી વસ્તીને વસાવી શકાશે એ પ્રશ્ન તો છે જ. વળી ઉનાળામાં પતરાંવાળાં નાનકડાં ઘર સખત તપી જાય, શિયાળામાં ઠંડાં લાગે અને ચોમાસામાં પતરાં અવાજ કરે એ મુશીબત જુદી. પતરાં કટાઈ જાય ત્યારે છાપરું ચૂવે, અને અંદરથી સમારકામ કરવાની મુશ્કેલી પણ કેટલી બધી; પતરાં રંગવા માટે તો બજેટમાં કોઈ જોગવાઈ નથી હોતી. આથી જ્યાં પતરાંનો ઉપયોગ થાય

ત્યાં લીલો કે એવો બીજો કોઈ યોગ્ય ઑઈલ-પેઈન્ટ પણ આપવો એવું સમિતિનું સૂચન છે.

કેટલાક વિસ્તારો એવા છે કે જ્યાં ઘરની બાંધણી કે બાંધ-કામની સામગ્રી બદલવાની જરા પણ જરૂર નથી. દા ત. આસામના ડબુક-આગા ઘટકમાં ગારો જાતિના લોકો વાંસની બનાવટનાં ૧૦૦ થી ૧૫૦ ફૂટ લાંબાં ઘરો બાંધે છે; અને તે પણ જમીનથી ઠીક ઠીક ઊંચે. આ ઘરમાં ચોખ્ખાઈ અને હવા ઉજાસ પૂરતા પ્રમાણમાં હોય છે. મિકિર જાતિનાં ઘરોની બાંધણી પણ પ્રશંસનીય છે. એવી જ રીતે મધ્યપ્રદેશના અથવા મયૂરભંજના કેટલાક લોકોનાં, આંધ્રના ભગતાઓનાં, ઓરિસ્સાના કોંડેનાં અથવા ઝેડિયાઓનાં ઘરો માટીની જાડી દીવાલોવાળાં અને પાકી બાંધણીનાં હોય છે. એટલું જ નહીં દીવાલ પર સુંદર ચિત્રકામ પણ કરતા હોય છે. સાંથાલ અને સાઓરા જાતિઓનાં ઘરોમાં અજવાળું ઓછું હોવા છતાં મજબૂત અને દેખાવડાં હોય છે

કેટલાક આદિવાસીઓનાં ઘરની વચ્ચે ચૂલો હોય અને ચૂલાની નજીક કે આસપાસમાં તેઓ સૂઈ શકે એવા મોટા કદનાં ઘરો બાંધે છે. કેટલાક, ખાસ કરીને પૂર્વ ભારતમાં, જમીનથી ઊંચે ઘર બાંધે છે. કેટલાક પથ્થર અને માટીની બનેલી અને ચૂનાથી પ્લાસ્ટર કરેલી ભોંયતળ પર ઘર બાંધે છે કેટલીક આદિવાસી જાતિઓ ઘરના કેટલાક ભાગોને ધાર્મિક માહાત્મ્ય આપતી હોય છે. કેટલાંક ઘરોમાં નિયમ એવો હોય છે કે કુટુંબનો વડો ચૂલાની એક બાજુએ બેસે, મહેમાન બીજી બાજુએ અને સ્ત્રીઓ ત્રીજી બાજુએ બેસે. ઘરનો કેટલોક ભાગ દેવસ્થાન તરીકે પણ રાખવામાં આવે છે. સાઓરા જાતિના લોકો દીવાલ પર પવિત્ર ચિત્રો દોરે છે અને આ ચિત્રોને અડવા સામે પણ નિષેધ હોય છે. સિમેન્ટ અને કોંક્રેટનાં નવી ભાતનાં ઘરોમા આવી બધી પ્રણાલિકાઓ જાળવવાનું મુશ્કેલ બને છે.

ઘરમાં વળી વખતોવખત સુધારાવધારા કરવાનું પણ લોકોને ગમે છે. સિમેન્ટની દીવાલોવાળા ઘરમાં આમ કરવું શક્ય નથી હોતું. જે લોકો ખાસ કરીને જમીન પર સૂઈ રહેતા હોય તેમને માટે સિમેન્ટના તળ પર સૂવાનું અનુકૂળ ન પડે આ માટે ખાટલા, ખુરશી, ટેબલ વગેરે વસાવવા માટેનો વધારાનો ખર્ચ કરવો પડે તે જુદુ. દૂરના આદિવાસી

ગામમાં કુટુંબનું કોઈ પણ સભ્ય વાંચીલખી શકતું ન હોય અને જેમનો મોટા ભાગનો દિવસ ઘર બહાર વ્યતીત થતો હોય તેમને માટે તેમની જરૂરિયાતોને જરા પણ સંતોષે નહીં એવું નવીન ઢબનું ઘર બાંધવા પાછળ અઢળક પૈસા ખર્ચવાનો કંઈ અર્થ નથી.

એક જગ્યાએ આવાં નવીન ઢબનાં ઘરો સારા એવા પૈસા ખર્ચીને અને લોકોની ઈચ્છાથી બાંધવામાં આવ્યાં, પણ જ્યારે એ લોકો એમાં રહેવા ગયા ત્યારે ઘર ખૂબ જ નાનાં અને અગવડતાભર્યાં લાગ્યાં. આથી એમણે એ ઘરની પડખે જ પોતાની ઢબનાં બીજાં ઘર બાંધ્યાં, અને ધૂમ ખર્ચે સિમેન્ટના જે નવા ઘરો બંધાયાં તેમને અનાજના કોઠાર તરીકે અને ઢોર બાંધવા માટે વાપર્યાં. 'નવી ઢબનાં ઘરો ડુક્કરને રહેવા લાયક છે, માણસ માટે નહીં' એમ પણ તે કહેતા.

સમિતિને લાગે છે કે આદિવાસીઓને કયા પ્રકારનાં ઘરો ગમે છે તે બાબત આજ સુધીમાં બહુ જ ઓછુ સંશોધન થયું છે. ઘરનું ચોકઠું કેવું હોય, ઘરનો પાયો કેવો હોય, ઘરમાં કેટલાં બારીબારણાં કે ઓરડા હોય, બહુ વરસાદ પડતો હોય તો ઘર જમીનથી અદ્ધર બાંધવું કે કેમ, ઢોર બાંધવાની જગ્યા બહાર રાખવી કે કેમ અને બહાર રાખવી હોય તો કયાં રાખવી એ બધા પ્રશ્નો સંશોધન માગી લે છે; એટલું જ નહીં, ઘરની રચના અને બાંધણી વિષે લોકોને કેળવવાની જરૂર છે અને આ કામ બહુ જ ઓછા ખર્ચે થઈ શકે છે એમ સમિતિનું માનવું છે.

હવે તો સૌ કોઈ સ્વીકારતા થયા છે કે, નવા પ્રકારનાં ઘરો બાંધવા પાછળ મોટી રકમ વેડફી નાંખવી એના કરતાં હાલમાં જે પ્રકારનાં ઘરો છે તેમાં જ સુધારાવધારા કરવા એ વધારે ઈષ્ટ છે. આ દૃષ્ટિએ પહેલાં તો આગ સામે રક્ષણ મેળવી શકાય એ માટે નળિયાંવાળાં છાપરાં બાંધવાં અને જો બેવડ પ્રકારનાં છાપરાં હશે તો હવાને આવવાજવાનો માર્ગ રહેશે અને ચૂલાનો ધુમાડો છાપરેથી બહાર જઈ શકશે. કેટલાક ઘટકોમાં નળિયાં બનાવવાનું કામ હાથ ધરવાથી આદિવાસીઓને રોજી મળી રહે છે.

સ્થાનિક સુથારોએ બનાવેલી બારીઓ હાલની દીવાલોમાં મૂકવી. ઘરનો ચોક લીંપી-ગૂંપીને સ્વચ્છ રાખવા આગ્રહ રાખવો. ગંદા પાણીના નિકાલ માટે સાદીસીધી સગવડ કરવી. માટીની દીવાલો હોય તો તેના

પર પ્લાસ્ટર કરતાં લોકોને શીખવવું અને પછી સફેદ અથવા લાલ માટી ચોપડી ઉપર આકર્ષક ચિતરામણ કરવા કહેવું કે જેથી ઘરની શોભામાં વધારો થાય.

ખરેખર ગરીબ આદિવાસીઓને ઘર અને વસવાટનો લાભ આપવો હોય તો નીચેની પરિસ્થિતિ ધ્યાનમાં લઈ ઘર અને વસવાટની યોજનાને અગ્રિમતા આપવી:

૧. મૂળ ખેતી કરતા આદિવાસીઓને કાયમી ધોરણે સ્થિર કરવા જમીન આપવી હોય;
૨. ભટકતી જાતિઓને એક જગ્યાએ સ્થિર કરવી હોય;
૩. બંધ, કારખાનું અથવા અન્ય વિકાસકામ થતું હોવાને કારણે આદિવાસીઓને પોતાની ધરતી પરથી ઘર અને જમીન છોડવાં પડે એમ હોય.

આવી પરિસ્થિતિમાં આ લોકોને બાંધકામ માટે લાકડું છૂટથી આપવું, લોકોને જાતે જ્યાં ઇચ્છે ત્યાં ઘર બાંધવાની છૂટ આપવી, અને લોકોને પોતે ઇચ્છે ત્યાં ટાઈપ પ્લાન વગર પણ પોતાને ગમતી ઢબનું ઘર બાંધવાની છૂટ આપવી, અને લોકોને આધુનિક પણ જરૂરી સગવડોવાળાં ઘરો બાંધવા કેળવવાં.

સમિતિની ભલામણ છે કે, આદિવાસીઓ પોતાને અનુકૂળ એવાં મનગમતાં ઘરો બાંધે તે માટે લાકડાં જેવો માલસામાન મેળવવામાં જંગલના નિયમો આડે આવતા હોય તો હળવા કરવા અને જરૂર લાગે ત્યાં સાવ રદ કરવા. જંગલખાતાને આવશ્યક લાગે ત્યાં નિયમોના પાલનનો કડક અમલ કરવો.

ઘટકના વડા મથકનાં મકાનો અંગે અને સ્ટાફના માણસોને રહેવાનાં ઘર અંગે સમિતિની ભલામણ એવી છે કે, વડા મથક પાછળ થતો ખૂબ ખર્ચ ઓછો કરવો અને ગામના પ્રવર્તમાન વાતાવરણ અને દેખાવને અનુલક્ષી ઑફિસનાં મકાનો બાંધવાં. આ માટે બને ત્યાં સુધી બાંધકામમાં સ્થાનિક સામગ્રીનો ઉપયોગ કરવો. સ્થાનિક બનતાં હોય તેવાં નળિયાંનો છાપરાં માટે ઉપયોગ કરવો અને સ્થાનિક મળતી સામગ્રીમાંથી દીવાલ

તથા ભોયતળ બાંધવાં રહેવાનાં ઘરો એવા હોય કે આદિવાસીઓ મગવા આવે ત્યારે એમને પારકું ન લાગવું જોઈએ.

આદિવાસીઓને વસાહતમાં વસાવવા વિષે સમિતિને લાગે છે કે, વસાહતોની યોજના કેટલેક સ્થળે જ્યા સફળ થઈ છે ત્યા પણ આવી યોજનાઓ પાછળનો આદિવાસીઓને જમીન પર એકજગ્યે સ્થિર વસાવ વાનો હેતુ બર નથી આવ્યો કેટલાક કિસ્સાઓમા આવી વસાહતો બાંધેલી ખાલી પડી રહી છે અથવા શરૂઆતમાં થોડો વખત રહી લોકો ખાલી કરીને જતા રહ્યા છે કેટલીક વસાહતોમાં ઘરના બાંધકામમા માલસામાન કાચો વાપર્યાથી ઘર પડી ગયાના બનાવો પણ બન્યા છે

વસાહતો નિષ્ફળ જવાના કારણો તપાસતા સમિતિને લાગ્યું કે, (૧) આવી વસાહતોની રચના અથવા બાંધણી આદિવાસીની વિસ્તારોને અનુરૂપ નથી હોતી મૂળે જ, આદિવાસીઓને એકજગ્યે અડોઅડ બાંધેલા ઘરોમા રહેવાનું મોટે ભાગે પસદ નથી હોતુ (૨) વસાહતમાં રહેવા આવનારને જે જમીન ખેડવા માટે આપવામાં આવે તે આમતેમ પથરાયેલી હોય છે અને ઘરો લગોલગ બાંધેલા હોય છે આથી ખેતરની રખવાળી કરવાનું ફાવતુ નથી અને જે જમીન આપવામાં આવે છે તે પરના માલિકી હક્કો ઘણી વાર નક્કી નથી હોતા, એટલે ઘણી વાર આ બાબત લાબા સમય સુધી ઝઘડા ચાલ્યા કરતા હોય છે વળી આ જમીન પર એમનો કાયમનો હક્ક છે એવી ખાતરી પણ એમને નથી હોતી (૩) પોતાના ખેતરમા જ ઘર હોય એટલે ઘર અને જમીન પોતાના એવી ભાવના પ્રવર્તે છે, જ્યારે વસાહતમા અલગ જમીન પર અડોઅડ રહેવાથી તેવી ભાવના આવતી નથી એક સ્થળ છોડી બીજે સ્થળે વસવામાં પણ એને બળજબરી થતી હોય એવુ લાગે છે વસાહતની યોજનામા પોતાની જરૂરિયાતો અને સામાજિક, આર્થિક અને સાસ્કૃતિક લાક્ષણિકતા ઓની ઉપેક્ષા થઈ હોવાનુ પણ તેઓ માને છે.

વસાહતો બાંધવા પાછળનો મુખ્ય આશય આદિવાસીઓને ટેકરીઓ ઉપરથી નીચે મેદાનોમા સ્થિર કરવાનો છે આના અનુસંધાનમાં એવી પણ દલીલ કરવામા આવે છે કે ઉપર રહેનારા લોકોનો સંપર્ક સાધવાનું અધિકારીઓ માટે મુશ્કેલ હોય છે, માટે એમને નીચે વસાવવા સારા

આ બધુ વિચારતા નમિતિને લાગે છે કે હાલમા નાહકના ખરચા કરી કોઈ પણ નવી વસાહતો બાંધવાની યોજના હાથ ધરવી નહીં, અને જે બાધી છે તેનુ શુ થાય છે એ થોડાક વર્ષો જોયા પછી જ ભવિષ્યનો કાર્યક્રમ વિચારવો

(૧૬) દેવુ અને સાહુકાર

(અ) દવું

આદિવાસીઓનુ શોષણ થાય છે એ પાછળનાં અનેક કારણોમા મુખ્ય કારણ દેવુ છે આદિવાસીને માથે શાહુકારનુ દેવુ એટલુ બધુ ચઢી ગયું હોય છે કે એણે પોતાની અને પોતાના કુટુબની આખી જિંદગી શાહુકારની ચાકરી કરવામા ગુમાવવી પડે પહેલાના દિવસોમાં જ્યારે ચીજવસ્તુઓના સાટા થતા ત્યાર આદિવાસીને બિન-ઉત્પાદક હેતુસર દવું કરવાની જવલ્લે જ ફરજ પડતી પરતુ નાણાનો રોકડ વ્યવહાર વધ્યા પછી આદિવાસીને વારવાર દેવુ કરવાની પરિસ્થિતિ ઊભી થઈ છે આજે તો, આદિવાસીને બિયારણ, મીઠ, કપડા વગેરે જેવી રોજિંદી જરૂરિયાતોની ચીજો માટે અને લગ્ન, તહેવાર અને મરણ જેવા સામાજિક પ્રસંગોએ દેવું કરવું પડે છે આ ઉપરાત બાપદાદાના વખતથી દેવુ ઊતરી આવ્યુ હોય તે જુદુ! શાહુકારની ચૂડમા ભીંસાવુ પડતું હોવા છતાં આદિવાસી શાહુકારનુ પડખું સેવે છે કારણ કે જ્યાર જ્યાર જરૂર પડે ત્યાર બધી જ વખત શાહુકાર તેને મદદરૂપ થઈ પડ છે આદિવાસી ગમે ત્યારે શાહુકારનું બારણુ ખખડાવી શકે છે અને મદદ માગી શકે છે, કશી પણ લાબીચોડી વિધિમાં ઊતર્યા વિના તાબડતોબ પૈસા મેળવી શકે છે વધારામા એ સગવડ છે કે શાહુકાર ગામમા જ રહેતો હોય છે, અને કયારક તો આદિવાસીની ભાષામા વાત કરી શકતો હોય છે, અને આદિવાસી સાથે ઘર જેવો સબધ પણ બાધતો હોય છે

તો પછી પ્રશ્ન એ થાય છે કે શાહુકારની ચૂડમાથી આદિવાસીને કેવી રીતે છોડાવવો! વિકાસ કાર્યક્રમ દ્વારા આદિવાસીની આવક વધારવાના પ્રયાસોનું પરિણામ એવું આવ્યું છે કે વધારાની આવક શાહુકારનુ ઋણ ચૂકવવામાં વપરાઈ જાય છે વધતું જતું દેવું અને

હાથમાંથી સરકતી જતી જમીનને કારણે આદિવાસીની પિરાણ મેળવવાની લાયકાત પણ આપોઆપ ઘટતી જાય છે

મોટે ભાગે જીવનનિર્વાહના હેતુસર જ લોન લેવામા આવે છે આમ દેવાનો બોજ કમ્મર તોડી નાખે એટલો વધતો જાય છે અને એના પ્રમાણમાં આવકનું ઠેકાણું નથી હોતું આથી આદિવાસી દેવામા જન્મે છે, દેવામા જીવે છે અને દેવામા મરે છે છળબાજ શાહુકાર સાથેનો ઋણ સબંધ સતત ચાલુ જ હોય છે અને ખેડીને જે થોડુઘણું પકવ્યું હોય તે શાહુકારને નજીવા ભાવે વેચી દેવુ પડે છે આમ જે કાંઈ થોડુ પોતાના હક્કનું છે તે પણ હાથમાંથી જતુ રહે છે

૧૯૫૭ના ઑક્ટોબરમાં મળેલી આદિવાસી કલ્યાણ અંગેની મધ્યસ્થ સલાહકાર સમિતિએ રાજ્ય સરકારોને ભલામણ કરી હતી કે, આદિવાસીઓનું જે દેવું ત્રણ વર્ષથી વધારે જૂનું થઈ ગયું હોય તે બધુ જ માંડી વાળવુ અને ત્રણ વર્ષની અંદરના ગાળાનું હોય તે વધુમાં વધુ છ ટકાનું વ્યાજ પરવડે એ હદ સુધી ઘટાડી નાખવું આ ઉપરાંત, આદિવાસીઓને સહકારી મડળીઓ મારફત મદદ કરવાના પગલાં ભરવાની પણ હિમાયત કરવામા આવી હતી રાજ્ય સરકારો તરફથી મળેલા હેવાલો જોતાં નાફ જણાય છે કે આ બાબત પર પૂરતું ધ્યાન આપવામા નથી આવ્યુ કેટલાક રાજ્યોએ જણાવ્યું કે હાલના ઋણરાહત ધારાથી આદિવાસીઓને પૂરતું રક્ષણ મળે છે, બીજા કેટલાકે જણાવ્યું કે આદિવાસીઓ સહિત સહુ કોઈને ઋણરાહત મળે એ માટે ધારા ઘડવાનું તેઓ વિચારી રહ્યા છે, અને થોડા રાજ્યોએ 'સેમ્પલ સર્વે' કરવાના હુકમો કર્યા છે એવું જણાવ્યું

પજાબના આદિવાસી વિસ્તારમા એક પણ વિવિધલક્ષી ઘટક નથી, છતાં પજાબ સરકારે તાજેતરમાં લહોલ અને સ્પિતી વિસ્તારમાં, ખાસ તો દેવાની પરિસ્થિતિને અનુલક્ષી, જે સામાજિક-આર્થિક તપાસ હાથ ધરી તે પરથી લાગે છે કે, ત્યાંની પરિસ્થિતિ ભારતના તમામ આદિવાસી વિસ્તારોમાં જોવા મળે છે તપાસના પરિણામે જણાયું કે ૭૦ ટકા કુટુંબો દેવામાં છે, જેમાંનાં ૧૨ ટકાને ૧૦ વર્ષથી વધારે જૂનું દેવું છે લગભગ ૨૭ ટકાએ તો ગયે વર્ષે જ દેવું કર્યું છે લહોલમા ૧,૩૦૦ કુટુંબોનું એકદર દેવું રૂ ૧૩ લાખ જેટલું હોવાનો અંદાજ છે એટલે

કે કુટુંબદીઠ સરેરાશ રૂ. ૧,૦૦૦નું દેવું છે. વધુમાં એમ પણ જાણવા મળ્યું કે, ૨૨૯ કુટુંબો એવાં છે કે જેમનું દસ વર્ષથી પણ જૂનું દેવું રૂ. ૧.૮ લાખ જેટલું થાય છે. આમ કુટુંબદીઠ સરેરાશ દેવું રૂ. ૭૮૬ જેટલું થાય. ૧,૦૬૬ કુટુંબો એવાં છે કે જેમનું ગયા વર્ષનું દેવું બાદ કરતાં છેલ્લાં દસ વર્ષમાં કરેલું દેવું રૂ. ૯.૫ લાખ જેટલું છે, જે સરેરાશ કાઢીએ તો કુટુંબદીઠ રૂ. ૯૦૦ જેટલું થાય છે. માત્ર છેલ્લા એક વર્ષમાં રૂ. ૨ લાખ જેટલું દેવું ૫૨૧ કુટુંબોએ કરેલું છે. આશરે ૭૦ ટકા દેવાદાર કુટુંબોની આવક વર્ષે રૂ. ૧,૮૦૦થી ઓછી છે, જે સમગ્ર વિસ્તારની સરેરાશ આવક કરતાં ઓછી છે. ૪૨ ટકા લોન બિન-ઉત્પાદક હેતુસર લેવામાં આવી હતી, જ્યારે ખેતીસુધારણા માટે લેવાયેલી લોન ૧૪ ટકા જેટલી જ હતી.

પંજાબમાં હાથ ધરાયેલી આ તપાસને બીજાં રાજ્યો પણ અનુસરે એવી હિમાયત સમિતિએ કરી છે, અને સમિતિએ પોતે જુદા જુદા ઘટકોમાંથી દેવાના આંકડા મેળવ્યા છે તે પણ આપ્યા છે. જેમ કે, આંધ્ર પ્રદેશના પડેરુ ઘટકના આદિવાસીઓમાં અંદાજે રૂ. ૧,૦૮,૦૦૦ જેટલું દેવું છે; બિહારના અઘૌરા અને બેરીઓ ઘટકોમાં અનુક્રમે રૂ ૪ લાખ અને રૂ ૨,૧૨,૦૦૦ જેટલું દેવું છે; મધ્યપ્રદેશના અલીરાજપુર ઘટકમાં દરેક કુટુંબ દીઠ રૂ ૪૦૦ થી ૫૦૦ જેટલું દેવું છે, ઓરિસ્સાના નારાયણપટણા ઘટકમાં કુલ દેવું રૂ. ૪,૩૪,૦૦૦ જેટલું હોવાનો અંદાજ છે; જ્યારે રાજસ્થાનના કુશલગઢ ઘટકે દર કુટુંબે સરેરાશ રૂ. ૨૫૮નું દેવું હોવાનો અંદાજ કાઢયો છે.

આ બધું જોતાં સમિતિએ ઋણનિવારણ અંગે નીચે જણાવેલો પંચમુખી ઉકેલ સૂચવ્યો છે:

૧. શાહુકારોને તેમનો ધંધો આદિવાસીઓમાં, અને ખાસ કરીને અનુસૂચિત વિસ્તારોમાં, કરતા રોકવા માટે સામાજિક ધારો ઘડવો અને તેનો કડક અમલ કરવો. જુદાં જુદાં રાજ્યોએ આવી મતલબના ધારાઓ ઘડયા છે પણ ધારી સફળતા મળી નથી, અને શાહુકાર હજુ પણ પહેલાં જેટલો જ સમર્થ રહ્યો છે. હવે એમ લાગે છે કે, કેન્દ્ર સરકારે આ અંગે હાલ હસ્તીમાં હોય તે તમામ ધારાઓ

તપાસી જવા અને રાજ્યો દ્વારા અમલમા મૂકવા માટે નમૂનારૂપ બની રહે એવો એક ધારો ઘડી કાઢવો

૨ આદિવાસીઓનું ત્રણ વર્ષથી વધાર જૂનું દેવું હોય તે માડી વળાવવા અસરકારક ધારો ઘડવો

૩ હાલના ધારા હેઠળ પણ સમજાવટ અને પતાવટ માટે અસરકારક તંત્ર ઊભુ કરવુ આ બધા પગલાં અમલમા મુકાય તે અગાઉ આદિવાસીઓમા દેવુ કેવા સ્વરૂપનુ અને કેટલા પ્રમાણમાં છે તે માટે તપાસ હાથ ધરવી કાયદાના અમલ માટે અસરકારક તંત્ર ઊભુ કરવુ સમજાવટથી ન પતે એમ હોય તો આદિવાસીને કાય દેસરના કામ માટે કાયદાની સલાહ વગેરેની મદદ આપવી, જેથી ગરીબાઈને કારણે યોગ્ય ન્યાય મેળવવામા મુશ્કેલી ન પડે

૪ આદિવાસીઓને ઉત્પાદક અને બિન-ઉત્પાદક હેતુસર ધિરાણ મળી શકે એવુ કાર્યક્ષમ તંત્ર ઊભુ કરવું.

૫ આદિવાસીઓ કરકસર કરતા શીખે, પોતાની આવકમાથી નાની બચત મંડળીઓ મારફત બચત કરે, અને ભવિષ્યનો વિચાર કરતા થાય એ માટે જરૂરી પ્રોત્સાહન આપવા સમાજશિક્ષણનો કાર્યક્રમ અસરકારક બનાવવાના પ્રયાસો કરવા

પંચમઢી અને રાંચી ખાતેના પરિસંવાદોમા થયેલી નીચેની ભલા મણોને એસ્ટિન સમિતિ અનુમોદન આપે છે

'ગામમાથી શાહુકારને દૂર કરીએ તે અગાઉ ધિરાણની વિકલ્પ સગવડ ઊભી કરવી આવશ્યક છે મુખ્યત્વે લગ્ન અને મરણની વિધિઓ જેવા બિન-ઉત્પાદક હેતુઓસર યોગ્ય કિસ્સાઓમાં લોન આપવા માટે સરકારપ્રેરિત ધિરાણ સસ્થાઓ વધારવી જોઈએ ખાસ કરીને લોન, જૂનું દેવું પતાવવાના હેતુસર જ અપાવી જોઈએ ચાલુ દેવાં હોય તેને, આદિવાસીઓની દેવું ભરપાઈ કરવાની ગુંજાશને ધ્યાનમા લઈ, શાહુકાર સાથે સમજૂતીભરી પતાવટનો માર્ગ અખત્યાર કરી બને એટલા પ્રમાણમા ઓછા કરાવવાં, ત્રણ અથવા એથી વધુ વર્ષોનાં જૂના દેવાં માંડી વાળવાં

જે આદિવાસીઓને જમીન વેચવાનો કે, ગીરે મૂકવાનો અધિકાર નથી તેવા લોકોને તેમની સહકારી મંડળીઓ દ્વારા નાણાંકીય સહાય મળે

એ માટે એવી મંડળીઓને લોનો આપવા રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયાને વિનંતી કરવી.

દરેક રાજ્યમાં આદિવાસી સહકારી મંડળીઓ અને નાણાં તથા વિકાસ કૉર્પોરેશનો સ્થાપવાં, અને આના પ્રતિનિધિ તરીકે ગામડામાં કામ કરી શકે એવી પ્રાથમિક કક્ષાની મંડળીઓ સ્થાપવાની પૂરતી જોગવાઈ કરવી.'

ધારાકીય પગલાં, કડક વહીવટ અને લોકમત દ્વારા ચારે બાજુથી હલ્લો કર્યા વિના ઋણ રાક્ષસને મહાત કરવાનું શક્ય નથી. આ જવાબદારી વિકાસ સંસ્થાઓ અને આદિવાસી કલ્યાણને લગતાં ખાતાંઓએ ઉપાડવી જોઈએ. વહેલી તકે દેવાંના વિષચક્રને તોડવું અત્યંત જરૂરી છે. આ આખાય પ્રશ્નનો વધારે અભ્યાસ કરવો અને એને ઉકેલવાનાં અન્ય પગલાં પણ વિચારવાં.

(ખ) સહકાર

મોટા ભાગના આદિવાસીઓમાં પ્રબળ સમૂહભાવના હોય છે અને લગભગ દરેક આદિવાસી ગામ પોતાની રીતે સહકારી સમાજ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ચલિત ખેતી કરવાની હોય, માછલાં પકડવા જવાનું હોય કે શિકારે નીકળવાનું હોય, કોઈ વિધવાનું ખેતર ખેડવાનું હોય કે ગામમાં કોઈનું ઘર બળી ગયું હોય તેને નવેસરથી બાંધવાનું હોય, આવાં કામ સૌ સાથે રહીને કરે છે અને દરેક એકબીજાને મદદ કરે છે. આ સમૂહભાવના કે સહકારની લાગણી આદિવાસી પંથોમાં જોવા મળે છે, અને જ્યાં ઘોટુલ જેવી સંસ્થાઓ છે ત્યાં તો કુમળી વયનાં કિશોર-કિશોરીઓને પોતાનાં ગામ અને સમાજનાં કાર્યો કરવા માટેની તાલીમ

૨. સહકારી મંડળીઓનાં ધારાધોરણ બહુ જ ગૂંચવાડાભર્યાં અને આદિવાસીઓ જલદીથી સમજી શકે કે સ્વીકારી શકે એવાં હોતાં નથી. પરિણામે, જ્યાં આદિવાસીઓ સહકારી મંડળીઓના સભ્યો બન્યા છે ત્યાં પણ મંડળીઓનું સંચાલન સામાન્યત' બિન-આદિવાસીઓના હાથમા રહ્યુ છે. આમ, હકીકતમા, બિન-આદિવાસીઓ માટે સહકારી મંડળીઓ, આદિવાસીઓનાં સામાજિક અને આર્થિક હિતો પર કબજો જમાવવાનું, વધારાનું એક સાધન બની ગઈ છે

૩. મંડળીનો શૅર દસ રૂપિયા જેટલી ઓછી રકમનો રાખ્યો હોવા છતાં આદિવાસીઓ એટલી રકમનો શૅર પણ ખરીદી શકતા નથી, અને કેટલાક તો હપતેથી શૅર ખરીદવા માટે એક રૂપિયો ખર્ચવાનું જોખમ પણ ખેડવા તૈયાર નથી હોતા.

૪. સહકારી મંડળીઓનું મૂલ્ય સહકારી કાર્યકર પોતાની ઢબે સમજાવતો રહે છે. પણ સહકારી પ્રવૃત્તિ તો આદિવાસી જીવનના એક ભાગરૂપ છે એવું તે વીસરી જાય છે. આથી, આ મૂલ્ય આદિવાસીને હૈયે વસતું નથી.

આ અને બીજાં અનેક કારણો સહકારી કાર્યક્રમની આડે આવ્યાં છે. આથી આદિવાસી વિસ્તારોમાં સહકારી આંદોલન ખાસ પ્રયત્નો કર્યા વિના આવકાર નહીં પામે એ ચોક્કસ છે આંધ્ર ઉપરાંત બીજા કેટલાક વિવિધલક્ષી ઘટકોમાં થોડોઘણો આવકાર તેને મળ્યો છે પણ એકંદરે જોતાં આદિવાસી જીવન પર સહકારી આંદોલનનો ઝાઝો પ્રભાવ નથી વર્તાતો.

સમિતિને બીજું પણ એક ચિંતા ઉપજાવનારું વલણ ઘણા ઘટકોની મુલાકાત દરમ્યાન જોવા મળ્યું. બિન-આદિવાસીઓના સંસર્ગમાં રહી આદિવાસીઓ પણ અપ્રામાણિક બનવા લાગ્યા છે એક જિલ્લામાં બે વિવિધલક્ષી ઘટકોની સમિતિએ મુલાકાત લીધી ત્યારે જે એક ઘટકની સહકારી મંડળીમાં બધા જ સભ્યો આદિવાસીઓ હતા ત્યાં, તે વર્ષે ઓછો વરસાદ પડ્યો હોવા છતાં, ૮૯ ટકા લોન ભરપાઈ થઈ હતી, જ્યારે, બીજા ઘટકમાં, એ જ પરિસ્થિતિ હોવા છતાં, મિશ્ર સભ્યપદ ધરાવતી મંડળીની

લાન નહીં જેવી જ ભરપાઈ થઈ હતી. આમ આ ઘટકના આદિવાસીઓ બિન આદિવાસીઓના સંગે પોતાનો ધર્મ ચૂકી ગયા હતા.

તમામ વિવિધલક્ષી ઘટકોમાં તાત્કાલિક જરૂરિયાત તો, બટેટા, ફળ અને રોકડિયા પાક જેવી કેટલીક તત્કાળ બગડી જતી પેદાશો આદિવાસીઓ પાસેથી ખરીદીને પાછળથી ઊંચા ભાવે વેચી શકાય એ માટે શકય એટલી ઝડપે પૂરતી સંખ્યામાં વેચાણ મંડળીઓ સ્થાપવાની છે. આવી ચીજો બજારમાં ન વેચાય ત્યાં સુધી મંડળીઓએ પોતાના સભ્યોને ધિરાણ કરવુ જોઈએ. દરેક વિસ્તારમાં વાહન, સંગ્રહ અને ખરીદીને લગતી સગવડો કેટલા પ્રમાણમાં જોઈએ તેનો અભ્યાસ કરવો જરૂરી છે. એવું પણ બને કે અલગ અલગ ચીજો માટે અલગ અલગ મંડળીઓ સ્થાપવી પડે. મંડળી ચાલુ કરવા માટેની મૂડી માટે 'સહકાર'ના બજેટમાંથી નાણાં પૂરાં પાડવાં જોઈએ. આ ઉપરાંત બીજી મદદ, કેટલાક કેળવાયેલા આદિવાસી સભ્યો મંડળીઓ ચલાવતા ન થાય ત્યાં સુધી અનુભવી કારકુનો અથવા મૅનેજરો પૂરા પાડીને પણ કરવી જોઈશે.

સાથે સાથે (૧) જંગલ સહકારી મંડળીઓ, અને (૨) ખરીદ વેચાણ કૉર્પોરેશનોની રચના કરવી પણ ખૂબ આવશ્યક છે.

જંગલ સહકારી મંડળીઓ વિકસાવવા બાબતમાં મુંબઈ રાજ્યનો દાખલો બીજાં રાજ્યોએ અનુસરવા જેવો છે. તેમ છતાં, જંગલો વિકસાવવા અંગેની નીતિમાં જ ધરમૂળથી ફેરફાર કર્યા વિના છૂટકો નથી.

આદિવાસીઓ પાસેથી માલ ખરીદીને ઊંચા ભાવ ઊપજે ત્યાં સુધી સંગ્રહ કરી પછીથી વેચી શકાય એ માટે ખરીદવેચાણ કૉર્પોરેશનો રચવાની દિશામાં આંધ્રપ્રદેશે અનુકરણીય કામ કર્યું છે. છતાં એમાં પણ, સઘના કામનુ વિકેન્દ્રીકરણ કરવા જેવા, બીજા કેટલાક ફેરફારો કરવા જરૂરી છે. સમિતિ, આથી, દરેક રાજ્યમાં આદિવાસી સહકારી મંડળીઓ વતી જંગલની પેટા પેદાશો વેચી શકાય એ માટે ખરીદ-વેચાણ કૉર્પોરેશનો રચવાની ભલામણ કરે છે

બિન ઉત્પાદક હેતુસર લોન આપવા બાબત સમિતિને લાગે છે કે શાહુકારને દૂર કરવા માટે આ પ્રકારની લોનો પણ ધિરાણ મંડળીઓએ આપવી જોઈએ, પણ મંડળીઓ પાસે હાલ એવી તાકાત નથી કે આ

પ્રકારની લોન બધાંને આપી શકે તેમ છતાં, 'ઉત્પાદક' હેતુઓના બહાને લોન મેળવી બિન ઉત્પાદક હેતુઓ માટે કરી દેવું ભરપાઈ કરવા લોન વાપરવી એ વિષયક વહેલી તકે તોડવું જોઈએ, અને લોકોને પ્રતીતિ થવી જોઈએ કે લોન લેવા હવે શાહુકાર પાસે જવાની જરૂર નથી આ કામ ઘણું જ કપરુ છે, છતા લોકોને એ દિશામાં કેળવવાની જરૂર છે

અંતમાં, પંચમઢી ખાતેના પરિસંવાદમાં કરાયેલી નીચેની ભલામણોને સમિતિ સમર્થન આપે છે

૧ સહકારી મંડળીઓની સ્થાપના પૂર્વે લોકોને આ બાબત કેળવવાનું કામ સારી રીતે વિસ્તારવુ જોઈએ

૨ પૈસાદાર કે વગદાર તત્ત્વો સહકારી મંડળીઓ પર પ્રભુત્વ જમાવે કે મંડળીઓના લાભો પોતે એકલા જ ભોગવવાનો ઇજારો સેવે એ અટકાવવા પૂરતી કાળજી લેવી જોઈએ

૩ વધારેમા વધારે સંખ્યામા આદિવાસીઓને લાભ મળે એ રીતે એવા સહકારી મંડળીઓ વહેલી તકે રચવી જે વિવિધલક્ષી સહકારી મંડળીઓ રચાયેલી જ છે તેમાં જ્યાં સુધારાવધારા કરવા જરૂરી લાગે તે કરી આ હેતુ પાર પાડી શકાય

૪ આ મંડળીઓ મારફત લોન આપવાની પદ્ધતિ જરૂર લાગે ત્યાં સુધારીને સરળ બનાવવી, જેથી આદિવાસીઓ શાહુકાર તરફ મીટ માંડવાનું બંધ કરે, અને મંડળી પર આધાર રાખતા થાય

૫. સહકારી સઘો દ્વારા પેદાશનું ખરીદ-વેચાણ થાય અને કિફાયત ભાવે જરૂરી ચીજો આદિવાસીઓને પૂરી પાડવામાં આવે એ બાબત ખાસ ધ્યાન આપવું જોઈએ

૬ ગજ્ય શૅરો ખરીદીને સંઘમાં મૂડીરોકાણ કરે તે ઉપરાત ગોદામ બાંધવા માટે અને સંઘના સચાલનમાં કર્મચારીઓ પૂરા પાડવામાં મદદરૂપ થઈ શકે

(૧૭) આદિવાસી સસ્કૃતિ

કેટલાક આદિવાસી લોકો એમની આસપાસની વસ્તી સાથે એટલા બધા ભળી ગયા છે અને આમ ભળતાં ભળતા એમની સસ્કૃતિ, ભાષા અને કળા એટલી હદે ખોઈબેઠા છે કે આજે એમને એમના પડોશીઓથી

જુદા ઓળખી કાઢવાનું મુશ્કેલ બન્યું છે. તેમ છતાં બારીકાઈથી જોઈએ તો જણાશે કે એમને પોતાની આગવી સંસ્કૃતિ છે, અને આસપાસના જગતને નિહાળવાની નિરાળી દૃષ્ટિ છે.

આદિવાસીઓ વિષે કોઈ સામાન્ય વિધાનો કરવાં અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. જુદી જુદી આદિવાસી જાતિઓ વચ્ચે જ આસમાન જમીન જેટલો ફેર જોવા મળે છે, જેમ કે, જંગલમાં ભટકતા રહી માંડ માંડ પેટ ભરતા બિરહોર જાતિના આદિવાસીઓ અને ભારતના પૂર્વ ભાગમાં સુંદર ઘરો અને સુવિકસિત સંસ્કૃતિ ધરાવતા આદિવાસીઓ. મુંબઈ અને મધ્યપ્રદેશના આદિવાસીઓમાં કપડાં પહેરવા બાબત ખાસ કોઈ વિશિષ્ટતા નથી. ઓરિસ્સા અને આસામના આદિવાસીઓ, હાથે વણેલા કાપડ પર એમની પોતાની પરંપરાગત ભાતવાળાં સુંદર વસ્ત્રો પરિધાન કરે છે. કેટલીક આદિવાસી જાતિઓનાં જાતિપંચો ન્યાય અને વહીવટની દૃષ્ટિએ એટલાં બધાં વિકસેલાં છે કે તેઓ જાતે પોતાનો બધો કારભાર ચલાવે છે, અને જાતે જ એમના ઝઘડાઓનો નિકાલ કરે છે, જ્યારે બીજી કેટલીક જાતિઓનાં પંચો સાવ નષ્ટપ્રાય થઈ ગયાં છે. કેટલાક આદિવાસીઓમાં યુવક-યુવતીઓને સમૂહસેવા અને બીજી પાયાની તાલીમ આપવા માટે અપૂર્વ એવાં ઘોટુલ જેવાં યુવાગૃહો છે; જ્યારે બીજા કેટલાકમાં આવી સંસ્થાઓ કાં તો હતી જ નહીં અથવા હતી તો તે લોપ પામી છે. આદિવાસીઓમાં કેટલાક બૌદ્ધધર્મી છે, કેટલાક ખ્રિસ્તી થયેલા છે, કેટલાક હિંદુઓ રહ્યા છે, તો કેટલાક પોતાનો પરંપરાનો જૂનો ધર્મ પાળે છે. આર્થિક દરજ્જાની દૃષ્ટિએ અને સાંસ્કૃતિક વિકાસની કક્ષાથી સરખાવીએ તો પાર ન આવે એટલા ભેદ જોવા મળે.

આનું પરિણામ એ આવ્યું છે કે, આગળ વધેલા અને જ્યાં સહેલાઈથી પહોંચી શકાય છે એવા વિસ્તારોમાંના વિવધલક્ષી ઘટકો સારી એવી પ્રગતિ સાધી શક્યા છે; જ્યારે બીજા વિસ્તારોમાં કે જ્યાં લોકો તરફથી પૂરતો પ્રત્યુત્તર મળ્યો નથી ત્યાં પ્રગતિ ધીમી રહી છે.

પરંતુ આદિવાસી ગ્રામજનોની મૂળભૂત જરૂરિયાતો દરેક જગ્યાએ મહદ્ અંશે સરખી જ છે, અને બીજા ગ્રામજનોથી ભાગ્યે જ જુદી પડે છે. સૌથી મોટી જરૂરિયાત જેને કૃષિસંસ્કૃતિ કહેવામાં આવે છે તે સંસ્કૃતિ

ખીલવવાની છે. બીજી જરૂરિયાત લોકો તંદુરસ્ત અને મજબૂત રહે એ માટે પૂરતી તબીબી સગવડો પૂરી પાડવાની છે. આ ઉપરાંત વધુ એક જરૂરિયાત વાહનવ્યવહાર વધારીને આદિવાસીઓને જુગજૂના એકાંતવાસ-માંથી બહાર લાવવાની છે.

તો પછી સંસ્કૃતિ એટલે શું? માનવીની સંસ્કૃતિ એટલે માનવીનાં જીવન અને રસનો કુલ સરવાળો. આદિવાસી માનવીઓની સંસ્કૃતિ એમની સમાજરચનામાં, એમના ન્યાયપચો અને યુવાગૃહોમાં, એમના ધર્મ અને ઉત્સવોમાં, એમની ભાષામા, એમના શિલ્પસ્થાપત્યમા, એમનાં ગીત અને નૃત્યમાં, વેશભૂષા અને અલંકારોમાં વ્યક્ત થાય છે. એમની સંસ્કૃતિ ધરતીમાંથી ઊગે છે અને કુદરત પર નિર્ભર હોય છે. એમની સંસ્કૃતિ સ્ત્રીને ઊંચું સ્થાન આપે છે. એમનો સમાજ વંશ-કુળ અને જાતિઓમાં વહેંચાયેલો છે એ ખરું, પણ એમનામાં જ્ઞાતિનો ખ્યાલ હજુ પ્રસર્યો નથી. આમ એમનો સમાજ સ્વતંત્ર, સ્વાયત્ત, સાહજિક અને વિશિષ્ટ છે.

એ ખરું કે કેટલેક સ્થળે આદિવાસી સંસ્કૃતિ પડતી દશામાં છે. બહારની દુનિયાનો સંપર્ક વધવા સાથે લોકોની પોતાનામાંની શ્રદ્ધા તૂટવા માંડી છે નવા નવા ધર્મપ્રવાહો એમની પાસે વહેવા માંડયા છે વિકાસ કાર્યક્રમોમા એવુ ઘણું છે કે જે એમની જીવનપરંપરા સાથે સરળતાથી સુસંગત થઈ શકે એમ નથી. કેટલીક ખરાબ વસ્તુઓ દૂર થઈ છે તેની સાથોસાથ સારી અને સત્ત્વશીલ વસ્તુઓ પણ અદૃશ્ય થવા માંડી છે.

સરકારની નીતિ આદિવાસી સંસ્કૃતિમાં જે કાંઈ ઉત્તમ છે તેને ઉત્તેજન આપવાની અને વિકસાવવાની છે. ઉચ્ચ અધિકારીઓ અને રાજદ્વારી આગેવાનોએ આ નીતિને ઉમળકાભેર અપનાવી છે. પણ ઘટકની કક્ષાએ એ નીતિના અમલ માટે અધકચરા પ્રયાસો થયા છે. આદિવાસી સંસ્કૃતિને, પ્રથમ તો, નકારાત્મક બાજુએ વિકસાવી શકાય; એટલે કે, એ સંસ્કૃતિને હતવીર્ય બનાવે કે નષ્ટપ્રાય કરી મૂકે તેવું કશું કરવું નહીં. આપણે કશી દખલગીરી કરીએ નહીં અથવા તો એવા રિવાજો અને આચાર લાદીએ નહીં કે જેથી એ લોકો આપણી બીજી નકલ સમાં બનવા પામે. આપણે કપરી નીતિ અમલમાં મૂકવાની છે: એક બાજુ કશી દખલગીરી કરવાની નથી; છતા બીજી બાજુ ટેક્નિકલ સુધારા વડે

અને ડહાપણભર્યું તેમ જ કુનેહયુક્ત માર્ગદર્શન આપી મદદરૂપ બનવાનું છે. અહીં એવું તો સ્વપ્ને પણ વિચાર્યું નથી કે એ લોકોને જે છે તે સ્થિતિમાં જ યથાવત્ રહેવા દેવા. પરંતુ આપણી નીતિ એમનો સ્વયંભૂ વિકાસ થાય એવી હોવી જોઈએ—ઝાડ ઊગે એ રીતે, ઘર બાંધવામાં આવે એ રીતે નહીં.

ઘટકના અધિકારીઓ આ કામ બે ત્રણ રીતે કરી શકે: એક તો, પોતાના મનમાં ગુરુગ્રંથિ ન સેવે; બીજું, આદિવાસીઓનાં ગીત અને નૃત્યો, પહેરવેશ અને ઘરેણાં, ધાર્મિક આચારો અને ઉત્સવો, સંગીત અને ચિત્રકળા પ્રત્યે સહાનુભૂતિ અને રસ દાખવે, અને આદિવાસીઓના મનમાં કોઈ લાઘવગ્રંથિ ન જાગવા દે. એમની ભાષા શીખી લે. એમનાં ગીતો, નૃત્યો, ચિત્રકામ, કાષ્ઠકામ, પહેરવેશ વગેરેની સ્પર્ધાઓ યોજી એમને તેમાં ઉત્તેજન આપે.

સમિતિના મત પ્રમાણે સમાજશિક્ષણનો કાર્યક્રમ એવો હોવો જોઈએ કે, જે આદિવાસી સંસ્કૃતિના મહત્ત્વનાં મૂલ્યોનો અભ્યાસ કરે અને એને ઉત્તેજન આપે પણ વાસ્તવમાં આ કાર્યક્રમની ઘણી વાર અવળી અસર પડી છે દાખલા તરીકે, લોકોના આનંદપ્રમોદ માટે એવો સંસ્કાર કાર્યક્રમ દાખલ કરવામાં આવે છે કે, જેથી પરંપરાથી ઊતરી આવેલી એમની રમતો અને એમનાં નૃત્યોને ધોકો પહોંચે; સરકારી મકાનો પર એવાં પોસ્ટરો લગાડવામાં આવે કે જેનો મર્મ આદિવાસીઓને સમજાય નહીં, જ્યાં લગભગ બધાં જ નિરક્ષર હોય ત્યાં પુસ્તકાલયો ખોલવામાં આવે; સમાજ-શિક્ષણ અધિકારીઓ પણ એવા હોય કે જેમને આદિવાસી સંસ્કૃતિનો કક્કો પણ ખબર ન હોય.

સમાજશિક્ષણના કાર્યક્રમના એક ભાગરૂપે ભજનમંડળીઓ શરૂ કર્યા પછી, જાણેઅજાણે, ગીતો અને વાજિંત્રો એવાં ઘુસાડવામાં આવ્યા છે કે આદિવાસીઓનાં પોતાનાં ગીત-સંગીતનો કચ્ચરઘાણ વળી ગયો છે, અને પોતાનાં જૂની ઘરેડનાં ગીત, સંગીત અને વાજિંત્રો વિષે તેમણે શરમ અનુભવવા માંડી છે. કેટલાંક ઘરોમાં તો હાર્મોનિયમ પણ દાખલ કરવામાં આવ્યું છે આદિવાસીઓ પોતાનું વાજિંત્ર જૂની ઘરેડનું છે માની 'આધુનિક' ગણાતું હાર્મોનિયમ અપનાવે છે. આદિવાસી સંગીતને બીજે

ધોકો લાઉડસ્પીકર અને મેગાફોનથી પહોંચ્યો છે. એના ઉપયોગથી આદિવાસી સંગીત વિકૃત બને છે. આ સાધનોના ઉપયોગ સામે શહેરોમાં પણ અમુક નિયંત્રણો છે, તો પછી શાંત આદિવાસી વિસ્તારોમાં આ સાધનો ન ઘુસાડવાં જોઈએ. આદિવાસીઓમાં સાંસ્કૃતિક પરિવર્તન લાવવું હોય તો શાંતિથી લાવવું જોઈએ, નહીં કે બગાડ પાડીને!

આદિવાસી સંસ્કૃતિના પુનર્જીવન માટે પૂરતાં નાણાં ખર્ચવામાં નથી આવતાં. કુલ ૨૭ લાખના બજેટમાં સંશોધન અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે શરૂઆતમાં રૂ. ૧૫,૦૦૦ની જ જોગવાઈ કરવામાં આવી હતી. મણિપુરના એક ઘટકમાં આ રકમ વધારીને અનુક્રમે રૂ. ૩૦,૦૦૦ અને રૂ. ૨૦,૦૦૦ કરવામાં આવી હતી. આંધ્રમાં કેટલાક ઘટકોમાં પરચૂરણ ખર્ચ હેઠળ રૂ. ૫૦,૦૦૦ હજારની જોગવાઈ કરવામાં આવી છે. જ્યારે એક ઘટકમાં તો સંસ્કાર પ્રવૃત્તિ પાછળ માત્ર રૂ. ૪૫૦૦ની જોગવાઈ હતી, અને તે રકમ પણ ખર્ચાઈ નહોતી.

સમિતિનું સૂચન છે કે ઘટકના, ગ્રામસેવકો સહિત, તમામ અધિકારીઓને આદિવાસી કળા અને સંસ્કૃતિના માહાત્મ્ય વિષે ખાસ ટકોર કરી દેવી જોઈએ. અધિકારીઓએ આ બન્નેની ભાળ કાઢતાં શીખવું જોઈએ અને આંખે ઊડીને દેખાય નહીં એટલે નથી એવી થાપ ન ખાઈ જવાય માટે એ બાબત દૃષ્ટિ કેળવતા થવું જોઈએ. નૃત્યોનો મહોત્સવ યોજાય ત્યારે આદિવાસીઓને માઈલો સુધી ટાંટિયા ઘસડીને આવવું પડે અને આવે પછી એમના માટે ઉતારાની કે ભોજનની સગવડો બરાબર નહીં હોય તો મહોત્સવ નાકામયાબ જવાનો ભય રહે છે. મહોત્સવ સફળ બનાવવો હોય તો આદિવાસીઓને પ્રવાસ માટે પૂરતા પૈસા, સારું ભોજન અને રહેવા માટે ઉમદા સગવડો અને ઉત્તમ નૃત્યકારોને મોટાં ઈનામો વગેરે આપવાનો પ્રબંધ કરવો જરૂરી છે.

બહારની દુનિયા સાથે એકાએક સંસર્ગમાં આવવાથી આજે તો શિક્ષિત આદિવાસી આગેવાનો, 'ઉપલા વર્ગ'ના લોકો ક્યાં નાચે છે એમ માની બેસી, પોતાના લોકો સાથે નૃત્યોમાં ભાગ લેતાં શરમ કે લઘુતા અનુભવે છે. આદિવાસી નૃત્યોને ઉત્તેજન આપવામાં બાધારૂપ બનતી

આ ભાવનાને દૂર કરવા અધિકારી વર્ગે જાતે, અને બને તો પોતાની સ્ત્રીઓને લઈ, આદિવાસીઓનાં નૃત્યોમાં ભાગ લેવો જોઈએ.

આદિવાસી નૃત્યોમાં સુધારાવધારા કરવાની કેટલાક અધિકારીઓ પોતાની ફરજ હોય એમ માની બેસે છે. આદિવાસીઓ તેમના ગીત, સંગીત અને નૃત્યથી દેશની સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપી શકે એમ છે. આથી, આવા અવિચારી સુધારાઓને કારણે આદિવાસીઓ જે કાંઈ પોતાનું છે તે ખોઈ બેસશે અને પોતાનો આગવો ફાળો આપવા જેવું એમની પાસે કશું રહેશે નહીં. આદિવાસીઓનાં નૃત્યોમાં અમાપ વૈવિધ્ય, સ્ફૂર્તિ અને સૌંદર્ય રહેલાં છે. આથી આ નૃત્યોને બગાડવાનું કાર્ય ભારે શરમજનક લેખાશે.

'સાંસ્કૃતિક કાર્યક્રમ'માં આદિવાસીઓ ભાગ લે ત્યારે આદિવાસીઓને પ્રતિકૂળ કપડાં ન પહેરાવવા બાબત અને મેક-અપનાં આધુનિક સાધનો ન વાપરે તે બાબત સમાજશિક્ષણ અધિકારીએ ખાસ કાળજી રાખવી જોઈએ. લોકો જાતે પોતાની પસંદગીનાં કપડાં પહેરે કે જાતે મોં રંગે તે જુદી વાત છે.

એમ પણ કહેવામા આવે છે કે સમાજશિક્ષણ અધિકારીએ આદિવાસીઓને ઉત્સવ, લગ્ન અને મરણના પ્રસંગોએ ઓછો ખર્ચ કરવા સમજાવવા. શહેરોમાં, મોજમઝાના અન્ય વિકલ્પો હોય છે ત્યાં, આવી હિમાયત કરવી બરાબર છે પણ આદિવાસીઓ માટે થોડાક આવા પ્રસંગો, ભેગા મળી આનંદ અને ઉજવણી માટેના, હોય છે. વળી, એ લોકો ભોજન સિવાય અન્ય બાબતોમાં ઉડાઉ નથી હોતા તો પછી આ ગરીબ લોકો વર્ષમાં કયારેક મઝાથી મિજબાની માણે એમાં આપણે શા માટે વાધો લેવો? તહેવાર કે લગ્નના પ્રસંગે મિજબાની આપનાર લોકો સાધનસપન્ન હોય છે, અને આવે પ્રસંગે ગરીબ લોકોને લિજ્જતથી મિષ્ટાહારની જ્યાફત માણવાની તક મળે છે.

આ આખી ચર્ચા, સમિતિ, તામીઆ સર્વે રિપોર્ટમાથી થોડાક વાકયો ટાંકી પૂરી કરે છે:

'બિન-આદિવાસીઓ આદિવાસી સંસ્કૃતિનાં સાચાં સત્ત્વ, સમૃદ્ધિ અને મૂલ્યોને સમજતા નથી હોતા. આદિવાસીઓમાં સમાજશિક્ષણ

અધિકારી શીખવાડી શકે એ કરતાં પ્રમાણમાં ઘણાં ચડિયાતાં ઊમિલ તત્ત્વો, નીંદર્યદૃષ્ટિ, અને કળાચાતુરી હોય છે આદિવાસીઓની જીવન-સંસ્કૃતિ શોધીને જાળવવી જોઈએ અને સમૃદ્ધ બનાવવી જોઈએ, આદિવાસીઓના સાંસ્કૃતિક જીવનને ઉત્તેજન આપવું જોઈએ અને એવી પ્રવૃત્તિઓની આડે આવતા અંતરાયો દૂર કરવા જોઈએ, બિનઆદિવાસી સમાજને આદિવાસી સંસ્કૃતિના સાચા સ્વરૂપથી અને મૂલ્યોથી વાકેફ કરવા જોઈએ આ કામ સમાજકલ્યાણ અધિકારીનું છે

કળા અને સંસ્કૃતિ, વ્યક્તિ અને સમાજના જીવન અને ભાવનાની સાચી અનુભૂતિરૂપ બની રહેવા જોઈએ, અને અનિચ્છનીય સંસ્કૃતીકરણ પ્રેરે એવાં નવાં તત્ત્વો દાખલ થતાં રોકવાની કાળજી લેવી જોઈએ '

(૧૮) સંશોધન

આદિવાસી સંસ્કૃતિ સંશોધન કેન્દ્રો

આદિવાસી સંસ્કૃતિ અંગે સંશોધન કરવા માટેનાં કેન્દ્રો ઓરિસ્સા, બિહાર, મધ્યપ્રદેશ, રાજસ્થાન અને પશ્ચિમ બંગાળમાં શરૂ કરવામાં આવ્યાં છે ભારત સરકારના માનવવંશશાસ્ત્ર વિભાગ તરફથી અને કેટલીક યુનિવર્સિટીઓના માનવવંશશાસ્ત્ર વિભાગો તરફથી કેટલાક વિવિધ લક્ષી ઘટકોના વિસ્તારોમાં વ્યવહારુ તેમ જ તાત્ત્વિક સંશોધનકાર્ય હાથ ધરવામાં આવ્યું છે આ બધા કેન્દ્રોનો વિગતવાર અહેવાલ અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત જાતિઓના કમિશનરના ૧૯૫૬ ૫૭ના રિપોર્ટમાં આપેલો છે તેનો ઉલ્લેખ કરીને, સમિતિ આ રિપોર્ટમાં કમિશનરે સંશોધન કેન્દ્રોની કામગીરી વિશે જે નિર્દેશ કર્યો છે તેનું સમર્થન કરે છે

કમિશનરનો અનુરોધ છે કે, દેશભરમાં પલટાતી પરિસ્થિતિને આદિવાસીઓ ક્રમશ અનુકૂળ બને એ પરત્વે, સંશોધન કેન્દ્રોએ સરકારને પછાત વર્ગો માટેની ચાલુ યોજનાઓને લગતી તમામ બાબતમાં સહકાર અને સલાહ આપવાં જોઈએ લોકોની સંસ્કૃતિમાં પરિવર્તન આવવાથી અને આર્થિક વિકાસની અસર પડવાથી લોકોની આત્મ પ્રતિભામાં શો ફેર પડે છે એનો ક્યાસ કાઢવા માટે એક મૂલ્યાંકન વિભાગ (ઈવેલ્યુએશન સેક્શન) દરેક સંશોધન કેન્દ્રમાં હોવો જરૂરી છે એવું જણાવી કમિશનર ઉમેરે છે કે, આ દિશામાં તટસ્થ અને વૈજ્ઞાનિક

દૃષ્ટિબિંદુથી તપાસ અને મૂલ્યાંકન કાર્ય હાથ ધરવાથી હાલની કલ્યાણ યોજનાઓની ત્રુટિઓ પર પ્રકાશ પડશે, અને ભવિષ્યની યોજનાઓમાં સુધારાવધારા કરવા માટેની વિપુલ સામગ્રી મળી રહેશે.

કમિશનરના ઉપર જણાવેલા વિચારોનું સમર્થન કરવા સાથે સમિતિને લાગ્યું છે કે, આ કેન્દ્રો આદિવાસીઓની સામાજિક અને માનસિક જરૂરિયાતોને અનુરૂપ કાર્યક્રમો ઘડવાના કાર્યમાં વિકાસ અધિકારીઓને ઝાઝાં મદદરૂપ બની શકયાં નથી. આ બાબતનો સદંતર દોષ સંશોધન વાળાઓનો નથી. ખરી રીતે જોઈએ તો, વિકાસ ખાતાઓ અને સંશોધન કેન્દ્રો વચ્ચે પૂરતો સહકાર પ્રવર્તતો નથી, અને સંશોધન કેન્દ્રોની ફરિયાદ છે કે એમને સરકાર બધી બાબતોથી વાકેફ રાખતી નથી.

સમિતિ બીજું એ ધ્યાનમાં રાખવાનું કહે છે કે આગળ વધેલા આદિવાસી વિસ્તારોમાં સંશોધન માત્ર માનવવંશશાસ્ત્રીય નહીં, પણ વિશેષતઃ સમાજશાસ્ત્રીય રહેવું જોઈએ. સમિતિને એ પણ લાગે છે કે, આદિવાસીઓના આર્થિક જીવન વિષે સંશોધન કરવા બાબત દુર્લક્ષ સેવવામાં આવ્યું છે અને ખાસ કરીને કુટિર ઉદ્યોગો બાબત વધારે સંશોધન કરવાની જરૂર છે.

આ બધાંથી વિશેષ મહત્ત્વનું સંશોધન તો પરિવર્તનને લગતા પ્રશ્નો, અને એમાંથી ઉદ્ભવનાર માનસિક આઘાતપ્રત્યાઘાતોને લગતા વિષયો અંગે કરવાનું છે. આ તબક્કે આદિવાસી પ્રજાનાં જાતિલક્ષણો વિષે શોધખોળ કરવાનું કે વિસ્તૃત ધોરણે સૈદ્ધાંતિક અન્વેષણ કરવાનું મુલતવી રાખી શકાય. ખરેખર તો એ જાણવું જરૂરી છે કે વિકાસ કાર્યક્રમથી લોકોમાં શી અસર નીપજી છે, અને એ પરત્વે એમનું વલણ શું છે? લોકોમાં અલગતાની લાગણી તો નથી જન્મતી ને? અને, જન્મતી હોય તો શા માટે? એ લોકોનો નૈતિક જુસ્સો ઓસરતો હોય એવું તો બનતું નથી ને? એમની સહકારની સાહજિક ભાવનાને સ્થાને વ્યકિતવાદ નથી આવી રહ્યો ને? એમનામાં સ્વાવલંબન ક્ષીણ થતું નથી ને? એમને શીખવનારાઓની ટેક્નિકલ નિપુણતા જોઈ એમનામાં લાઘવગ્રંથિ તો નથી જાગી રહીને? પલટાતા સંજોગો અને વાતાવરણ સામે ટકી ન શકે એટલી પૂરપાટ ઝડપે પરિવર્તન નથી આવી રહ્યું ને?

સમિતિ, આથી, ભલામણ કરે છે કે સંશોધન કેન્દ્રોએ એમનાં કાર્યનો ઝોક વધારે ને વધારે વાસ્તવલક્ષી રાખવો જોઈએ; વિકાસ ખાતાંઓએ સંશોધન અધિકારીઓને બધી બાબતોથી વાકેફ રાખવા જોઈએ, એમની વારંવાર સલાહ લેવી જોઈએ, તેઓ કહે તે કંઈ નહીં તો ધ્યાન પર તો લેવું જોઈએ; અને એમના વિચારો મુક્તપણે અને તટસ્થતાથી રજૂ કરી શકે એવું વાતાવરણ ઊભું કરવું જોઈએ.

સમિતિનું સૂચન છે કે મોટી સંખ્યામાં આદિવાસી વસ્તી ધરાવતા દરેક રાજ્યમાં એકેક આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્ર સ્થાપવું જોઈએ. વિકાસ કાર્યકરોને ત્યાં વ્યવહારુ અને મુદ્દાસરની તાલીમ આપવી જોઈએ, અને ટૂંકી મુદતનાં સંશોધન કાર્યો હાથ ધરવાં જોઈએ.

આ ઉપરાંત ખરી જરૂરિયાત તો સરકાર અને આ કેન્દ્રોને સાંકળવા માટે તેમ જ આ કેન્દ્રોને સલાહ આપવા, એમનાં કાર્યોની દેખરેખ રાખવા અને બેઉ વચ્ચે સહકાર સ્થાપવા ભારત સરકારના ગૃહખાતામાં એક વિભાગ ખોલવાની છે. આ વિભાગ બધી જ માહિતી રાષ્ટ્રીય કક્ષાએ એકઠી કરે અને પછી એનું પ્રસારણ કરે.

**પ્રકાશનો**

જુદી જુદી આદિવાસી જાતિઓ વિષે ૧૫૦ પાનાંથી વધારે મોટાં નહીં એવા કદનાં પુસ્તકો બહાર પાડવાં જોઇએ. આપણે ત્યાં આ વિષયનાં પુસ્તકો અને લેખોની સંખ્યા મોટી છે, પણ આ પુસ્તકો લખાણમાં ભારે છે અને સહેજમાં હાથ લાગતાં નથી. સેન્સસ રિપોર્ટો અને ડિસ્ટ્રિક્ટ ગૅઝેટિયરોમાં આ વિષેની માહિતી વિપુલ પ્રમાણમાં છે, પણ બન્ને સહેલાઈથી મેળવવાં મુશ્કેલ હોય છે. આ બધું ધ્યાનમાં લેતાં ખરી જરૂર તો સહેલાઈથી સમજી શકાય એવી ભાષામાં લખાયેલાં, સુઘડ મુદ્રણમાં છાપેલાં અને સચિત્ર માહિતીવાળાં પુસ્તકો બહાર પાડવાની છે; જેથી આવાં નાનકડાં કદનાં પુસ્તકો અધિકારીઓ ગમે ત્યાં સાથે રાખી શકે, અને ગમે ત્યારે એનો ઉપયોગ કરી શકે.

પ્રકાશનો માટેનાં નાણાં નિયોજન પંચની રિસર્ચ પ્રોગ્રામ કમિટિમાંથી, ભારત સરકારના ગૃહખાતામાંથી, માહિતી અને પ્રસારણ ખાતામાંથી (પ્રકાશન વિભાગ), સામૂહિક વિકાસ ખાતામાંથી, રાજ્ય સરકારના આ

બાબતના બજેટમાંથી કે વિવિધલક્ષી વિકાસ ઘટકોના બજેટમાંથી મેળવી શકાય.

આવાં પુસ્તકો બે ભાગમાં વહેંચી શકાય: પહેલા ભાગમાં ઐતિહાસિક પાશ્વભૂમિકા, ભૌગોલિક સ્થિતિ, આર્થિક પરિસ્થિતિ, સામાજિક સંબંધો, સામાજિક રિવાજો અને સંસ્થાઓ, ધાર્મિક માન્યતાઓ અને આચાર, કાયદો, જમીનખેડાણ અને મહેસૂલને લગતી પદ્ધતિઓ વગેરેને લગતી માહિતી આવી જાય; બીજા ભાગમાં સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક જીવન પર સામૂહિક વિકાસ કાર્યક્રમની અસર અને બહારની દુનિયા સાથે સંપર્કમાં આવવાથી નીપજતા પરિણામોની ચર્ચા વણી લેવામાં આવે.

નવાં પુસ્તકો બહાર પાડવા સાથે જૂનાં પુસ્તકો પણ વંચાય એ જોવું જોઈએ. ઉપયોગી જણાય તેવાં જૂનાં અને અપ્રાપ્ય લખાણો કે પુસ્તકોનું પુનર્મુદ્રણ કરવું જોઈએ.

**આદિવાસી બોલી અને સાહિત્ય**

બધી આદિવાસી બોલીઓ સાચવવી અઘરી છે, પણ મુખ્ય આદિવાસી બોલીઓ વિષેનું સંશોધન સત્વરે હાથ ધરવુ જોઈએ. મુખ્યત્વે આદિવાસી વસ્તી ધરાવતા દરેક ઘટકમાં એકાદ ભાષાવિશારદ રાખવો જરૂરી છે. એણે બે પ્રકારનું કામ કરવાનું રહેશે: એક તો, લોકસાહિત્ય તૈયાર કરવુ, અને બીજું, અધિકારીઓને આદિવાસી બોલી શીખવવી આદિવાસીઓનાં લેખનસાહિત્ય ઉપરાંત એમનાં મૌખિક સાહિત્ય વિષે પણ સંશોધન કરવાનું ઘણું જરૂરી છે. આ પ્રકારના લોકસાહિત્ય વિષે કશુંક પણ પ્રગટ કરનારને ઓછામાં ઓછા ૨૫૦ રૂપિયા જેટલો પુરસ્કાર આપી શકાય. અધિકારીઓ બોલી અને સાહિત્ય સમજી શકે એ માટે નાની નાની માર્ગદર્શિકાઓ બહાર પાડવી ભાષાની પરીક્ષા પસાર કરનાર અધિકારીઓને યોગ્ય પુરસ્કાર આપવા. ભાષા શીખ્યા પછી અધિકારીની એ વિસ્તારમાંથી એકાએક થતી બદલીની પ્રથા અટકાવવી.

**આદિવાસી વિસ્તારમાં પાઠ્ય પુસ્તકો**

શાળાઓ માટે સ્થાનિક ભાષામાં પુસ્તકો પ્રગટ કરવાં અને સાચા પ્રસંગોનાં જ ચિત્રોથી પુસ્તકો સચિત્ર બનાવવાં. પ્રાથમિક

શાળાઓ માટેના પાઠય પુસ્તકોનું લખાણ સરળ ઢબનું અને સ્થાનિક વાતાવરણને અનુસરીને યોજવું

(૧૯) તપાસ

જુદા જુદા ઘટકોની મુલાકાત દરમ્યાન સમિતિને લાગ્યું કે, આદિવાસી ગામોમાં પ્રવર્તતી સામાજિક અને આર્થિક પરિસ્થિતિના અભ્યાસ કે તપાસ પરત્વે ઝાઝુ ધ્યાન આપવામા નથી આવ્યું ઘણા ખરા ઘટકોમા પૂર્વ વિસ્તરણ તબક્કામા કોઈક પ્રકારની તપાસ હાથ ધરવામા આવી હતી, પણ આ ઘટકો વિવિધલક્ષી આદિવાસી ઘટકોમા ફેરવાઈ ગયા પછી કોઈ વધુ વ્યવસ્થિત તપાસ હાથ ધરવામા આવી નહોતી

સહુ કોઈ એક વાત સ્વીકાર છે કે આદિવાની વિસ્તારોમા વિકાસ કાયક્રમ પ્રવર્તમાન સામાજિક અને આર્થિક પરિસ્થિતિ પર રચાયેલો હોવો જોઈએ અને આદિવાની લોકોની જરૂરિયાતો અને ઇચ્છાઓને અનુકૂળ બનવો જોઈએ પરનુ વિકાસની આ મહત્ત્વની શરતનો વાસ્તવમા અમલ થયો હોય એવો ઝાઝો નિર્દેશ મળતો નથી તપાસથી વિકાસ કાર્યકરોને આદિવાસીઓની સાચી સ્થિતિનો ખ્યાલ મેળવવાની અને વિકાસની પ્રવૃત્તિઓને જીવનની વાસ્તવિક પરિસ્થિતિ સાથે સાકળી લેવાની ઉપયોગી તક મળી રહે છે એટલુ જ નહીં, પરતુ કાર્યક્રમને આદિવાસી રગ આપવાનું કામ પણ તપાસ દ્વારા જ થઈ શકે છે

આથી ઘટકનો આરભ થાય કે તરત જ આવી તપાસ હાથ ધરવામા આવે અને વર્ષ વર્ષે તપાસના માહિતીપત્રકો છેલ્લામા છેલ્લી વિગતો સાથે તૈયાર રાખવામા આવે એ ખૂબ જ મહત્ત્વનુ છે તપાસ એ વિકાસ કાર્યક્રમનું એક અગત્યનું પાસું છે એમ સમજીને પ્રોજેક્ટ ઑફિસર, વિસ્તરણ અધિકારીઓ અને ગ્રામસેવકો સહિત તમામ વિકાસ કાર્યકરો પાસે તપાસ કરાવડાવે એ અત્યત જરૂરી છે

તપાસના સ્વરૂપ બાબત એટલુ જ કહેવાનું કે જુદે જુદે સ્થળે જુદા જુદા સ્વરૂપની તપાસ અજમાવી જોવાને પૂરો અવકાશ છે કેટલીક પ્રારભિક સ્વરૂપની તપાસો તો વિકાસ કાર્યકરો, આદિવાસી જીવન અને સસ્કૃતિની ઓપ તાલીમ મેળવ્યા પછી અને માહિતી કેવી રીતે એકઠી કરવી તે બાબત તાલીમ મેળવી લીધી હોય પછી જાતે જ કરી

શકે; જ્યારે એથી ઉચ્ચ પ્રકારની તપાસો આદિવાસી સંશોધન કેન્દ્રના કાર્યકરોએ હાથ ધરવી જોઈએ.

તપાસો ત્રણ પ્રકારની હોઈ શકે:

(૧) પ્રારંભિક તપાસ;(૨) બુનિયાદી તપાસ; (૩) વિશિષ્ટ તપાસ.

**પ્રારંભિક તપાસ**

ઘટક શરૂ થાય તે પહેલાં કે તરત જ પ્રોજેક્ટ ઑફિસરે એના સ્ટાફની મદદથી પ્રારંભિક તપાસ કરી લેવી જોઈએ. આ તપાસ બહુ જ પ્રાથમિક કક્ષાની હોય અને ઝડપથી હાથ ધરાય, અને એ પાછળનો હેતુ ઘટકના અધિકારીઓ જે વિસ્તારમાં તેમણે કામ કરવાનું છે તે વિસ્તારનાં મુખ્ય લક્ષણો શોધી કાઢીને તેનો પરિચય કેળવી શકે એટલા પૂરતો જ હોવો જોઈએ. આવી તપાસમાં આટલી માહિતી મેળવવી જોઈએ: (૧) વય અને જાતિ પ્રમાણે વસતિ અને એનો ફેલાવો; (૨) ભૌગોલિક પરિસ્થિતિની મુખ્ય લાક્ષણિકતાઓ, – વાહનવ્યવહાર વિકસાવવામાં જે કોઈ અંતરાયો હોય તેને ખાસ ધ્યાનમાં રાખીને; (૩) ગામના અર્થતંત્રને લગતી પ્રાથમિક માહિતી; (૪) હાલનાં જીવનધોરણો; (૫) ઘટકની આદિવાસી જાતિઓ અને પેટા જાતિઓ તેમ જ બિન આદિવાસીઓ વિષેની કેટલીક માહિતી; અને (૬) તબીબી રાહત, શિક્ષણ અને કલ્યાણકાર્યોને લગતી ચાલુ સગવડો. તપાસના આ તબક્કે પણ, ઘટકમાં કયો ભાગ વધારેમાં વધારે અણવિકસિત છે અને કયાં કયાં અત્યંત ગરીબ લોકો વસે છે તે શોધી કાઢવાના પ્રયત્નો થવા જોઈએ.

**બુનિયાદી તપાસ**

જીવનસ્થિતિનો પણ અભ્યાસ થઈ જાય. તપાસમાં ગામનાં દરેક કુટુંબ અને કુટુંબના વ્યકિતગત માણસોની આંકડાવાર માહિતી સમાવી લેવામાં આવે. તે વિસ્તારના ખાસ પ્રશ્નોની તપાસ હાથ ધરવી; જેમ કે, આદિવાસી કળો અને હુન્નર કયા સ્વરૂપનાં છે અને એને વિકસાવવાની કેટલી શકયતા છે અને એને માટે વેચાણની વ્યવસ્થા ઊભી કરી શકાય કે કેમ? આટલુ જાણ્યા સિવાય કોઈ કુટિરઉદ્યોગો શરૂ ન કરવા; સિંચાઈની યોજનાઓ વિકસાવી શકાય કે કેમ તે શોધી કાઢવું; ત્યાંની ભૂરચના અને આબોહવાને ધ્યાનમાં લઈ કેવા પ્રકારની ઢોરની સુધારેલી ઓલાદ દાખલ કરી શકાય તે તપાસવુ; જમીનની જાત, વરસાદ અને બજારની શકયતાઓને ધ્યાનમાં લઈ રોકડિયા પાકો દાખલ કરી શકાય કે કેમ તે જોવુ. આ બધાં ઉપરાંત સેવકગણને આ તપાસથી વાહનવ્યવહારને લગતા પ્રશ્નોનો પૂરતો ખ્યાલ આવી જવો જોઈએ, જેથી એમની યોજનાઓ તદ્દન વાસ્તવિક ઢબે ઘડી શકે. આને પરિણામે પ્રોજેક્ટ ઑફિસરને અને સેવકગણને તેમના વિસ્તારમાં બધે જ પ્રવાસ કરવાની જરૂર પડશે, અને માત્ર કાગળ પર યોજના ઘડવા કરતાં કંઈક વિશેષ કરવાનું રહેશે.

**વિશિષ્ટ તપાસ**

આ પ્રકારની તપાસો આદિવાસી સંશોધન કેન્દ્રો, યુનિવર્સિટીઓના સંશોધન વિભાગો અથવા તો માન્ય કરાયેલી કોઈ સંશોધન સંસ્થાઓ તરફથી હાથ ધરાવી જોઈએ. આ તપાસ વધારે ઊંડી અને વ્યાપક સ્વરૂપની હોય અને તેમાં આદિવાસી સમાજના વિશિષ્ટ પ્રશ્નો પર ખાસ ધ્યાન આપવામાં આવે; જેમ કે, વિકાસ કાર્યક્રમો સાથે આદિવાસીઓને સાનુકૂળ બનાવવાના પ્રશ્નો; દેવાંનો પ્રશ્ન; લોકોના આહાર-પોષણમાં સુધારો કરી શકાય એ દૃષ્ટિએ લોકોની ખોરાકની ટેવોનો અભ્યાસ; આદિવાસી બાળકોની સ્થિતિ અને સમસ્યાઓ; વિકાસ યોજનાઓમાં યુવાન પેઢીએ ભજવવાની ભૂમિકા; લોકોના આરોગ્ય અને નૈતિકબળને અસર કરે અથવા આર્થિક વિકાસની આડે આવે એવા સામાજિક પ્રશ્નો; જમીન અને ખેતીની પરિસ્થિતિ; જંગલના નિયમો કેટલી હદે આદિવાસીઓની જરૂરિયાતોને અનુરૂપ બનાવી શકાય; આદિવાસી ઘરોમાં સુધારણા કરવાની શકયતા.

ઘટકના અધિકારીઓને આદિવાસી સમાજ અને સંસ્કૃતિથી વાકેફ બનાવવા માટે તપાસ ઉપરાંત બીજી કેટલીક રીતે માહિતી પૂરી પાડવા વિષે પણ સમિતિએ સૂચન કર્યું છે. દાખલા તરીકે, રાજ્ય સરકારોએ ઘટકના અધિકારીઓને તે વિસ્તાર અને આદિવાસી પ્રજાને લગતું જે કાંઈ સાહિત્ય પ્રગટ થયું હોય તે પૂરુ પાડવું જોઈએ. અપ્રાપ્ય પુસ્તકોના મહત્ત્વના ભાગોને સાઈક્લોસ્ટાઈલ કરાવી અધિકારીઓમા વહેંચવા અને જરૂર લાગે તો આખાં પુસ્તકોને ફરીથી છપાવી બહાર પાડવાં.

ઘટકના વિસ્તારમાં આજ સુધી જે તપાસો થઈ છે એમાં નમૂનેદાર તપાસ તરીકે સમિતિ મુંબઈની તાતા સ્કૂલ ઓફ સોસ્યલ સાયન્સીઝ વતી ડૉ. બી. એચ.મહેતાએ તામીઆ ઘટકમાં કરેલી તપાસને લેખે છે. સમિતિ આ તપાસ સૌને જોઈ જવા ભલામણ કરે છે. તપાસને લગતી ચર્ચા સમેટી લેતાં સમિતિ એક બાબતની ખાસ સ્પષ્ટતા કરે છે હારબંધ બે-ચાર પાંચ જાતની તપાસ સૂચવતી વખતે સમિતિનો હેતુ આવી તપાસો પૂરી ન થાય ત્યાં સુધી વિકાસનાં કામો થભાવી દેવાં એવું સૂચવવાનો નથી. સમિતિ તો એટલું જ કહે છે કે તપાસના કાર્યક્રમને, આદિવાસીઓ અને એમનામાં થયેલાં કામોને સમજવા માટેના સતત કાર્યક્રમ તરીકે ગણવો જોઈએ, અને એટલે જ તપાસના કાર્યક્રમને વિકાસ કાર્યક્રમના અંતર્ગત ભાગરૂપે વણી લેવો જોઈએ.

(૨૦) ઘટકના વાર્ષિક અહેવાલો તૈયાર કરવાની પદ્ધતિ

વિવિધલક્ષી ઘટકોનાં કામો અંગે પ્રોજેક્ટ ઑફિસરો તરફથી જે વાર્ષિક અહેવાલો મોકલવામાં આવે છે તેમાંના મોટા ભાગના અહેવાલો ખર્ચના આંકડાઓથી અને શેમા નાણાં વાપર્યાં તેનાં કોષ્ટકોથી ભરપૂર હોય છે. ઘટકમાં દસ સિનેમા શો રાખ્યા એ વિગત સમાજશિક્ષણ અધિકારીએ શું કામ કર્યું તેનો ખ્યાલ આપશે, પણ તેનાથી લોકો પર એની સારી અગર પરી કે નહીં અથવા લોકોને એથી કાંઈ લાભ થયો કે નહીં તે જાણી શકાશે નહીં. અમુક પ્રકારની ખેતી હેઠળ કેટલા એકર જમીન ખેડાણમાં લેવામાં આવી તેના આંકડા જાણવા એ ખોટું નથી, પણ એ આંકડા હંમેશાં સાચા નથી હોતા એ વાત બાજુએ મૂકીએ તોય આ પ્રકારના ખેડાણથી સારો પાક ઉતારી શકાયો કે નહીં અથવા તો ખેતીની નવી પદ્ધતિઓ પ્રત્યે

લોકોનું શું વલણ છે તે જાણી શકાતું નથી. ખર્ચ અંગેના આંકડા ગેરરસ્તે દોરે એવું પણ બને; ખરો મુદ્દો તો એ છે કે કરેલો ખર્ચ યોગ્ય રીતે થયો છે કે કેમ? ગયા મે માસમાં રાંચી ખાતે વિવિધલક્ષી ઘટકો અંગે યોજાયેલા પરિસંવાદમાં નક્કી થયું હતું કે, પ્રોજેક્ટ ઑફિસરોએ તેમના વાર્ષિક અહેવાલોમાં કયા વિષયો અંગે માહિતી આપવી તેની યાદી એલ્વિન સમિતિએ તૈયાર કરવી આ નિર્ણયને અનુલક્ષી સમિતિએ પ્રોજેક્ટ ઑફિસરોને નીચેના પ્રશ્નોના જવાબ આપતો એક વિભાગ તેમના દરેક વાર્ષિક અહેવાલમાં રાખવા સૂચવ્યું છે :

(૧) તમારા ઘટકમાં હાલ જુદી જુદી કક્ષાએ કેટલા (અ) સ્થાનિક અને (બ) બીજા આદિવાસીઓને નોકરીએ રાખવામાં આવ્યા છે? દરેક કક્ષાએ કુલ સ્ટાફની સંખ્યાની સરખામણીમાં એમની ટકાવારી કેટલી? ગયે વર્ષે નોકરીએ રાખવામાં આવ્યા હોય તેની સંખ્યામાં હવે કાંઈ વધારો થયો છે? જો ઘટાડો થયો હોય તો એ પાછળ ખાસ કોઈ કારણ છે?

(૨) તમારા સ્ટાફના કેટલા માણસોએ ગયે વર્ષે ભાષાની પરીક્ષા પસાર કરી છે? બીજા કેટલા માણસોને તેમના વિષય બાબત સ્થાનિક લોકો સાથે વાતચીત કરવા પૂરતું ભાષાનું જ્ઞાન છે? ભાષામાં પારંગત નીવડયા બદલ ઇનામ કેટલાને મળ્યાં છે? હજુ પણ સ્ટાફમાં એવા માણસો કેટલા છે કે જેઓ શું કહે છે તે આદિવાસીઓ સમજી શકે નહીં અને આદિવાસીઓ શું કહે છે તે તેઓ ન સમજી શકે? ઘટકના સ્ટાફના કેટલા માણસોએ ગયા વર્ષ દરમ્યાન ઓપન-તાલીમ મેળવી છે અને મેળવી છે તો કયા વિષયોની? આવી તાલીમને પરિણામે એમના કામમાં કોઈ નોંધપાત્ર ફરક પડયો છે ખરો?

(૩) કેવા પ્રકારની સમાજશિક્ષણની પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી છે અને એને સફળતા મળી છે ખરી? પુસ્તકાલય જો શરૂ કરવામાં આવ્યું હોય તો (અ) કેટલા અધિકારીઓ અને (બ) કેટલા સ્થાનિક લોકો એનો ઉપયોગ કરે છે? કયા પ્રકારનાં પુસ્તકો અને સામયિકો વાંચવાનું તેઓ પસંદ કરે છે? સમાજશિક્ષણના કાર્યક્રમનાં કયાં પાસાંઓમાં એમને વધારે રસ પડે છે? કેવા પ્રકારની ફિલ્મો બતાવવામાં આવી? લોકોને આ ફિલ્મોમાં રસ પડશે અથવા તો એમની જરૂરિયાતો સાથે

ફિલ્મોને કાંઈ નિસ્બત છે કે કેમ તેની ખાતરી કરીને ફિલ્મો પસંદ કરવામાં આવી હતી? ફિલ્મો બતાવતાં પહેલાં એની સમજણ લોકોને ફિલ્મ શો ગોઠવનાર અધિકારીઓ આપે છે ખરા અને બતાવ્યા પછી એના મર્મ કે સંદેશની લોકો સાથે ચર્ચા કરે છે ખરા? ઘટકના અધિકારીઓ તરફથી કરવામાં આવતા પ્રચારની લોકોની જીવનદૃષ્ટિ પર સાચે જ અસર પડે છે ખરી?

(૪) આદિવાસીઓનાં જાતિપંચો અથવા યુવાગૃહો જેવી સંસ્થાઓને વિકાસના હેતુસર ઉપયોગમાં લેવાય છે? આદિવાસીઓની પરંપરાગત સંસ્થાઓ પડતી દશામાં છે કે એને પુનર્જીવન આપવાના પ્રયાસો કરવામાં આવ્યા છે?

(૫) ગયા વર્ષની માફક શાહુકારો આજે પણ એટલા જ સક્રિય છે? દેવાનો પ્રશ્ન ઉકેલવા ઘટકના અધિકારીઓ શા પ્રયાસો કરે છે? સ્થાનિક અર્થતંત્ર એવી રીતે વિકસી રહ્યુ છે કે જેથી દેવાનો બોજ હળવો થાય?

(૬) લોકો વધારે ને વધારે સરકાર પર આધાર રાખતા થતા જતા હોય એવાં ચિહ્નો દેખાય છે? લોકો સ્વાવલંબન ગુમાવી રહ્યા છે કે સ્વાયત્તતાની ભાવના દર્શાવતા થયા છે અને પૈસા ન મળે તોપણ પોતાના વિકાસનું કાર્ય જાતે ઉપાડતા થયા છે? સરકારનાં અન્ય ખાતાઓ તરફથી ખરેખર તમને કેટલો સહકાર મળી રહ્યો છે?

(૭) ગયે વર્ષે લોકો તરફથી જે કાંઈ સલાહસૂચન મળ્યાં હોય તેને ઘટકના કાર્યક્રમમાં કેટલા પ્રમાણમાં સમાવી શકયા છો? જે કાંઈ થઈ રહ્યું છે તેનાથી લોકોને સંતોષ છે એવું તમને લાગે છે? લોકો તરફથી ટીકાઓ થતી હોય તો તે કઈ જાતની હોય છે? ઘટકના વિસ્તારમાં સાચેસાચ લોકઆંદોલન જેવુ થતુ હોય એવાં ચિહ્નો દેખાય છે ખરાં? ઘટકની સલાહકાર સમિતિઓના આદિવાસી સભ્યો ચર્ચા વિચારણામાં કંઈક અર્થસૂચક ભાગ લે છે ખરા?

(૮) ગયા વર્ષમા તમે કોઈ નવા પ્રકારની જરૂરિયાતો ઊભી થતી જોઈ છે કે જેના પર લોકોના કલ્યાણની દૃષ્ટિએ તાકીદે ધ્યાન આપવું જરૂરી હોય?

(૯) સ્થાનિક કળા અને હુન્નરને પુનર્જીવન આપવાની દિશામાં નક્કર પ્રગતિ થઈ છે ખરી? સંખ્યાની દૃષ્ટિએ તો ઠીક, પણ ગુણવત્તાની દૃષ્ટિએ એમની હાથ-બનાવટોમાં સુધારો થયો છે ખરો? લોકો નાચગાન વધારે કરતા થયા છે કે એમાં ઘટાડો થયો છે? લોકોના રિવાજ અને આચારમાં દેખીતા ફેરફારો જોવા મળે છે ખરા? ખેતીજીવન અને અન્ય જીવન સાથે સંકળાયેલા ધાર્મિક તહેવારો લોકો હજુ ઊજવે છે કે પછી એ તહેવારો મૃતપ્રાય થતા જાય છે? ખોરાક વિષે કોઈ નવા નિષેધો દાખલ કરવામાં આવ્યા છે?

(૧૦) જ્યાં ખેતી કરવાની નવી પદ્ધતિઓ દાખલ કરવામાં આવી છે ત્યાં લોકો તરફથી આવકાર મળ્યો છે ખરો? અથવા તો, જે લોકો ચલિત ખેતી કરતા હોય તેઓ તેને હજુ વળગી રહેવા આતુર છે? જંગલ સહકારી મંડળીઓ શરૂ કરવામાં આવી છે? જો શરૂ કરવામાં આવી હોય તો હાલ કેવી ચાલે છે? આ મંડળીઓમાં બિન-આદિવાસી સભ્યો કોઈ છે? અને જો હોય તો તેઓ આ મંડળીઓમાં શો હોદ્દો ધરાવે છે?

(૧૧) જ્યાં ઘણાથી પંચાયતો અમલમાં આવી છે ત્યાં પંચાયતો બરાબર ચાલે છે? એમાં આદિવાસીઓનું પૂરતું પ્રતિનિધિત્વ છે? કેટલા સરપંચો (અ) આદિવાસી છે, અને (બ) કેટલા બિન-આદિવાસી છે?

(૧૨) ઘટકના અધિકારીઓની મનોવૃત્તિ આદિવાસી ઘટકમાંથી બદલી કરાવીને બીજે જવાની છે કે પછી ઘટકમાં એમને ગોઠી ગયું છે, અને એમના કાર્યમાં ઉત્સાહથી મન પરોવતા થયા છે? આ અધિકારીઓનો સ્થાનિક લોકો સાથે છેલ્લા વર્ષ કરતાં સંબંધ વધ્યો છે ખરો?

(૧૩) લોકોને આજે સારો ખોરાક મળી રહે છે, તેઓ વધારે સારું સાંસ્કૃતિક જીવન ભોગવી રહ્યા છે અને ઘટક શરૂ થયા પહેલાંની સ્થિતિ કરતા વધારે સુખી થયા છે એવા કોઈ પ્રતીતિજનક ચિહ્નો નજરે પડે છે ખરાં?

સમિતિને લાગે છે કે પ્રોજેક્ટ અધિકારીઓ આ બધા મુદ્દાઓ ધ્યાનમાં રાખે અને એ દૃષ્ટિએ થયેલી પ્રગતિ સાચી પ્રગતિ છે એવું સ્વીકારે અને માત્ર ખર્ચના લક્ષ્યાંકોને પહોંચ્યા અથવા પૈસા વાપરી નાખ્યા

એટલે પ્રગતિ થઈ ગઈ એવી ભ્રાંતિમાં ન રહે તો સારું. ઉપરની દિશામાં થયેલી પ્રગતિના ધોરણે જ એમની સફળતા અથવા નિષ્ફળતા મપાશે, અને સાચે માર્ગે તથા સારું કામ કરવાની પ્રેરણા મળશે.

સમિતિ માને છે કે દર વર્ષે આ પ્રકારના અહેવાલો તૈયાર કરવાથી અધિકારીઓ પર છે તેના કરતાં કામના બોજમાં ખાસ કાંઈ વધારો નહીં થાય. આ સાથે સમિતિ ઘટકોમાં કાગળ પરની કામગીરી ઘટાડવા આગ્રહ સેવે છે. એક તરફ ઘટકમાં તપાસ હાથ ધરવી અને કાર્યના મૂલ્યાંકન દર્શાવતા અહેવાલો તૈયાર કરવા એવું સૂચવવું, અને બીજી તરફ કાગળિયાં-નું કામકાજ ઘટાડવું એવો આગ્રહ સેવવો એ બે વચ્ચે કદાચ વિરોધાભાસ લાગશે! પણ સમિતિ આ બાબત જાગ્રત છે અને એટલે જ એક વાત ભારપૂર્વક કહે છે કે, ઘટકના અધિકારીઓ જો ઑફિસમાં વધારે સમય ન ગાળતાં પ્રવાસો વધારી લોકો વચ્ચે જઈ પહોંચશે તો સ્થાનિક પરિસ્થિતિનો અને ત્યાં થતાં કાર્યોનો પ્રત્યક્ષ ખ્યાલ મેળવી શકશે, અને જે લોકો ઊંડાણ-ના વિસ્તારોમાં કામ કરે છે તેમને માટે પ્રેરણારૂપ બની રહેશે. સમિતિએ તપાસ તથા મૂલ્યાંકન અહેવાલો અંગે કરેલી સૂચનાઓનો હેતુ સામાન્ય પ્રકારનું કાગળકામ વધારવાનો નથી, પણ વિકાસઘટકમાં થઈ રહેલા ફેરફારોથી વિકાસ ઘટકના કર્મચારીઓ સાચી રીતે માહિતગાર થાય, અને લોકોની આકાંક્ષાઓ તથા મનોરથોને બરાબર સમજતા થાય એ છે. આ દૃષ્ટિએ વર્ષમાં એક વખત પોતાના કામનું મૂલ્યાંકન કરવાથી કાગળકામ ઘણું વધી જાય છે એવું નહિ કહી શકાય.

**( ૨૧ ) આદિવાસી પંચો અને પંચાયતરાજ**

૧૯૫૯ના મે માસમાં રાંચી ખાતે યોજાયેલા પરિસંવાદમાં એલ્વિન સમિતિને આદિવાસી વિસ્તારોમાં પંચાયતનો પ્રશ્ન તપાસી જવાનું કહેવામાં આવ્યું હતું. આથી ૧૯૫૯ના જૂનમાં એક પ્રશ્નોત્તરી બહાર પાડી અને તેના જવાબરૂપે અને સ્થળ પર જઈ તપાસ કર્યા પછી જે લાગ્યું તેનો સાર સમિતિએ અહેવાલમાં આપ્યો છે. સમિતિને લાગ્યું કે લગભગ મોટા ભાગના ઘટકોમાં ગામ-આગેવાનો મુખીની આગેવાની હેઠળ ભેગા થઈ સામાજિક અને ધાર્મિક બાબતોને લગતા ઝઘડાઓનો નિકાલ કરે છે; પણ આ પ્રકારનાં પંચોનું ચોક્કસ સંગઠિત સ્વરૂપ બધે જોવા મળતું નથી,

અને હવે પંચાયતધારાઓથી પંચાયતો અમલમા આવ્યા પછી આવા પંચોની અસર ઘટી જાય એવો સભવ છે

આટલું નિવેદન કર્યા પછી સમિતિ આસામ, આંધ્ર, બિહાર, મુંબઈ, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, મણિપુર અને ત્રિપુરા રાજ્યોના કેટલાક ઘટકોના વિસ્તારોમા પરપરાથી ચાલી આવેલાં જાતિપંચો, હાલમા અમલમા આવેલી ગ્રામપંચાયતો અને જિલ્લાપચાયતોનુ વિહગાવલોકન કરે છે એ પછી સમિતિએ ઘણા રાજ્યોમાં પચાયતધારાથી અમલમા આવેલી નવી પચાયતોના વહીવટી, આર્થિક, સામાજિક અને ન્યાયવિષયક કાર્યો ગણાવ્યા છે, અને પચાયતોની આવકના સાધનોનો ખ્યાલ પણ ટૂકમા આપ્યો છે

આ માહિતી આપતી વખતે સમિતિએ મધ્યપ્રદેશ વિષે એક જાણવા જેવી વાત કરી છે ૧૯૪૭મા દેશી રાજ્યોનું હિંદી સઘમા વિલિનીકરણ થયુ તે પહેલા મધ્ય પ્રાત અને વરાડના પ્રદેશોમા ૧૯૪૯નો પંચાયત ધારો હતો વિલીનીકરણ પછી પડોશના કેટલાક પ્રધાનત આદિવાસી વસ્તીવાળા વિસ્તારો ઉમેરાયા બાદ અસ્તિત્વમાં આવેલા મધ્યપ્રદેશમાં ૧૯૫૦ની સાલમા મધ્યપ્રદેશ ધારા હેઠળ જૂના પચાયત ધારામાં સુધારો કરવામા આવ્યો આ સુધારા પૂર્વે જૂના ધારાની જોગવાઈઓ તમામ વિસ્તારોને એક સરખી લાગુ પડતી હતી, પરતુ પછીની પરિસ્થિતિમા અનુસૂચિત જાતિઓને આ જોગવાઈઓ સામાન્ય રીતે લાગુ પાડવાનું મુશ્કેલ લાગ્યુ એથી અનુસૂચિત વિસ્તારો માટે આદિમજાતિની પચાયતો રચવાની જોગવાઈ કરવામા આવી આ આદિમજાતિની પંચાયતોનું તંત્ર બહુ જ સરળ રાખવામા આવ્યું તેની બીજી ખૂબી એ હતી કે સરપંચોની નિમણૂક રાજ્ય સરકારે કરવાની હતી આ પરથી એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે આદિવાસી વિસ્તારોમા પચાયતો રચતી વખતે ચૂંટણીનો સિદ્ધાંત અનુસરવો કે કેમ.

આ બધું જોતા આદિવાસીઓમા સ્વશાસનનો પ્રશ્ન ઉકેલવા માટે બે રસ્તા શકય જણાય છે એક તો, આદિવાસીઓની પરપરાથી ચાલતી આવેલી હાલની વ્યવસ્થાને ચાલુ રાખવી, દૃઢ બનાવવી અને જરૂર લાગે ત્યાં પુનર્જીવિત કરવી, બીજુ, પચાયતધારા અનુસારની પંચાયત દાખલ કરવી ઘણા વિકાસ ઘટકોમાં પંચાયતધારા હેઠળની પંચાયતો દાખલ થઈ ચૂકી છે, જોકે આ નવી પચાયતોએ આદિવાસીઓના ચાલુ જાતિપંચોની

જગા લીધી હોય એવું બન્યું નથી, પરંતુ થોડાંક વર્ષો સુધી આવું બનવાનું જ.

પંચાયતધારા હેઠળ પંચાયતો દાખલ કરવાનું ઘણી રીતે લાભકર્તા છે. એથી, આખા દેશમાં એક સરખા પ્રકારની ગ્રામસ્વરાજની પ્રથા અમલમાં આણી શકાશે; પંચાયતોની ચૂંટણીથી લોકોને નાગરિકત્વની દિશામાં એક પ્રકારની તાલીમ મળશે, અને એને પરિણામે લોકો રાષ્ટ્રવ્યાપી ચૂંટણીઓમાં પોતાનો મત વાપરતાં શીખશે. પંચાયતો દાખલ કરવાનું ઘણા વિચારમંથન પછી નક્કી થયું છે એ હકીકત પણ ન ભૂલવી જોઈએ.

બીજી બાજુ, આદિવાસી પંચો દ્વારા સ્વશાસનનો સિદ્ધાંત અમલમાં મૂકવાનો ફાયદો એ છે કે, આ પંચો આદિવાસી જીવનની પરિસ્થિતિમાંથી જ પાંગરેલાં છે અને લોકોને આ પંચો પ્રત્યે શ્રદ્ધા અને નિષ્ઠા છે; એટલે જ, જે પ્રથા દીર્ઘકાળથી રૂઢ થઈ છે અને જેનાથી પોતે પરિચિત છે તેને સહકાર આપવા માટે લોકો સદાય તત્પર રહેશે. નવી પંચાયતો દાખલ કરવા બાબત એક ભય એવો છે કે, જે હેતુસર એ દાખલ કરવામાં આવે છે એ હેતુ જ કદાચ માર્યો જાય અને આવી વ્યવસ્થા પોતાના જીવનમાંથી નથી ઊગી એટલે લોકો એને પોતાની સસ્થા તરીકે ન ગણતાં બહારથી લદાયેલી છે એવું પણ ગણે. જો આવું બને તો નવી પંચાયતોને લોકો તરફથી ધાર્યો સહકાર અને ટેકો ન મળે, અને પરિણામે પંચાયતના સફળ અમલમા અવરોધક અસર પડે.

નવી પંચાયતોને સોંપાયેલી ફરજોમાંથી કેટલીક ફરજો પુનર્જીવન પામેલાં અને મજબૂત બનાવાયેલાં આદિવાસી પંચોને સોંપી શકાય, અને, હકીકતમાં, 'નેફા'માં આમ કરવામાં આવ્યું છે. 'નેફા'નાં આદિવાસી પંચોનું વિગતવાર વર્ણન ડૉ. એલ્વિનના 'એ ફિલોસોફી ફૉર નેફા' એ પુસ્તકમાં આપવામા આવેલું છે.

વળી, આદિવાસીઓનાં કેટલાંક રૂઢિગત ધારાધોરણો એવાં છે કે જે બીજા લોકો કરતાં જુદાં પડતાં હોય, અને આ લોકોને હંમેશાં પોતાની જાતિનાં ધારાધોરણની મર્યાદામાં રહીને જ પોતાના પ્રશ્નો ઉકેલવાનું ગમતું હોય છે. આથી મિશ્ર પંચાયતો માટે આદિવાસીઓના દૃષ્ટિબિંદુથી વિચાર કરવાનું સહેલું નથી હોતું. જો કોઈએ ભીતરમાં આવેલા આદિવાસી-

ઘટકની સલાહકાર સમિતિની બેઠકમાં એકાદ વાર પણ હાજરી આપી હશે તેમણે એ જોયું હશે કે બિન આદિવાસીઓ ખુરશી પર બિરાજે છે, અને આદિવાસીઓ બાપડા ભોય પર બેસે છે, અને આખી કાર્યવાહી દરમ્યાન બાઘા મારતા હોય છે (કારણ કે સમિતિનું કામકાજ હમેશા લગભગ બિન-આદિવાસી ભાષામા જ ચાલતું હોય છે) આમ આદિવાસીઓ સમિતિની કાર્યવાહીમા કશો પણ ભાગ લઈ શકતા નથી.

આથી વધારે ભય તો એ છે કે, જે વિસ્તારોમાં આદિવાસીઓની બહુમતી હશે ત્યાં આદિવાસીઓ જે બિન-આદિવાસીઓ પર તેઓ આર્થિક રીતે નિર્ભર છે તેમને જ સરપચ તરીકે ચૂટી કાઢશે આવુ ઘણા ઘટકોમાં બન્યું પણ છે બધે જ આ પરિસ્થિતિ નથી, તેમ છતા સમગ્ર પરિસ્થિતિનો આ પરથી તાગ કાઢી શકાશે. ખાસ કરીને અલ્પવિકસિત વિસ્તારોના આદિવાસી લોકોને એમની વચ્ચે વસતા બિન-આદિવાસીઓના સમોવડિયા બનવા માટે પૂરતા જાગ્રત અને સમર્થ થતાં વર્ષો વીતી જશે

માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ નવી પચાયતોની સરખામણીમાં આદિવાસી પંચોની તરફેણમાં ઘણુ કહી શકાય એમ છે. આદિવાસી પચો પૂર્વજોના સમયથી સત્તા ધરાવી રહ્યાં છે અને આ પંચો તમામ લોકોની ઈચ્છા અને શક્તિની અભિવ્યક્તિરૂપ છે આ પંચો સામાજિક ઉપરાત દૈવી આજ્ઞાઓથી ચાલતાં હોય છે અને એટલે જ ખોટી જુબાની આપવી એ ઈશ્વરનો કોપ અને માણસોનો રોષ વહોરવા બરાબર ગણાય છે ઈશ્વરી કોપ ટાળવા માટે, પચના કામકાજ માટે દેવના આશિષ મેળવવા અને બે ઝઘડતા પક્ષો વચ્ચે શાંતિ-સમાધાન કરાવવા ઘણી વાર દેવને બલિ ધરવાનો રિવાજ પણ જોવા મળે છે

આદિવાસી પચ એ સાચેસાચ લોકશાહી ઢબે કામ કરતી સસ્થા છે, કારણ કે ગામનું પચ ભેગું થાય ત્યારે સૌ કોઈ, સ્ત્રીઓ સહિત, હાજરી આપે છે અને પોતાને કહેવુ હોય તે કહી શકે છે હાલમા, જોકે, આ પચો સામાજિક કે ધાર્મિક પ્રકારના ઝઘડાઓ પતાવવાનુ જ કામ કરે છે, પરંતુ હાલ નવી પંચાયતોને જે અધિકાર અને ફરજો આપવામાં આવ્યા છે તે આ પચોને સોંપી શકાય એટલી હદે તેમને સંગઠિત કરી કેમ ન વિકસાવવાં એનો વિચાર કરવા જેવો છે આસામ અને 'નેફા'

વિસ્તારના આદિવાસીઓમાં પંચો, જે દેશના બીજા ભાગો કરતાં ઝાઝાં વિકસ્યાં નથી, તે પણ, આજે આ ફરજો ઘણી સફળતાપૂર્વક બજાવી રહ્યાં છે. વિકાસ કાર્યકરો જો દેશભરમાં યુવકો માટે સંસ્કાર કેન્દ્રો વગેરે ઊભાં કરી શકે તો ગ્રામ સ્વરાજની આદિવાસીઓની પોતાની જ વ્યવસ્થાને ઉત્તેજન આપી સંગઠિત કરવી શું ખોટી?

ચૂંટણીનો સિદ્ધાંત ઘણાંખરાં સ્થળોએ આદિવાસી પ્રણાલીની વિરુદ્ધનો છે અને આદિવાસી પંચો તેમના સર્વમાન્ય આગેવાનોમાં શ્રદ્ધા રાખે છે, અને આ આગેવાનો સભામાં હાજર રહેનાર સૌ કોઈનું સાંભળે છે. તેમાંય ન્યાયપંચોને ચૂંટી કાઢવાનો સિદ્ધાંત આપણા આખા દેશની પરંપરાને અનુરૂપ નથી. સ્થાનિક સંસ્થાઓમાં ચૂંટણીનો સિદ્ધાંત દાખલ કરવામા આવે તો સ્પર્ધા અને ઈર્ષ્યાને ઉત્તેજન મળવા સંભવ છે, એટલું જ નહીં પણ સહકાર અને શિસ્તથી બંધાયેલા આદિવાસી સમાજમાં ચૂંટણીતંત્રની કલુષિતતા પ્રવેશ પામશે. મણિપુરની ગ્રામ-પંચાયતોમાં ૧૯૫૬ના કાયદાની રૂએ ચૂંટણીનું તત્ત્વ દાખલ કર્યા પછી લોકોનો સહકાર ઘટ્યો હોય એવું લાગ્યું. એટલે આખી બાબત હાલમાં ફેરવિચારણા હેઠળ છે.

એકંદરે પરિસ્થિતિ મુશ્કેલ છે અને ખાસ કરીને જ્યાં પંચાયતો દાખલ કરવામાં આવી છે ત્યાં વિશેષ! ત્યાંથી જે અહેવાલો મળ્યા છે તે જણાવે છે કે આ પચાયતોએ આજ સુધી કાંઈ બહુ પ્રગતિ સાધી નથી. સમિતિ, આથી, સૂચવે છે કે આ પંચાયતો પાછી ખેંચી લેવી જોઈએ અને આદિવાસી પંચોને સજીવન કરવાં જોઈએ, નબળાં હોય તેને મજબૂત બનાવવાં જોઈએ અને મજબૂત હોય તેને માન્ય કરવા જોઈએ.

આદિવાસી પંચમાં અઢળક સામર્થ્ય પડેલું છે, કારણ કે એનાં મૂળ ઈતિહાસ અને પરંપરામાં છે, એને સામાજિક અને ધાર્મિક આજ્ઞાઓનો ટેકો છે, અને એ સહકાર અને સહજીવનના ધોરણે લોકશાસનનાં સાચાં પ્રતીકો છે. આ પંચોનો ઉપયોગ તમામ આદિવાસી વિસ્તારોમાં વિકાસની કૂચને વેગ આપવામાં થઈ શકે એમ છે. સમિતિએ, આથી, કરેલી ભલામણો ટૂંકમાં નીચે પ્રમાણે છે:

૧. જે આદિવાસી વિસ્તારોમાં પંચાયતધારાઓનો અમલ નથી કરવામાં આવ્યો ત્યાં આ કાયદાઓની જોગવાઈઓનો લાભ લઈ (મુંબઈના અપવાદ સિવાય) ગવર્નરે પંચાયત ધારાઓના અમલમાંથી અમુક વિસ્તારોને મુકત રાખવા અને એના બદલામાં ચાલુ વ્યવસ્થાનો ઉપયોગ કરવા ગંભીરતાથી પ્રયાસ કરવો.

૨. જે કોઈ રાજ્યના આદિવાસી વિસ્તારોમાં પંચાયતધારાઓ દાખલ કરવામાં આવ્યા હોય તેવા કિસ્સાઓમાં અનુસૂચિત વિસ્તારોને ધારાના અમલમાથી બાકાત રાખી શકાય કે કેમ તે વિચારી જોવું. મુંબઈ રાજ્ય આ માટે બંધારણના પાંચમા અને છઠ્ઠા પરિશિષ્ટોનો આશરો લઈ શકે

૩. આ નિર્ણય લીધા પહેલાં દરેક રાજ્યમાં રચાયેલી આદિવાસી સલાહકાર સમિતિ સાથે મસલત ફરી લેવી જોઈએ.

૪. જે આદિવાસી ગામમાં એક જ જાતિના આદિવાસીઓ વસતા હોય ત્યાં દરેક ગામના પંચમાં પ્રતિનિધિ તરીકે દરેક કુળનો એકાદ સભ્ય સ્થાન પામ્યો હોય એ જરૂરી છે. ગામનો પરંપરાગત મુખી પંચનો અધ્યક્ષ બને અને રિવાજ હોય તો ગામના પૂજારી કે ગામના પેઢીગત આગેવાનોને પણ પ્રતિનિધિત્વ આપવું જોઈએ.

મંડળીઓનું સંચાલન સોંપવું અને ગામના અને ગામો વચ્ચેના ઝઘડાઓનો, કોર્ટે ગયા વગર, ફેંસલો લાવવાનું કાર્ય સોંપવું.

૯. આ પંચો આપમેળે વહીવટ ચલાવવાની તાકાત બતાવતાં જાય તેમ તેમ, પંચાયતધારામાં ગણાવેલા જુદા જુદા અધિકારો, આખરે પૂરેપૂરા લઈ લે ત્યાં સુધી, સોંપતા રહેવું.

૧૦. જ્યાં સંગઠિત આદિવાસી પંચ હોય ત્યાં તેને તરત જ માન્ય રાખવું. જ્યાં પંચને હજુ સજીવન કરી વિકસાવવાનું હોય ત્યાં ડેપ્યુટી કમિશનરની સલાહ અનુસાર પ્રોજેક્ટ ઓફિસરે, પંચ કાયદેસરની સત્તાઓ અખત્યાર કરી શકે એટલું તૈયાર થઈ ગયું છે એવી પ્રતીતિ થાય પછી જ માન્યતા આપવા ભલામણ કરવી.

૧૧. જે વિસ્તારોમાં આદિવાસી વસ્તી લઘુમતીમાં હોય અને કુલ વસ્તી મિશ્ર હોય ત્યાં આદિવાસી પંચ જો અસ્તિત્વમાં હોય તો તેને કાયદેસરની સત્તાઓ ન સોંપતાં ગ્રામપંચાયત દાખલ કરવી, અને જોવું કે આદિવાસી લઘુમતીને એમાં પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું છે કે નહિ. જે વિસ્તારોમાં આદિવાસીઓ બહુમતીમાં હોય પણ બિનઆદિવાસીઓનું પ્રમાણ સારું હોય ત્યાં, અને પંચાયતધારાની કેટલીક જોગવાઈઓ અમલી બની હોય પછી એ રદ કરવાનું મુશ્કેલ લાગે ત્યાં સરકાર દ્વારા સરપંચ તરીકે આદિવાસીની નિમણૂક થવી જોઈએ.

## (૨૨) બિનસરકારી સંસ્થાઓ અને સેવાકાર્ય

લોકકલ્યાણના કાર્યક્રમોને લોકો સ્વેચ્છાએ આવકારે અને સહકાર આપે એ માટે બિનસરકારી રાહે આ કાર્યક્રમો અમલમાં મૂકવા જોઈએ. સાચી લોકશાહીની કસોટી લોકોમાં સ્વેચ્છાએ થતી પ્રવૃત્તિઓ પરથી જ થાય છે. આ દૃષ્ટિએ સ્વૈચ્છિક મંડળો એટલે કે બિનસરકારી સંસ્થાઓ લોકકલ્યાણનાં કામો સારી રીતે પાર પાડી શકે એમ છે.

આદિવાસીઓમાં લોકકલ્યાણના કાર્યક્રમો લોકોની સંસ્કૃતિ અને પરંપરાના આધારે અને લોકોના સામાજિક અને આર્થિક પ્રશ્નોને અનુલક્ષીને યોજવા જોઈએ, અને એના અમલ માટે પણ જુદી જ રીત

અપનાવવી જોઈએ. આ જોતા આવાં કામો સમાજસેવાની ભાવના અને ધગશ ધરાવતા કાર્યકરો સારી રીતે કરી શકે એ હકીકતનો સર્વત્ર સ્વીકાર થઈ રહ્યો છે. દાખલા તરીકે, લોકોને મફત ઘર અને બીજી સવલતો આપીને જમીન પર સ્થિર કરવાના પ્રયાસો આ પ્રકારની યોજના અમલમાં મૂકના અધિકારીઓમાં યોગ્ય સમજના અભાવને કારણે વ્યર્થ ગયા છે. આવો કાર્યક્રમ લોકસેવકો તેમના વધાર માનવીય દૃષ્ટિબિંદુને કારણે વધુ સફળતાથી પાર પાડી શકે એવું લાગે છે.

ભારતની આદિવાસી પ્રજામાં કલ્યાણકાર્ય કરતી બહુ જાણીતી બિન-સરકારી સંસ્થાઓમાં ખ્રિસ્તી મિશનરીઓ, સેન્ટ્રલ સોશ્યલ વેલ્ફેર બોર્ડ, સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી, આદિવાસી સેવા મંડળ, સર્વ સેવા સંઘ, ભારતીય આદિમ જાતિ સેવક સંઘ, ગાંધી સ્મારક નિધિ, કસ્તૂરબા સ્મારક નિધિ, ભારત સેવક સમાજ અને વનવાસી સેવામંડળને ગણાવી શકાય. આમાંની કેટલીક સંસ્થાઓને સરકાર તરફથી નાણાકીય સહાય મળે છે, પણ મોટા ભાગની સંસ્થાઓ સરકારી મદદની અપેક્ષા સિવાય લોકોના ટેકાથી કામ કરે છે. આ સંસ્થાઓ સમાજના અલ્પ વિકસિત વર્ગોમાં જે ખાસ સેવાકાર્યો બજાવે છે તેમાં સરકારની દરમ્યાનગીરી ન હોય એ જ ઇષ્ટ છે.

સેન્ટ્રલ સોશ્યલ વેલ્ફેર બોર્ડ તરફથી પ્રોજેક્ટના વિસ્તારોમાં સ્ત્રીઓ અને બાળકોના કલ્યાણ માટે ખાસ વિસ્તરણ સેવાઓ પ્રસારવાના પ્રયાસો સાચે જ પ્રશંસાપાત્ર છે. ૪૩ ખાસ વિવિધલક્ષી ઘટકોના બજેટમાં સ્ત્રીઓ તથા બાળકોના કલ્યાણ માટેના કાર્યક્રમો પાછળ રૂ. ૬૦,૦૦૦ ખર્ચવાની જોગવાઈ છે જ. બોર્ડે જુદા જુદા આદિવાસી ઘટકોમાં ગ્રામસેવિકાઓને તાલીમ આપવા માટે છ તાલીમ કેન્દ્રો સ્થાપવાનું વિચાર્યું છે. આદિવાસી વિસ્તારોમાંથી સ્ત્રીઓને, અને તેમાંય જે સ્ત્રીઓ અભણ હોય છતાં સમાજસેવાની વૃત્તિ ધરાવતી હોય તેમને લાંબા ગાળાની તાલીમ આપી છેવટે તેમના પોતાના વિસ્તારોના કાર્યમાં સમાવી લેવાનું પણ બોર્ડના કાર્યક્રમમાં વિચારાયું છે.

સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી અને આદિવાસી સેવા મંડળ આદિવાસી વિસ્તારોમાં આરોગ્ય અને આર્થિક કાર્યક્રમને લગતી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યાં છે. વનવાસી મંડળનો કાર્યક્રમ આદિવાસી વિસ્તારોમાં પ્રાથમિક

શાળાઓ ચલાવવાનો અને કાર્યકરોને તાલીમ આપવાનો છે. ભારતીય આદિમ જાતિ સેવક સંઘની દેશભરમાં અનેક શાખાઓ છે. સંઘ સાથે જોડાયેલી અનેક સંસ્થાઓ દેશના જુદા જુદા ભાગોમાં કલ્યાણ કેન્દ્રો ચલાવે છે. આદિવાસી લોકો અને આદિવાસી વિસ્તારોમાં કામ કરવા માટે પોતાનું આખું જીવન હોમી દેવાના સંકલ્પવાળા અનેક કાર્યકરો આવી સંસ્થાઓમાં જોડાયેલા છે. સર્વસેવા સંઘ પોતાની પ્રવૃત્તિ મુખ્યત્વે ઓરિસ્સામાં જ ચલાવે છે, અને એનો ઉદ્દેશ ગ્રામદાનનાં ગામોમાં આદિવાસીઓનું સર્વોદયના ધોરણે પુનરુત્થાન કરવાનો છે. ગાંધી સ્મારક નિધિ અને કસ્તૂરબા સ્મારક નિધિ સંચાલિત કેન્દ્રોમાં સ્ત્રીઓ અને બાળકોના આર્થિક ઉત્કર્ષ માટેના કાર્યક્રમો હાથ ધરવામાં આવ્યા છે.

અખિલ ભારત કક્ષાની બિનસરકારી સંસ્થાઓને કેન્દ્રના ગૃહખાતા તરફથી સીધી ગ્રાંટ આપવામાં આવે છે, અને સ્થાનિક કક્ષાએ કામ કરતી સંસ્થાઓને ખર્ચની ૫૦ ટકા સબસીડી આપવામાં આવે છે અને બાકીના ૫૦ ટકા રાજ્ય સરકાર તરફથી મળે છે. ૧૦૦ ટકા સીધી ગ્રાંટ મેળવતી સંસ્થાઓએ પણ ૧૦ થી ૨૦ ટકા ફાળો પોતે એકઠો કરવાનો હોય છે. સમિતિને લાગે છે કે આવી સંસ્થાઓને સરકારે સહાય કરવી એ બરાબર છે, પણ સરકારના પૈસા વાપરવા પૂરતી જ આ સંસ્થાઓ કામ કરતી હોય એવી છાપ ઊભી ન થવી જોઈએ. આવી જે કોઈ સંસ્થાઓ સરકારની એજન્સીઓ તરીકે આશ્રમશાળા અથવા જંગલ કામદાર સહકારી મંડળીઓ ચલાવતી હોય તેનાં આવાં કામોનો તમામ અનાવર્તક ખર્ચ સરકારે ભોગવવો જોઈએ, અને સંસ્થાએ દેખરેખ રાખવાનું અને તાલીમ પામેલા સેવાભાવી કાર્યકરો પૂરા પાડવાનું કામ કરવું જોઈએ.

એક જ વિસ્તારમાં કામ કરતી જુદી જુદી સંસ્થાઓનાં કામો અથવા સરકારના તરફથી થતાં કામો બેવડાય નહીં તેની ખાસ કાળજી લેવી જોઈએ. તે માટે આવી સંસ્થાઓને ચોક્કસ કામો નક્કી કરી આપવાં જોઈએ અને સંસ્થાના હિસાબો વ્યવસ્થિત રાખવા એક હિસાબનીશ સરકારે આપવો જોઈએ, અને સરકારી ઑડિટરે આ હિસાબો તપાસી જવા જોઈએ. કામો અટકી ન પડે એ રીતે આવી સંસ્થાઓને અગાઉથી નાણાં પૂરાં પાડવાં જોઈએ એવું સમિતિ આગ્રહપૂર્વક જણાવે છે.

## (૨૩) ઘટકોની વર્તમાન પરિસ્થિતિની સમાલોચના

એકંદરે જોતાં ચિત્ર ઝડપથી પલટાઈ રહ્યું છે આ પલટો ઘણા કારણોસર આવી રહ્યો છે 'સ્કીમેટિક બજેટ'મા જુદા જુદા વિષયો હેઠળ ખર્ચવાનાં નાણાની ફાળવણી નવેસરથી વાસ્તવિક દૃષ્ટિએ કરવામા આવી છે, માર્ગવ્યવહારમાં સુધારો થયો છે, નવા ગ્રામસેવકોનો ઉમેરો કરી 'ફિ ડ સ્ટાફ'ને મજબૂત બનાવાયો છે, અને વિમામ યોજનાઓ જે આરભમા ધીમી ગતિએ ચાલી તે હવે નવા જોશથી આગળ વધી રહી છે આને પરિણામે બીજી પચવર્ષીય યોજનાના અત સુધીમા ખર્ચ અને લક્ષ્યાકોની દૃષ્ટિએ પરિસ્થિતિમા ઘણો ફેર પડી ગયેલો જોવા મળશે

વિવિધલક્ષી ઘટકોની યોજનાનાં આયોજન અને અમલ બાબત ઘણી ટીકાઓ થઈ છે આ ટીકાઓનો અત્રે ટૂંકમા ઉલ્લેખ કરવામા આવે છે, કારણ કે ભૂતકાળમા જે બન્યું તેમાથી ભવિષ્ય માટે ધડો લઈ શકાય

ખાસ વિવિધલક્ષી ઘટકો શરૂ કરવામા આવ્યા ત્યારે દરેક ઘટકમા માથાદીઠ રૂ ૧૦૮ ખર્ચવાની જોગવાઈ સાથે ૨૫ હજારની આદિવાસી વસતિ અને ૨૦૦ ચોરસ માઈલના વિસ્તાર આવરી લેવાનો ખ્યાલ રખાયો હતો પરતુ વાસ્તવમા આ પાયાની વાત પ્રત્યે ઉપેક્ષા થઈ, અને આવરી લેવાયેલા વસતિ અને વિસ્તાર વધીને અનુક્રમે ૩૯,૧૯૩ અને ૫૪૭ ૪૫ ચોરસ માઈલ થયા, અને માથાદીઠ ખર્ચ માત્ર રૂ ૬૮નો આવીને ઊભો રહ્યો

ઘણા ઘટકોમા આદિવાસીઓ કરતા બિનઆદિવાસીઓનું પ્રમાણ વધારે છે ઘટકોમાંની કુલ વસતિ ૧૬,૮૫,૩૨૫ થાય છે, એમાથી આદિ વાસીઓ ૧૨,૧૦,૯૭૬ જેટલા છે, અને આ ખાસ યોજનાનો લાભ ઉઠાવનાર બિનઆદિવાસીઓ ૪,૭૪,૩૪૯ જેટલા છે સામૂહિક વિકાસ ખાતાનો આદેશ હતો કે જે વિસ્તારમાં ૮૦ ટકા આદિવાસીઓની વસતિ હોય ત્યાં જ વિવિધલક્ષી ઘટક શરૂ કરવો, આધ્ર, બિહાર અને ઓરિસ્સા જેવા કેટલાક રાજ્યોની સરકારો આ આદેશને અનુસરી નથી આસામના એક ઘટકમાં તો આદિવાસીઓનું પ્રમાણ ૧૩ થી ૧૫ ટકા જેટલું જ હતું

જે ઘટકમા આદિવાસી વસતિનું પ્રમાણ નજીવુ છે ત્યાં ખાસ વિવિધ લક્ષી આદિવાસી ઘટકના નિધિમાથી પૈસા પૂરા પાડવા સામે પાર્લમેન્ટની અદાજ સમિતિએ ૧૯૫૮–૫૯ માટેના પોતાના ૪૮મા અહેવાલમા રોષ વ્યક્ત કરી ઉગ્ર ટીકા કરી છે આ રીતે પૈસા વાપરવાનો અર્થ ખસૂસ એ થાય કે યોજનાનો લાભ આદિવાસી કરતા બિનઆદિવાસીઓને વધુ મળે આજે એવા કેટલાય અણવિકસિત આદિવાસી વિસ્તારો છે કે જ્યાં આવા ખાસ ઘટકો ખોલવાની જરૂર છે ત્યારે બિનઆદિવાસીઓ જ બધા લાભ ખાટી જાય એવા ઘટકો પાછળ નાણા વેડફવાનો શો અર્થ? બધારણની ર૭૫મી કલમ પણ અનુસૂચિત વિસ્તારો અને અનુસૂચિત જનજાતિઓ માટેના નાણાં સદર વિસ્તારો અને જાતિઓ માટે જ ખર્ચ વાનો આદેશ આપે છે

આદિવાસી વિકાસ ઘટક શરૂ કરતી વખતે રાજ્ય સરકારે ૨૫,૦૦૦-ની આદિવાસીઓની વસતિનુ ધોરણ અને ૨૦૦ ચોરસમાઈલનો વિસ્તાર એ બે મર્યાદાઓ અવશ્ય ધ્યાનમાં રાખવી જોઈએ રાજકીય કારણોસર અમુક સ્થળે ઘટક ખોલવાનો નિર્ણય નહિ લેવો જોઈએ ખરી રીતે અણ વિકસિત વિસ્તારને ધ્યાનમા લઈને જ આવા ઘટકો ત્યા શરૂ કરવા જોઈએ

જે ઘટકમા વસતિ વધારે હશે ત્યા કાર્યક્રમ મોળો પડી જશે કેટલાક ઘટકોમા કુલ વસતિ ૬૦,૦૦૦ સુધી જાય છે અને એક જગ્યાએ તો ૧,૦૭,૭૦૦ જેટલી થાય છે આવે ઠેકાણે આદિવાસીઓનો સઘન વિકાસ સાધવાનો હેતુ માર્યો જાય છે

કેટલાક ઘટકો કદમાં બહુ મોટા છે, એટલે કે તેમનો વિસ્તાર વધારે હોય છે દા ત. કેટલાક ઘટકોનો વિસ્તાર ૯૦૦ થી ૧,૮૦૦ ચોરસ માઈલ સુધી પહોચી જવા પામે છે આવા ઘટકોમાં રસ્તાઓ ખરાબ હોવાને કારણે આમ બને છે એ સાચું, પણ સઘન વિકાસની દૃષ્ટિએ કદ ઘટાડવા માટે રસ્તાઓ તાકીદે સુધારવા જોઈએ, અને અંદરના લોકોને વિકાસના લાભો પહોંચતા કરવા જોઈએ ઘટકનું વડુ મથક ઘટકના વિસ્તાર ની અદર જ રાખવુ જોઈએ એવી સમિતિની ભલામણ છે

આર્થિક જરૂરિયાત, વાહનવ્યવહારનો અભાવ, જૂના ચીલે થતી ખેતી, સિંચાઈનો અભાવ અને સારા પશુપાલનનો અભાવ, સ્વચ્છતારહિત વાતાવરણ જેવી બાબતો ધ્યાનમાં લઈ ઘટક માટેના સ્થળની પસંદગી કરવી જોઈએ.

વિકાસ કાર્યક્રમને આદિવાસીઓની જરૂરિયાતોને અનુરૂપ બનાવવામાં 'સ્કીમેટિક બજેટ' વાસ્તવમાં અડચણરૂપ બન્યું છે. આ બજેટમાં આમ તો ઘટકના સ્થાનિક સંજોગોને ધ્યાનમાં લઈ એક વિષયમાંથી બીજા વિષયમાં નાણાં ફેરવવાની રાજ્ય સરકારોને સત્તા છે જ, પણ આ સત્તાનો યથાયોગ્ય ઉપયોગ થયો નથી. દા. ત., ગ્રામોદ્યોગ અને હસ્તકળા જેવા વિષયોમાંથી પૈસા બીજા વિષયો પાછળ ખર્ચવા માટે ફેરવવા હોય તો અમુક નિયમો આડે આવે છે. જોકે હવે કંઈક કચવાતે મને છૂટ આપવામાં આવે છે. પણ એ ચોક્કસ છે કે 'સ્કીમેટિક બજેટ'ને કારણે ખર્ચ ઢંગધડા વગર થાય છે. પ્રોજેક્ટ ઑફિસરને કેટલીક છૂટ આપવામાં આવી છે, છતાં એ લોકો યોગ્ય જાણકારીને અભાવે 'સ્કીમેટિક બજેટ'ને જ અનુસરતા હોવાનું વર્તાય છે.

આદિવાસીઓની પ્રતિભાનો ખ્યાલ રાખી કાર્યક્રમ કેવી રીતે ઘડવો તેની સૂઝ ઘણા અધિકારીઓને હોતી નથી. બહુ ઓછા આદિવાસીઓને ચોથા વર્ગની નોકરીઓ સિવાય બીજી કોઈ નોકરીઓ મળી છે. સ્થાનિક બોલી શીખવાનો ઉમંગ અધિકારીઓમાં બહુ જ ઓછો જોવા મળે છે. આને કારણે લોકો અને અધિકારીઓ વચ્ચે અંતર જોવા મળે છે.

આટલા બધા પૈસા મળે અને એને ખર્ચવામાં મુશ્કેલી વર્તાય એને કારણે અધિકારીના મનમાં એક પ્રકારની મૂંઝવણ અને ગુનાની લાગણી અનુભવાતી જોવા મળે છે. આને કારણે પૈસા કોઈ પણ હિસાબે ખર્ચી નાંખવા છે એ દૃષ્ટિથી અમુક યોજનાઓ આગળ ધરવામાં આવે છે. પૈસા ખર્ચી નાંખવાના હેતુથી મકાનોના બાંધકામ પાછળ ઘણો ખર્ચ થાય છે, અને જરૂર ન હોવા છતાં મોટાં મકાનો ઊભાં કરવામાં આવે છે. પરિણામે 'જૂદાણાંની પરંપરા' શરૂ થાય છે. ગ્રામસેવક ઉપલા અધિકારીને સારા સારા અહેવાલો આપે છે, પ્રોજેક્ટ ઑફિસર કમિશનરને પણ એવા

જ અહેવાલો મોકલાવે છે, અને ત્યાથી રાજ્ય અને પછી લાગતાવળગતા પ્રધાન સુધી એ અહેવાલ પહોંચે છે

એક વિકાસ કમિશનરે આદિવાસી ઘટકો બાબત એક વાત કરી કે બધે જ ખોટી શુભેચ્છા, વધારે પડતા પૈસા, યોજનાઓ ઘડવામા પૂરતી કાળજીનો અભાવ, વધારે પડતો ઉત્સાહ, સૈદ્ધાંતિક અને શિખાઉ પ્રકારની ઉપરથી સલાહ અને દબાણ અને સ્વાશ્રયનો લોપ જેવા મળે છે 'આપણે ઉતાવળમા માત્ર પૈસા ખર્ચી નાખવા બેઠા છીએ, કે આપણા મૂળભૂત ધ્યેયને સિદ્ધ કરવા માગીએ છીએ?' એવો પ્રશ્ન તેમના મુખમાથી સરી પડયો હતો

આદિવાસી ઘટકોની બીજી મુશ્કેલી એ છે કે લોકોમા દેખાદેખી વધી પડી છે સામાના ગામમા નિશાળ થાય તો પોતાના ગામમા થવી જ જોઈએ, પછી ભલે શિક્ષણનો લાભ લેવા ઉત્સુકતા હોય કે નહીં નિશાળ થઈ એટલે ગામ સારુ ગણાય એવો ભ્રમ લોકોમા પેસી ગયો છે એક જાતિને વધારે પૈસા મળ્યા એટલે બીજી જાતિ તરત જ એની ઈર્ષ્યા કરવાનુ શરૂ કરી દે છે

ખરી રીતે, આદિવાસી વિસ્તારો બધા એકસાથે જ ઊંચા આવવા જોઈએ, અને એક આદિવાસી જાતિ થોડા જ માઈલ દૂર વસતી આદિવાસી જાતિ કરતા આગળ વધી જાય એ ઠીક નથી આને પરિણામે અસમતોલ આર્થિક વિકાસ થવાનો સંભવ છે

આદિવાસી વિસ્તારોમા કામ કરતા અધિકારીઓને ખાસ વધારાનો પગાર અને ભાષાની પરીક્ષા પસાર કરવા બદલનો પુરસ્કાર રાજ્યના અમુક વિસ્તારોમા જ નહીં, પણ બધા જ વિસ્તારોમા એકસરખા ધોરણે લાગુ પાડવો જોઈએ

આદિવાસીઓનો જલદી ઉત્કર્ષ થાય એ ઇચ્છવાજોગ છે, પણ એ બાબતમાં નાહકની ઉતાવળ કરવાને બદલે વાસ્તવદર્શી બનવાનો અનુરોધ કરી સમિતિ ખેતી, વાહનવ્યવહાર અને આરોગ્યની બાબતમાં વધારે ધ્યાન આપવા કહે છે

શરૂના સાડા ત્રણ વર્ષોના ગાળામા ઘટકો ઝાઝી પ્રગતિ ન કરી શકયાં તે માટેનાં કારણો સમિતિના મત પ્રમાણે નીચે મુજબ છે.

૧ કેટલાક ઘટકોને શરૂ થતાં જ વાર લાગી કેટલાક ઘટકો પ્રોજેક્ટ ઑફિસરો વિના જ ખોલવામા આવ્યા કેટલાકમાં બે વર્ષ સુધી મેડિકલ ઑફિસર, કે સહકાર અને સમાજશિક્ષણને લગતા અધિકારીઓ જ નહોતા કેટલીક યોજનાઓની મજૂરી મેળવવામાં અત્યંત ઢીલ થઈ કેટલીક જગાઓએ ઘટકનુ વડુ મથક કયા રાખવું તેનો ઝઘડો ચાલ્યો, અને એક જગાએ તો બે વાર મથકનું સ્થળ બદલવામા આવ્યું મોટા ભાગના સ્ટાફના માણસો શહેરી વાતાવરણ માથી આવતા હોવાથી શરૂઆતમા ડુગરો અને જગલના વાતાવરણથી ગૂંચવણમા પડી ગયા

૨. આજ સુધી ઉપેક્ષિત રહેલા અને એકાતમા વસતા આદિવાસીઓ આગતુકોને આવકારવા તત્પર નહોતા એક ઘટકમાં તો આદિવાસી ઓએ વિકાસ અધિકારીઓને મારી નાખવાની ધમકી પણ આપી હતી એનાએક સરકારને લાગણી થઈ આવી એથી ઉશ્કેરાઈ ગયેલા આદિવાસીઓ શરૂમા શકા અને ભયની લાગણીથી ઘટકને નિહાળી રહ્યા હતા

૩ મોટા ભાગના અધિકારીઓ શહેરી ઢબના લેબાસમાં ફરતા અને ઘરમા શહેરી ઢગથી રહેતા વળી, આમાથી ભાગ્યે જ કોઈને આદિવાસી બોલી આવડતી તેથી આદિવાસીઓની નિકટ જવામા તેઓ મુશ્કેલી અનુભવતા આ ઉપરાત ઘણે સ્થળે વડુ મથક બિનઆદિવાસી વિસ્તારમા રાખેલું હોવાથી માર્ગવ્યવહારની અગવડને કારણે આદિવાસીઓને વડા મથક સુધી જવાની મુશ્કેલી પડતી, અને અધિકારીઓ પગે ચાલી અદરના ભાગ સુધી પહોચી શકતા નહીં અને રહેવા માટે નાનકડુ ઘર મેળવવામાં પણ મુશ્કેલી અનુભવતા

૪. માત્ર અમુક સ્થળ સિવાય ક્યાંય વૈજ્ઞાનિક પદ્ધતિએ પાયાની તપાસ થઈ નહોતી આથી અધિકારીઓ માટે આદિવાસીઓને કેવી રીતે અનુકૂળ થવું તેનો પૂરો ખ્યાલ આવ્યો નહીં ઉપરથી પ્રતિકૂળ યોજનાઓ લાદવામાં આવી અને આ યોજનાઓ બાબત અધિકારીઓનું પોતાનું અજ્ઞાન—આ બધું આરભમાં ભારે મુશ્કેલીરૂપ થઈ ગયું.

૫. માંડ માંડ આરંભ થયો ત્યાં અધિકારીઓની વચ્ચે વચ્ચે ફેરબદલી થવાથી બીજી મુશ્કેલીઓ ઊભી થઈ. આ વિસ્તારોમાં મુકાવાથી અધિકારીઓને સજા થઈ હોય એવું લાગવા માંડયું અને ભવિષ્યની ચિંતામાં ડૂબી ગયા એવું બન્યું; એટલે ઉત્સાહ વગર કામ કરવા લાગ્યા.

૬. વિકાસના કામ માટે આદિવાસીઓમાં વિશ્વાસ સર્જવા માટે અનુકૂળ માનસિક હવા ઊભી થઈ શકી નહિ. આદિવાસીઓ આમ તો જમીન પરના પોતાના હક વિષે ચિંતા સેવતા હતા અને જંગલ-ખાતા સાથે એમને જંગલના નિયમો બાબત ઝઘડામાં ઊતરવું પડતું હતું. આ બધી ચિંતા દૂર કરી વિશ્વાસનું વાતાવરણ શરૂમાં જમાવી શકાયું નહીં.

૭. એકસામટી ઘણી યોજનાઓથી અધિકારીઓ મૂંઝાઈ ગયા અને કોને અગત્ય આપવી તેની સૂઝ પડી નહીં. પરિણામે તબીબી સારવાર, કુટિરઉદ્યોગો, ઘર અને વસવાટ જેવી અગત્યની બાબતો પ્રત્યે પૂરતું ધ્યાન આપી શકાયું નહીં.

આ બધું બનવા છતાં એકંદરે જોતાં સમિતિને લાગે છે કે, દેશના મોટા ભાગનો દુર્ગમ વિસ્તાર હવે લગભગ ખુલ્લો થઈ ગયો છે. કેટલાક ઘટકોમાં ખેતી અને સિંચાઈના કાર્યક્રમને જ્વલંત સફળતા મળી છે. કેટલાક ઊંડાણના વિસ્તારો સુધી આધુનિક ઢબની તબીબી સહાય પહોંચવાની શરૂઆત થઈ ચૂકી છે. બહારના જગત પ્રત્યે આદિવાસીઓની શંકાની લાગણી ઘટી છે, અને સરકારી દાનત માટે વિશ્વાસ જાગ્યો છે. આદિવાસીઓમાં બહારના માણસોના ભયથી અંદર ભરાઈ જવાની વૃત્તિ અદૃશ્ય થતી જાય છે. એમનામાં દેશના બીજા ભાગો સાથે એકરૂપ બની જવાની ભાવના વધવા માંડી છે. દેશના પોતે નાગરિકો છે એવી ભાવના દૃઢ થતી જાય છે.

આમ, આ પ્રયોગ એકંદરે સફળ નીવડયો છે, અને ઘણો કીમતી અનુભવ મળ્યો છે. પછીના પ્રકરણમાં સમિતિએ ખાસ આદિવાસી ઘટકો રચવાની જે ભલામણ કરી છે તેમાં આ અનુભવને આધારે ભૂલો

સુધારવાનું, અને વધારે અસરકારક રીતે અને સૂઝસમજથી કાર્યક્રમો અમલમાં મૂકવાનું શક્ય બનશે એવું સમિતિને લાગ્યું છે.

## (૨૪) ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકોનું ભવિષ્ય

ખાસ આદિવાસી ઘટકોનું ભવિષ્ય શું? એ તો દેખીતું છે કે હાલના વિવિધલક્ષી ઘટકોમાંથી મોટા ભાગના ઘટકો પાંચ વર્ષના ગાળામાં ૨૭ લાખ રૂપિયા નહીં ખર્ચી શકે આ બાબતમાં સમિતિનું સૂચન એવું છે કે ઘટકની સમયમર્યાદા બે વર્ષ વધારવી. આમ જોઈએ તો સામૂહિક વિકાસ ઘટકોમાં પહેલા તબક્કા માટે આ જ નીતિ અનુસરવામાં આવે છે. કોઈ પણ સંજોગોમા રાજ્ય સરકારે પાંચ વર્ષના ગાળામાં ન વપરાયેલા પૈસા બીજી યોજનાઓ પાછળ નહિ ખર્ચવા જોઈએ કે મધ્યસ્થ સરકારને પાછા નહિ સોંપી દેવા જોઈએ. '

સમિતિની ભલામણ છે કે, જે ઘટકોએ મુદતની અંદર ૨૭ લાખ ખર્ચી નાખ્યા હોય તેમને બીજા તબક્કા માટે સામૂહિક વિકાસ ખાતા તરફથી પાંચ લાખ મળે તે ઉપરાંત બીજા પાંચ લાખ ગૃહખાતા તરફથી મળવા જોઈએ. નહીં તો, એકાએક પૈસાની મદદ મળતી બંધ થઈ જવાથી ગંભીર પ્રશ્નો પેદા થશે, અને આદિવાસીને એકાએક શું થયું તેની સમજ નહીં પડે. આ પૈસા ચાલુ યોજનાઓ લંબાવવા અને પૂરી કરવા પાછળ ખર્ચાવા જોઈએ, નવી યોજનાઓ શરૂ કરવા પાછળ નહિ ખર્ચાવા જોઈએ. જે ઘટકો સમયસર પૈસા ન ખર્ચી શકે તેમને પહેલા તબક્કા માટે આપેલી રકમ ખર્ચી નાખે પછી જ બીજા તબક્કા માટે આ વધારાના પાંચ લાખ આપવા, અને આ વધારાની રકમ ખર્ચી શકવા માટે મુદત પણ વધારી આપવી.

ત્રીજી પંચવર્ષીય યોજનામાં ખાસ આદિવાસી ઘટકો ખોલવા બાબત સમિતિને લાગે છે કે હાલનો અખતરો, તેમાં અનેક ખામીઓ હોવા છતાં, તેને ચાલુ રાખવા જેટલો અને આગળ લંબાવવા જેટલો સફળ થયો છે. તેમાં કેટલાક સુધારાવધારા જરૂર કરવા પડશે.

સમિતિને લાગે છે કે, પહેલું તો, ખાસ કરીને વધારે દુર્ગમ અને અણવિકસિત વિસ્તારો કે જેને આપણે સૌથી વધારે મદદ કરવા ઇચ્છીએ

છીએ ત્યાં યોગ્ય રીતે અને ફાયદો થાય એ રીતે પાંચ જ વર્ષમાં ખર્ચવા માટે અત્યારે અપાતી રકમ પ્રમાણમાં કંઈક વધારે છે.

આથી સમિતિનું સૂચન એવું છે કે, ત્રીજી પંચવર્ષીય યોજના હેઠળ નવા ખોલવામાં આવે તે દરેક આદિવાસી વિકાસ ઘટક માટેનો સામૂહિક વિકાસ ખાતા તરફથી આપવામાં આવતા રૂપિયા બાર લાખ ઉપરાતનો પોતાનો ફાળો ગૃહખાતાએ પંદર લાખથી ઘટાડીને દસ લાખનો કરવો સમિતિ આશા રાખે છે કે આવા ઘટકોના બીજા તબક્કામાં સામૂહિક વિકાસ ખાતા તરફથી પાંચ લાખ મળશે જ. એ ઉપરાત ગૃહખાતાએ બીજા પાચ લાખ આપવા એવી સમિતિની ભલામણ છે. સમિતિ માને છે કે, ઘટકના સત્તાવાળાઓ ઉપર સૂચવ્યા પ્રમાણેની ઘટાડયા પછીની કુલ રકમ રૂપિયા બાવીસ લાખ પાચ વર્ષના ગાળામા ખર્ચી શકશે, અને હાલ કરવામાં આવે છે તે પ્રમાણે મુદત વધારવાની જરૂર નહીં રહે. આદિવાસી વિસ્તારોમાં વિકાસ થતા હજુ ઘણો વખત લાગશે એ હકીકત આપણે સૌએ સ્વીકારવી જ પડશે એમ જણાવી સમિતિ આશા રાખે છે કે, આદિવાસી ઘટકોને પદર વીસ વર્ષ સુધી અમુક પ્રકારની ખાસ મદદ આપવાનુ ચાલુ રહેશે

અગાઉનાં પ્રકરણોમાં સમિતિએ જે કહ્યુ છે તેને અનુલક્ષી સમિતિનું વધુમા સૂચન એવુ છે કે, ભારતના સમગ્ર આદિવાસી વિસ્તારમાં એકસરખો વિકાસ થવો જોઈએ ભારતનો સમસ્ત વિસ્તાર ૧૯૬૩ સુધીમા સામૂહિક વિકાસ ઘટકોમાં આવરી લેવાશે અને આ યોજના માત્ર અનુસૂચિત આદિવાસી વિસ્તારોને નહીં પણ તમામ વિસ્તારોને આવરી લેશે અત્યારે અનુસૂચિત આદિવાસી વિસ્તારોમાં વિવિધલક્ષી આદિવાસી ઘટકોની યોજના હેઠળ ન આવરી શકાયા હોય એવા આદિવાસીઓની સખ્યા ૭૨ા લાખ જેટલી છે પરતુ આ યોજના અનુસૂચિત આદિવાસી વિસ્તારો પૂરતી જ મર્યાદિત શા માટે રહેવી જોઈએ એ સમજાતું નથી વિવિધલક્ષી આદિવાસી ઘટકો આવા ખાસ વિસ્તારોની બહાર જ છે આનો અર્થ એ થયો કે ત્રીજી પચવર્ષીય યોજનામાં મોટે ભાગે આદિવાસી વસ્તી હોય તેવા ઘટકોની સંખ્યા ઘણી વધારે હશે.

દલીલ ખાતર માની લઈએ કે મુખ્યત્વે આદિવાસી વસ્તીવાળા તમામ વિસ્તારોને આવરી લેવા માટે આશરે ૩૦૦ જેટલા ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકો ખોલવાની જરૂર પડે. સમિતિને લાગે છે કે જો આમાંના દરેક ઘટકને ગૃહખાતા તરફથી ૧૫ લાખને બદલે ૧૦ લાખ રૂપિયા મળે તો સઘન વિકાસના લાભો આ બધા જ ઘટકોને પૂરા પાડવાનું શકય બનશે આમ ગૃહખાતાએ ૧૦૦ આદિવાસી ઘટકોમાંથી દરેકને રૂ. ૧૫ લાખ આપવાને બદલે ૩૦૦ જેટલા નવા ઘટકોને દરેક ઘટક દીઠ રૂ ૧૦ લાખ આપવા પડે. એટલે કે ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન રૂ. 30 કરોડનો ખર્ચ (સામૂહિક વિકાસ ખાતાના ફાળા ઉપરાંત) કરવો પડે. જો કે આ વિરાટ પ્રશ્નને પહોંચી વળવા માટે આ ખર્ચ ઘણો મોટો છે એવું નહિ કહી શકાય.

સમિતિની ભલામણ છે કે આ નવા ઘટકો અનુસૂચિત અને આદિવાસી વિસ્તારો પૂરતા મર્યાદિત ન રાખતાં ૨૦૦ માઈલના વિસ્તારમાં અને ૨૫,૦૦૦ની વસ્તીમાં ૫૫ ટકાથી વધારે વસતિ આદિવાસીઓની હોય તેવા તમામ વિસ્તારોમાં શરૂ કરવા જોઈએ.

'સ્કીમેટિક બજેટ'ની પદ્ધતિને કારણે ઘટકની વધારે તાત્કાલિક જરૂરિયાતોને પહોંચી વળવાની દૃષ્ટિએ ખર્ચમાં અનુકૂળ ફેરફારો કરવાનું હમેશાં શકય નથી બન્યું. ત્રીજી પંચવર્ષીય યોજનામાંના નવા ખાસ આદિવાસી ઘટકો માટેની ૨૨ લાખ રૂપિયાની રકમને અમુક ચોકઠામાં વધારેપડતી બંધિયાર બનાવી નહિ દેવી જોઈએ. સમિતિની ભલામણ તો એવી છે કે આદિવાસી ઘટકો માટે ભવિષ્યમાં 'સ્કીમેટિક બજેટ' જેવું ચોકઠું જ તૈયાર ન કરવું, અને ખર્ચને નીચે જણાવ્યા પ્રમાણે ત્રણ વિભાગમાં વહેંચી નાંખવો:

| | |
|---|---|
| આર્થિક વિકાસ માટેની યોજનાઓ ... ... | ૬૦ ટકા |
| વાહનવ્યવહાર .. ... ... ... | ૨૫ ટકા |
| સામાજિક સેવાઓ ... ... .. | ૧૫ ટકા |

આ જોગવાઈ આ વિસ્તારોમાં વાહનવ્યવહારના વિકાસ માટે અને સામાજિક સેવાઓ માટે રાજ્યના સામાન્ય અંદાજપત્રકની જોગવાઈ ઉપરાંતની રહેશે.

સૌથી વધુ મહત્ત્વ ખેતી અને એને આનુષગિક એવી સિચાઈ, જમીનપ્રાપ્તિ અને જમીનસરક્ષણ અગેની પ્રવૃત્તિઓને આપવું જોઈએ, અને આ બધા પાછળ ૧૦ લાખથી ઓછો ખર્ચ નહિ થવો જોઈએ

સમિતિએ અગાઉ એક જગાએ સૂચવ્યું છે કે, શૈક્ષણિક કા ક્રમ હેઠળ મળતાં નાણાનો વહીવટ રાજ્યોના શિક્ષણખાતા દ્વારા થવો જોઈએ સમિતિ એવી પણ આશા રાખે છે કે, ઘટકોના વિસ્તારોમાની શિક્ષણને લગતી યોજનાઓને આગળ ધપાવવા માટે બીજા માર્ગોએ પણ પૂરતા પ્રમાણમાં નાણા મળી રહેશે હાલમા શિક્ષણ માટે 'સ્કીમેટિક બજેટ'મા ફાળવવામા આવેલી રકમ પ્રતીક ગ્રાટ જેવી જ છે આથી, જો શિક્ષણ માટે ઘટકના બજેટની બહાર ખાસ જોગવાઈ કરવામા આવે તો વધાર સારુ એમ સમિતિને લાગે છે એક જ એજન્સી મારફત શિક્ષણનો વિષય હલ કરવામા આવે તો તે વધારે અસરકારક નીવડશે

જો આ મોટી રકમ યોગ્ય રીતે ખર્ચાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો સમિતિના મત પ્રમાણે નીચેની કેટલીક શરતોનું પાલન થવુ જોઈએ

૧ પહેલુ તો એ કે રાજ્ય સરકારોએ આદિવાસી વિસ્તારોને વિકસાવવા માટેની સમગ્ર બાબત બહુ જ ગભીરતાથી હાથ ધરવી જોઈએ, યોજનાઓ અગાઉથી ઘડાય એ જોવુ જોઈએ, અને આ યોજનાઓને તાત્કાલિક મજૂરી આપવી જોઈએ સરકારના તમામ ખાતાંઓ પ્રોજેક્ટ ઑર્ડિનરને ખાસ ઘટકોની યોજનાઓને અમલમા મૂકવાના કામમા ખુલા હૃદયથી અને ઉત્સાહપૂર્વક મદદ કરે એવો આગ્રહ રાખવો જોઈએ પૈસા વપરાય નહીં તો તેને મંજૂર કરવાનો કઈ અર્થ નથી

૨ ઘટક વિધિસર શરૂ થાય તેના ઓછામા ઓછા છ માસ અગાઉ ઘટકના અધિકારીઓની નિમણૂક થવી જોઈએ, અને આ સમય તેમણે વિસ્તારની તપાસ કરવાના કામમા, ભાષા શીખવામા અને વિકાસ માટે સૌ પ્રથમ કઈ બાબતોને અગત્ય આપવી એનો અદાજ કાઢવામા વાપરવો જોઈએ

૩ તાલીમ લીધેલા કોઈ પણ અધિકારીની આદિવાસી વિકાસ ઘટકમાં નિમણૂક થયા પછી ખાસ કારણ સિવાય ઓછામા ઓછા ત્રણ વર્ષ

સુધી બદલી કરવી નહીં એક પણ અધિકારીની, કોઈ પણ હોદ્દા પર, આદિવાસી વિસ્તારમાં સજા તરીકે નિમણૂક ન કરવી હકીકતમાં સારામાં સારા અધિકારીઓ (આઈ એ એસ અને આઈ પી. એસ અમલદારો સહિત)ને ચાલુ ક્રમમાં એમની સામાન્ય તાલીમના ભાગરૂપે ઓછામા ઓછા એક વર્ષ માટે આદિવાસી વિસ્તારમા નીમવા

૪ ઘટકોના વિસ્તાર અને વસતિ બાબત જે કાંઈ સૂચનો કરવામા આવ્યાં છે તેને રાજ્ય સરકારોએ અનુસરવા જોઈએ

૫ આદિવાસી ભૂમિકાને ખ્યાલમા રાખી કાર્યક્રમો ઘડાય અને કામ કરવાની રીતો પણ તે જ સંદર્ભમા અનુકૂળ થાય તે માટે ગંભીરતા-પૂર્વકનો પ્રયાસ થવો જોઈએ.

સમિતિનું સૂચન છે કે ખાસ વિવિધલક્ષી વિકાસ ઘટકોને એ નામે ઓળખવાને બદલે ભવિષ્યમા આદિવાસી ઘટકો તરીકે ઓળખવા બધા જ વિકાસ ઘટકો વિવિધલક્ષી હોય છે ખાસ વિવિધલક્ષી ઘટકોમા વધારે પૈસા અને વધારે સ્ટાફ આપવામા આવે છે એ સિવાય બીજા વિકાસ ઘટકોથી તે બીજી કોઈ રીતે જુદા પડતા નથી

અનુસૂચિત આદિવાસી વિસ્તારોમાં જેમનો સમાવેશ કરવામા નથી આવ્યો એવી ઘણી મોટી આદિવાસી વસતિનો પ્રશ્ન વિચારવાનો રહે છે અનુસૂચિત જનજાતિઓના વર્ગીકરણમા આવતી કુલ ૧,૨૫,૦૦,૦૦૦ની વસતિમાથી માત્ર ૯૮ લાખ જેટલા આદિવાસીઓ અનુસૂચિત આદિવાસી વિસ્તારોમા રહે છે બાકીના બીજા ભારતભરમા ઠેકઠેકાણે વેરાયેલા છે આવા લોકોને બે વર્ગોમા વહેંચી શકાય: પહેલો અને સૌથી મોટો વર્ગ એવો છે કે જેમાં બીજી વસતિ સાથે ભળી ગયેલા આદિવાસીઓનો સમાવેશ થાય છે આ લોકો બીજી વસતિ સાથે એટલા બધા ભળી ગયા છે કે તેઓ રહે છે એ સ્થળોને અનુસૂચિત વિસ્તારમા પણ ન મૂકી શકાય. બીજો વર્ગ એવો છે કે જેમાં જિલ્લાના ઊંડાણના અને ડુંગરાળ અથવા જંગલવિસ્તારમા રહેતા આદિવાસીઓના નાનાં નાનાં જૂથોનો

સમાવેશ થાય છે. આવા લોકોની સંખ્યા એટલા પૂરતા પ્રમાણમાં નથી કે જેથી તેઓ અનુસૂચિત વિસ્તારોમાં આવી શકે કે ખાસ ઘટક મેળવી શકે.

પહેલા વર્ગમાં આવતા લોકોને બીજા કરતાં વધારે મદદની જરૂર છે. દાખલા તરીકે આસામના આદિવાસી વિસ્તારોના લોકો મજબૂત બાંધાના અને સ્વતંત્ર મિજાજના હોય છે, અને એમનો લાભ કોઈ પણ માણસ પોતાના જોખમે જ ઉઠાવી શકે એવા હોય છે. જ્યારે મિશ્ર વસતિમાં રહેતા આદિવાસીઓનું બેફામ શોષણ થાય છે. એણે પોતાની જમીન ગુમાવી છે, સાંસ્કૃતિક રીતે તેઓ પછાત છે, અને પોતાના પગ પર તે ઊભા રહી શકે એમ નથી. એમનું રક્ષણ કરવા માટે જલદ પગલાં લેવાની જરૂર છે, તથા તેઓ જાતે પોતાનું રક્ષણ કરતા થઈ જાય તે માટે તેમને યોગ્ય તાલીમ પણ આપવી જરૂરી છે.

બીજા વર્ગમાં આવતા લોકો તરફ નજર કરીએ તો આ લોકો દુર્ગમ એવા ભીતરના ડુંગરો અને જંગલોના પ્રદેશમાં વસતા હોવાને કારણે ભૂતકાળમાં ,એમના તરફ લગીરે ધ્યાન આપવામાં નથી આવ્યું. હવે જોકે વિકાસ યોજનાઓના લાભો એમને મળવા માંડયા છે અને એકાંતમાં વસતા હોવાથી વેપારીઓ અને શાહુકારોનું ઝાઝું શોષણ પણ ત્યાં નથી, પરંતુ તેમનામાં ગરીબી ઘણા મોટા પ્રમાણમાં છે, અને એમને પોલીસો, મહેસૂલ અને જંગલ ખાતાના અધિકારીઓની કનડગત ઘણી થાય છે.

આ બંને પ્રકારના લોકો માટે વિશેષ પ્રયત્નો થાય એવી કોઈ યોજના ત્રીજી પંચવર્ષીય યોજનામાં હોવી જરૂરી છે. હાલમાં એમની સંભાળ રાજ્યોના આદિવાસી કલ્યાણ ખાતા તરફથી લેવાય છે. આ અંગે સમિતિનું સૂચન એવું છે કે પહેલું તો, આખા પ્રશ્નની ઝીણવટભરી તપાસ કરવી અને આ લોકો ક્યાં રહે છે અને કેવી રીતે જીવન જીવે છે તેના વિગતવાર હેવાલો તૈયાર કરવા; અને ત્યાર બાદ વસતિના ધોરણે મુકરર કરી ખાસ ગ્રાંટો કેટલીક મહત્ત્વની યોજનાઓ માટે આપવી.

કોઈ ઠેકાણે આ ગ્રાંટ વાહનવ્યવહાર પૂરતી કે કોઈ ઠેકાણે ખેતી કે આરોગ્ય પૂરતી જ મર્યાદિત રહે. જેવી જેની જરૂરિયાત તે પ્રમાણે ગ્રાંટનો ઉપયોગ કરવો. ટૂંકમાં ખાસ આદિવાસી ઘટકોમાં ન

આવરી લેવાયા હોય એવા આદિવાસીઓ એમના અન્ય જાતિબંધુઓની સરખામણીમાં ઉપેક્ષિત ન રહી જાય અથવા અમુક લાભોથી વંચિત ન રહી જાય એ જોવાનું જોઈએ.

આ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે ઘટકો વિકાસના એકમો હોય તેની સાથે સાથે વહીવટના એકમો પણ હોવા જોઈએ. એટલે કે વિકાસની તમામ પ્રવૃત્તિઓ ઘટકના વહીવટીતંત્ર દ્વારા પ્રસરવી જોઈએ. સામૂહિક વિકાસ ઘટકો પોતાના વિસ્તારની અનુસૂચિત જનજાતિઓ માટેનો વધારાનો કાર્યક્રમ અમલમાં મૂકી શકે એ માટે ઘટકના સત્તાવાળાઓને ગૃહખાતા તરફથી વધારાની ગ્રાંટ મળવી જોઈએ.

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન અનુસૂચિત જનજાતિઓ પાછળ ખર્ચવા માટે ગૃહખાતાએ નક્કી કરેલી કુલ રૂ. ૪૭.૬૫ કરોડની રકમમાંથી ખાસ વિવિધલક્ષી ઘટકોને ફાળે માત્ર રૂ. ૬.૩૨ કરોડ જ ખર્ચવામાં આવ્યા હતા, જ્યારે બાકીની રૂ. ૪૧.૩૨ કરોડની રકમ અનુસૂચિત જનજાતિઓ માટે ખાસ વિવિધલક્ષી ઘટકો સિવાયના કાર્યક્રમો દ્વારા ખર્ચાઈ હતી. ઓરિસ્સા અને બિહાર જેવાં કેટલાંક રાજ્યોની સરકારોએ અનુસૂચિત જનજાતિઓ માટેના 'ઘટક સિવાયના કાર્યક્રમો' વિકાસ ઘટક અધિકારીઓ મારફત અમલમાં મુકયા છે. સમિતિ પણ માને છે કે આવી 'સ્કીમો' વિકાસ ઘટક અધિકારીઓ મારફત અમલમાં મુકાય તો વધારે ફાયદો થાય.

વિકાસ ઘટકના કાર્યક્રમોનો સૌથી વિશેષ ફાયદો આગળપડતા લોકો અને જાતિઓ જ ઉઠાવે છે, અને જેમને તેની ખરેખર જરૂર છે તેઓ તેનાથી વંચિત રહી જાય છે. આ મુશ્કેલી નિવારવાના ત્રણ ઉપાયો છે:

૧. ઘટકનું વડું મથક નાના શહેરમાં કે બિન-આદિવાસી વસતિ વચ્ચે રાખવાને બદલે બને ત્યાં સુધી ઊંડાણના વિસ્તારમાં રાખવું. આવા અંદરના ભાગમાં મથક ન રાખવાનું કારણ એવું હોય છે કે ત્યાં મથકના બાંધકામ માટે મોટા ભાગની સામગ્રી મેળવવાનું મુશ્કેલ હોય છે. આ બાબત સમિતિનું સૂચન એવું છે કે, સ્ટાફનાં મકાનોની બાંધણી સાદી રાખવી અને જે કાંઈ સ્થાનિક સામગ્રી મળી શકે એમ હોય તેનો વધારેમાં વધારે ઉપયોગ કરવો.

૨ ઘટકના દુર્ગમ વિસ્તારોમા પ્રવાસે નીકળનાર અધિકારી માટે પ્રવાસના નિયમો સરળ બનાવવા જરૂરી છે હાલ તો અધિકારીને આવા વિસ્તારોમાં પોતાની ચીજો લઈ જવા માટે કશું પણ ભથ્થુ મળતુ નથી હોઈ અને જો મળે તો પૂરું મળતુ નથી હોઈ ઘણી વાર તો બે ત્રણ અઠવાડિયાં માટે પ્રવાસ પર રહેવાનું હોય ત્યારે રોજિંદી જરૂરિયાતની ચીજો સાથે લઈ જવી પડતી હોય છે દૃશ્ય શ્રાવ્ય સાધનો કે દવાઓ વગેરે સાથે લઈ જવાના હોય છે અને કયારેક તો બિસ્ત્રો કે તંબૂ પણ લઈ જવા પડે છે આ બધા માટેનો ખર્ચ પ્રવાસભથ્થામાથી કાઢવો અશકય હોય છે

ચાલીને જવાનુ હોય ત્યારે ઘણી વાર મજૂરો મેળવવા મુશ્કેલ હોય છે લોકો પાસે ફોગટમા વેઠ કરાવવાની જૂની ચાલ પડી ગયો છે તેથી ઘણી આદિમ જાતિઓમાં મજૂરી કરવા બાબત રોષ પ્રવર્તે છે કેટલીક વાર તો લોકો ખેતરના કામકાજમા રોકાયેલા હોવાથી ઈચ્છા હોવા છતાં આવું કામ કરી શકતા નથી જ્યારે કેટલાકને અધિકારીઓનો સામાન ઊંચકી જવાનું કામ પોતાના દરજ્જાથી ઊતરતુ લાગે છે

૩ દરેક પ્રોજેકટ અધિકારીએ ઘટકનું મુખ્ય મથક છોડી દૂરના ગામડાઓમાં ઓછામાં ઓછા વીસ દિવસ ગાળવા જોઈએ અને વહેલી સવાર જઈ એ જ રાત્રે પાછા આવવાનું બંધ કરવું જોઈએ લોકો સાથે રહ્યા વિના અને એમની સાથે બેસીને એમના સુખદુ ખમાં ભાગ લીધા વિના લોકો પર પ્રભાવ પાડવાનું મુશ્કેલ છે લોકો દિવસભર કામમા એટલા મશગૂલ હોય છે કે એમને મળવાનું સાંજે જ ફાવે અને જો કામ બગાડી દિવસે અધિકારીને મળવા આવવું પડે તો મનમાં રોષની લાગણી જન્મે છે

સમિતિ આથી સૂચવે છે કે દરેક ઘટકમાં બૉલબેરિંગ અને ટાયરનાં પૈડાં જેવી સગવડો સાથેનું એકાદ ગાડુ હોવું જોઈએ દૂરનાં સ્થળોએ મોટરવ્યવહાર મુશ્કેલ હોય ત્યાં આવું ગાડુ કામ આવી શકે અને નજીકનાં સ્થળોમાં સાયકલનો ઉપયોગ થઈ શકે આ માટે ખર્ચ કરવાની બજેટમાં પૂરતી જોગવાઈ હોવી જોઈએ

જીવનોદશા બદલાવી જોઈએ

છીપની શોધ પહેલાં હજારો વર્ષો અગાઉ મહાન સંસ્કૃતિઓ જન્મી છે અને વિકસી છે. આથી લોકો પાસે પહોંચવા જે કાંઈ વાહન મળે તેનાથી અધિકારીએ નિભાવી લેવું જોઈએ.

કયા લોકોને વધારે આર્થિક લાભો મળવા જરૂરી છે તે નક્કી કરવા માટે બહુ લાંબી તપાસો કરવા સાથે સમિતિ સહમત નથી. આવી તપાસ કરતાં વખત ઘણો જાય, અને અંતે સત્ય બહાર આવવા વિષે સંભવ ઓછો હોય છે. આવી તપાસ પછી કરવેરા વધશે એવો ભય લાગવાથી આદિવાસી સારી ખેતી કરતાં કે સારું ઘર બાંધતાં ગભરાય છે. આથી ભોળાભલા આદિવાસીઓ પોતાની આર્થિક સ્થિતિની તપાસ થાય તે સામે શંકાની દૃષ્ટિથી જુએ છે.

આથી દરેક પ્રોજેક્ટ અધિકારીએ બહુ લાંબી તપાસોની ઝંઝટમાં ઊતર્યા વગર પોતાના હસ્તકનાં ગામોમાં વધારે અણવિકસિત અને ગરીબ લોકો કોણ છે તે સમજવા પ્રયાસ કરવો જોઈએ, અને પછી તેમના વિકાસ તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ.

(૨૫) ઉપસંહાર

અંતમાં સમિતિ પોતાના અહેવાલને બીજી સમિતિઓના અહેવાલો અને એમની ભલામણો લક્ષમાં રાખીને વાંચવાની હિમાયત કરે છે. સમિતિએ પોતાના અહેવાલોમાં જુદી જુદી સમિતિઓની તપાસ અને ભલામણોનો વારંવાર ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે આ ભલામણોનું પોતાને પુનરુચ્ચારણ કરવું પડે એ કરતાં એ ભલામણો અને પોતાની ભલામણો વચ્ચે ખાલી પડતી જગ્યા પૂરવા કેટલીક મહત્ત્વની હકીકતો પ્રત્યે ધ્યાન દોરવાનું સમિતિને મુનાસિબ લાગ્યું. દા. ત., જંગલ સહકારી મંડળીઓ વિષે વધારે કશો આગ્રહ કરવાને બદલે એનો સત્વરે અમલ કરવા કહેવું સમિતિને યોગ્ય લાગ્યું છે.

એ રીતે વિવિધલક્ષી ઘટકોની સફળતા નિષ્ફળતાનું સંપૂર્ણ મૂલ્યાંકન કરવાનો પ્રયાસ નથી કર્યો, કારણ કે આવું મૂલ્યાંકન કરવાનો સમય બીજી પંચવર્ષીય યોજના પૂરી કરવાને અંતે પાકશે એવું સમિતિને લાગ્યું

હતું. સમિતિએ કેટલીક મુશ્કેલીઓ નિવારવા સ્થળ પર સૂચનો પણ કર્યાં છે. ખરેખર શું કામ થયું છે એ કરતાં કેવી રીતે કામ કરવું એને મહત્ત્વ આપવું જોઈએ એવો સમિતિનો મત છે.

સમિતિએ કેટલીક ભલામણો તાત્કાલિક મુશ્કેલીઓ દૂર કરવાની દૃષ્ટિએ કરી છે. એટલે અહેવાલમાં કરાયેલી ભલામણોને કાયમ માટેના નિર્દેશન તરીકે ન લેખવા સમિતિનો આગ્રહ છે. એનો અર્થ એ નહીં કે સમિતિ કેટલીક દૂરગામી સુધારણા, દા. ત, યંત્રોદ્વારા આદિવાસીઓ ખેતી કરે તેમાં કાયમ માટે અસંમત છે.

આદિવાસી પંચો સ્થાપવા બાબત સમિતિ આગ્રહ રાખે છે એનો અર્થ એવો નહીં કે સમિતિ આદિવાસીઓ અલગ રહે એવું ઇચ્છે છે. ધીમે ધીમે આદિવાસીઓ બૃહદ્ ભારતીય સમાજમાં એકરૂપ બની જાય એ જોવા સમિતિ આતુર છે, અને આદિવાસી શબ્દ વાપરવાનું બંધ કરવું પડે એ દિવસ વહેલો આવે એ જોવા ઉત્સુક છે

આદિવાસીઓ માટે ઘરો બાંધવાની યોજનાઓની સમિતિએ ઘણી ઉગ્ર ટીકા કરી છે, છતા અમુક ઘરો બાંધવાના પ્રશ્ન બાબત એમને કેળવવાની જરૂર છે એવું સમિતિને લાગ્યું છે. ડુંગરમાં વસતા આદિવાસીઓ વધારે સારી રીતે ત્યાં રહી શકે અને ખેતીની પદ્ધતિમાં પણ સુધારણા કરી શકે એ રીતે ફરતી ખેતીને સુધારવાની તરફેણમાં સમિતિએ લખ્યું છે.

આદિવાસી સંશોધન કેન્દ્રોને માત્ર શૈક્ષણિક દૃષ્ટિએ નહીં, પણ વ્યવહારુ દૃષ્ટિએ સંશોધન કરવાનો આગ્રહ એટલા માટે રાખ્યો છે કે, સંશોધનનાં પરિણામોનો લાભ વિકાસ અધિકારીઓને વહેલી તકે મળી શકે. આદિવાસી સંસ્કૃતિમાં જે કોઈ રસ દાખવે તે આદિવાસીઓને મ્યૂઝિયમના નમૂનાઓ તરીકે જાળવી રાખવા માગે છે એવી ટીકાઓને સમિતિએ પડકારી છે.

સમિતિ એક વાત આગ્રહપૂર્વક કહે છે કે આજ સુધી ઘણીબધી સમિતિઓની આદિવાસીઓ બાબત જે ભલામણો થઈ છે તેને ધ્યાનમાં લઈ સારી અને યોગ્ય ભલામણોને તાત્કાલિક અમલમાં મૂકવી જોઈએ.

ઉપસંહાર કરતાં સમિતિ એક મહત્ત્વની બાબત પ્રત્યે સૌનું ધ્યાન દોરે છે: આદિવાસીઓનો સૌથી મોટો પ્રશ્ન એમની કંગાલિયત છે. મોટા ભાગના પાસે જમીન નથી, ખેતીસુધારવાની જાણકારી નથી અને સગવડ નથી. ખાવાનું પૂરતું અનાજ નથી. લાખો રૂપિયા ખર્ચવાથી ખરી પ્રગતિ થઈ શકવાની નથી તેમ છતાં ભૂખમરો, રોગચાળો, શોષણ, અજ્ઞાન અને એકાંતવાસ દૂર કરવા બધું જ કરી છૂટવું જોઈએ. આદિવાસી ઘટકોનો કાર્યક્રમ સૂઝસમજથી ઘડવામાં આવે અને નિષ્ઠાપૂર્વક અમલમાં મૂકવામાં આવે તો આદિવાસીઓમાંથી ગરીબાઈ અને ભય દૂર કરી એમનો વિકાસ સાધવામા આ ઘટકો ઘણા ઉપયોગી નીવડી શકે.

## ૬

# અનુસૂચિત વિસ્તારો અને અનુસૂચિત જનજાતિઓ અંગેનો ઢેબર કમિશનનો અહેવાલ

### પ્રાસ્તાવિક

ભારતના બંધારણની ૩૩૯ કલમની જોગવાઈ અનુસાર રાષ્ટ્રપતિએ બંધારણનો અમલ શરૂ થયા પછી દસ વર્ષે અનુસૂચિત વિસ્તારોના વહીવટ અંગે અને અનુસૂચિત જનજાતિઓની સ્થિતિ અંગે તપાસ કરી અહેવાલ આપવા માટે એક કમિશનની નિમણૂક કરવી જોઈએ તે અનુસાર તા. ૨૮મી એપ્રિલ ૧૯૬૦ના રોજ તેમણે શ્રી ઢેબરના પ્રમુખપણા નીચે એક કમિશનની નિમણૂક જાહેર કરી

કમિશને નીચેની બાબતો પર અહેવાલ આપવાનો હતો

૧ અનુસૂચિત વિસ્તારોના વહીવટ વિષે ખાસ કરીને નીચેના મુદ્દાઓને અનુલક્ષીને તપાસ કરવી

(અ) આદિવાસી સલાહકાર સમિતિઓની કામગીરી,

(આ) અનુસૂચિત વિસ્તારોને લાગુ પડતા કાયદાઓ અને બંધારણની પાચમી અનુસૂચિના પાચમા પરિચ્છેદ હેઠળની સત્તાઓનો ગવર્નર દ્વારા ઉપયોગ,

(ઇ) કોઈ પણ વિસ્તારને ક્યા સિદ્ધાંતો પ્રમાણે અનુસૂચિત વિસ્તાર ગણવો, અથવા અનુસૂચિત વિસ્તારના ભાગ રૂપે લેખવો અથવા તો અનુસૂચિત વિસ્તાર તરીકે ગણવાનું બંધ કરવું અથવા અનુસૂચિત વિસ્તારના ભાગ રૂપે લેખવો નહીં,

૨ અનુસૂચિત જનજાતિઓના કલ્યાણને લગતી વિકાસ યોજનાઓના ધ્યેયમાં, કાર્યક્રમોમાં કે કાર્યપદ્ધતિઓમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ તે તપાસવું,

૩ અનુસૂચિત વિસ્તારોના વહીવટને લગતી અથવા તો અનુસૂચિત જનજાતિઓના કલ્યાણને લગતી બીજી કોઈ પણ બાબત અંગે કમિશનને હવે પછી તપાસ કરી અહેવાલ આપવાનું જણાવવામાં આવે તો તે

કમિશનના સભ્યોનાં નામો નીચે પ્રમાણે છે

| | | |
|---|---|---|
| (૧) શ્રી યુ એન ઢેબર | | અધ્યક્ષ |
| (૨) શ્રી રૂ બાસુમતારી | એમ પી | સભ્ય |
| (૩) શ્રી એચ સી હેડા | એમ પી | " |
| (૪) શ્રી જયપાલસિંગ | એમ પી | " |
| (૫) શ્રી ટી સંગન્ના | એમ પી | " |
| (૬) શ્રી માણેકલાલ વર્મા | એમ પી | " |
| (૭) શ્રી નારાયણરાવ વડીવા | એમ પી | " |
| (૮) શ્રી સુબોધ હાસદા | એમ પી | " |
| (૯) શ્રી ડાહ્યાભાઈ નાયક | | " |
| (૧૦) શ્રી ધર્મદેવ શાસ્ત્રી | | " |
| (૧૧) ડૉ વેરિયર એલ્વિન | | " |

કમિશને પોતાનું કામ નીચેની ત્રણ પેટાસમિતિઓમાં વહેંચી નાખ્યું હતું

૧ શ્રી એચ. સી હેડાના અધ્યક્ષપણા હેઠળની સમિતિએ બંધારણના પાંચમા પરિશિષ્ટ હેઠળની જોગવાઈઓની કામગીરીનો અને અનુસૂચિત વિસ્તારોના વહીવટનો તથા તે વિસ્તારોના વિકાસનો અભ્યાસ કરવાનો હતો

૨ શ્રી ધર્મદેવ શાસ્ત્રીના અધ્યક્ષપણા હેઠળની સમિતિએ સંઘશાસિત પ્રદેશો સહિતનાં તમામ રાજ્યોની અનુસૂચિત જનજાતિઓના કલ્યાણ કાર્યક્રમોનો અભ્યાસ કરવાનો હતો

૩. શ્રી ડાહ્યાભાઈ નાયકના અધ્યક્ષપણા હેઠળની સમિતિએ અનુસૂચિત જનજાતિઓના કલ્યાણકાર્યમાં રોકાયેલી તમામ સંસ્થાઓના માળખાનો અભ્યાસ કરવાનો હતો.

કમિશને પોતાના કામકાજ અંગે ૨૭ જૂન ૧૯૬૦ થી ૩૦ એપ્રિલ ૧૯૬૧ સુધી લાંબો પ્રવાસ ખેડયો હતો; તથા એક વિસ્તૃત પ્રશ્નાવલી તૈયાર કરી તે રાજ્ય સરકારોને, પાર્લમેન્ટના તથા રાજ્ય ધારાસભાના આદિવાસી સભ્યોને તથા આદિવાસી પ્રજાના કલ્યાણ સાથે સકળાયેલા બીજા ઘણા સરકારી બિનસરકારી આગેવાનો તથા કાર્યકરોને મોકલી તેમના અભિપ્રાયો મેળવવામાં આવ્યા હતા. આ ઉપરાંત અનેક લોકોની સાથે રૂબરૂ ચર્ચાવિચારણાઓ પણ કરવામાં આવી હતી. આ બધા પરિશ્રમને અંતે તૈયાર થયેલો અહેવાલ ૭૫૦થી પણ વધુ પાનાંનો થયો હતો. તે ૧૪ ઑક્ટોબર, ૧૯૬૧ને રોજ ભારત સરકારને સુપરત કરવામાં આવ્યો. આવડો મોટો અહેવાલ બધા લોકોને વાંચવાની ફુરસદ ન મળે એ દૃષ્ટિએ તેનો સક્ષેપ કરવાનું કામ કમિશનના અધ્યક્ષ શ્રી ઢેબરની સૂચનાથી કમિશનના એક અગ્રણી સભ્ય ડૉ. એલ્વિને સંભાળ્યું હતું; અને એ જણાવતાં આનંદ થાય છે કે તેમણે પોતાનો દેહ છોડતાં પહેલા એ કામ પૂરુ કર્યું હતું. ભારત સરકારના ગૃહખાતાએ આ સંક્ષેપ હમણાં જ પ્રસિદ્ધ કર્યો છે. ઢેબર કમિશનના અહેવાલનો આ ગુજરાતી સંક્ષેપ તૈયાર કરવામાં ડૉ એલ્વિનના સક્ષેપની ઘણી મદદ મળી છે તેની સાભાર નોંધ લઈએ છીએ.

## (૧) અનુસૂચિત જનજાતિની વ્યાખ્યાઓ

ટ્રાઇબ (Tribe) શબ્દની વ્યાખ્યા રાજ્યબંધારણમાં કોઈ સ્થળે આપેલી નથી. અને ખરું કહીએ તો એને માટેની સંતોષકારક વ્યાખ્યા થઈ પણ નથી. સામાન્ય માનવી એ શબ્દથી 'ડુંગરો અને જંગલોમાં વસતા ભોળા લોકો' એવું સમજે છે એથી જરા વધારે જાણકાર લોકો એનો અર્થ 'નૃત્ય અને ગાન માટે પ્રસિદ્ધ એવા રંગીલા લોકો' એવો કરે છે. સરકારી અમલદારને મન એ શબ્દનો અર્થ 'રાષ્ટ્રપ્રમુખ જેની ખાસ સંભાળ રખે છે તેવા નાગરિકોનું જૂથ' એવો થાય

છે. માનવશાસ્ત્રી એને સામાજિક સંબંધો અંગેના અભ્યાસ માટેનું એક વિશિષ્ટ ક્ષેત્ર સમજે છે. આ બધા ખ્યાલો પોતપોતાની રીતે સાચા છે

જે લોકોને મૂળે ટ્રાઇબલ (Tribal) ગણવામાં આવ્યા છે, તેમને વર્ણવવા માટે કોઈ સર્વમાન્ય નામ સ્વીકારવામા આવેલું નથી. રાજ્યબંધારણમા પણ એમની સ્પષ્ટ વ્યાખ્યા આપવામાં આવેલી નથી. એમા માત્ર એટલું જ કહેવામા આવ્યું છે કે અનુસૂચિત જાતિઓ (Scheduled Tribes) એટલે "એ આદિવાસી જાતિઓ અથવા આદિવાસી-સમાજો અથવા આદિવાસી જાતિઓ કે આદિવાસી સમાજોની અંદરના ભાગો કે જૂથો જે રાષ્ટ્રપ્રમુખ જાહેરનામા દ્વારા નક્કી કરી આપે (બંધારણની કલમ ૩૪૨)" આ જૂથો દેશની વસ્તીમાં આવેલી સૌથી જૂની જાતિઓ મનાય છે, તેથી કેટલાક લોકો તેમને 'આદિવાસી' (આદિ=મૂળ અને વાસી=રહેવાસી) કહે છે. આદિવાસી કોને કહેવા એ નક્કી કરવા માટે સરકારી અમલદારો, માનવશાસ્ત્રીઓ અને સામાજિક કાર્યકરો ભિન્ન ભિન્ન ધોરણો વાપરતા જણાય છે. આ ધોરણો કેટલીક વાર પરસ્પર વિરોધી પણ હોય છે. એમાં તેઓ એ લોકોની ચામડીનો રંગ, ભાષા, રીતરિવાજો અથવા જીવનનિર્વાહનાં સાધનો અથવા તેમને જે જરૂરી જણાય તેવાં બીજા તત્ત્વોને ધ્યાનમાં લે છે. આંતરરાષ્ટ્રીય કામદાર સંઘે આવા લોકોને "દેશના મૂળ વતનીઓ" (Indigenous) ગણ્યા છે, પરંતુ મહત્ત્વની વાત તો એ છે કે અનુસૂચિત જાતિનો માણસ પોતે પોતાના સમાજનો શો અર્થ કરે છે એ સમજવું જોઈએ.

પ્રસિદ્ધ ઇતિહાસકાર ટોયન્બીના મત પ્રમાણે આદિમ સમાજો વારાફરતી 'સ્થિર અને ગતિમાન' થતા રહે છે. એક વાર તે ગતિ પકડે છે, બીજી વાર સ્થગિત થઈ જાય છે, અને ફરી પાછા ગતિમાન થાય છે. આદિવાસી સમાજ વિષેનો આ અભિપ્રાય સાચો લાગે છે. આદિવાસીઓ પ્રકૃતિ માતાનાં બાળકો છે. જે નિયમો પ્રકૃતિનાં બીજાં બાળકોને લાગુ પડે છે તે તેમને પણ લાગુ પડે છે. અમુક સમય સુધી સંભવ છે કે સૈકાઓ પહેલાં એઓ ગતિમાન રહ્યા; પછી તેઓ થોડો સમય અટકી ગયા; હવે પાછા તેઓ ફરીને ગતિમાં આવવા લાગ્યા છે. કુદરતની આ તાલબદ્ધ પ્રક્રિયા ફરી પાછી આદિવાસી સમાજમાં ચાલુ થઈ ગઈ છે.

## (૨) અનુસૂચિત જનજાતિઓ

### વસતિ

આફ્રિકા બાદ કરતાં દુનિયામાં આદિવાસી લોકોની સૌથી વધારે વસતિ ભારત દેશમાં છે. ૧૯૫૧ની ગણતરી મુજબ, અનુસૂચિત જાતિઓની વસતિ ૧,૯૧,૪૭,૦૫૪ એટલે કે કુલ વસતિના ૫.૩૦ ટકા હતી. ૧૯૫૬ના અનુસૂચિત જાતિઓની યાદીઓ (સુધારવા) અંગેના હુકમ પછી આ આંકડો ૨,૨૫,૧૧,૮૫૪ એટલે કુલ વસતિના ૬.૨૩ ટકા સુધી પહોંચ્યો હતો. આ રીતે ૩૪ લાખનો વધારો થવાનું કારણ એ હતું કે અમુક જૂથો પહેલી યાદીમાં સામેલ કરવાનાં રહી ગયેલા. પાછળથી તેનો ખ્યાલ આવવાથી તે તેમાં ઉમેરી લેવામા આવ્યાં હતાં.

અનુસૂચિત જાતિઓની સૌથી ગીચ વસતિ નીચેનાં રાજ્યોમાં છે: મધ્યપ્રદેશ(૪૮.૪૪લાખ), બિહાર(૩૮.૩૦લાખ), ઓરિસ્સા( ૩૦.૦૯), લાખ), ગુજરાત (૨૦ ૯૨ લાખ), રાજસ્થાન (૧૭ ૭૪ લાખ), આસામ (૧૭.૬૧ લાખ), મહારાષ્ટ્ર (૧૬.૫૦ લાખ), પશ્ચિમ બંગાળ (૧૫.૬૬ લાખ), અને આંધ્રપ્રદેશ (૧૧.૪૯ લાખ).*

---

*૧૯૬૧ની વસતિગણતરી મુજબ આદિવાસીઓની વસતિ ૩,૦૧,૩૦,૧૮૪ની છે, જે ભારતની કુલ વસતિના ૬.૮૬ ટકા થાય છે. રાજ્યવાર આદિવાસી વસતિના આંકડા નીચે મુજબ છે:

| ક્રમ | રાજ્ય | કુલ વસતિ | આદિવાસી વસતિ | આદિવાસી વસતિ પ્રમાણે ક્રમાંક | આદિવાસી વસતિ કુલ વસતિના કેટલા ટકા | ટકા પ્રમાણે ક્રમાંક |
|---|---|---|---|---|---|---|
| ૧ | આંધ્રપ્રદેશ | ૩,૫૯,૮૩,૪૪૭ | ૧૩,૨૪,૩૬૮ | ૮ | ૩.૬૮ | ૧૦ |
| ૨ | આસામ | ૧,૧૮,૭૨,૭૭૨ | ૨૦,૬૪,૮૧૬ | ૭ | ૧૭.૪૨ | ૪ |
| ૩ | બિહાર | ૪,૬૪,૫૫,૬૧૦ | ૪૨,૦૪,૭૭૦ | ૩ | ૯.૦૫ | ૭ |
| ૪ | ગુજરાત | ૨,૦૬,૩૩,૩૫૦ | ૨૭,૫૪,૪૪૬ | ૪ | ૧૩.૩૫ | ૫ |

અનુસૂચિત વિસ્તારોનું ક્ષેત્રફળ લગભગ એક લાખ ચોરસ માઈલ છે. તેમા ભારતની તમામ અનુસૂચિત જાતિઓનો સમાવેશ થતો નથી. ખરુ જોતાં એકંદરે તેમની ત્રીજા ભાગની વસતિ જ એમા સમાય છે અનુસૂચિત વિસ્તારોમા આદિવાસીઓ સિવાયના લોકો પણ વસે છે. આ વિસ્તારોમાં કુલ વસતિ અને આદિવાસી વસતિના પ્રમાણના ટકા ૩૫ થી ૯૦ સુધી છે દા ત, આંધ્રપ્રદેશમા ૩૫ ટકા છે, તો મધ્યપ્રદેશના ઝાબુઆ જિલ્લામાં ૯૦ ટકા છે

## મુખ્ય આદિવાસી જાતિઓ

૧૯૫૧ની વસતિગણતરી વખતે આદિવાસી જાતિઓની ગણતરી જાતિવાર કરવામા આવી ન હતી. પરંતુ ૧૯૪૧ની ગણતરીમા સૌથી મોટા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ જમ્મુ કાશ્મીર | ૩૫,૬૦,૯૭૬ | — | — | — | — |
| ૬ કેરાલા | ૧,૬૯,૦૩,૭૧૫ | ૨,૧૨,૭૬૨ | ૧૨ | ૧.૨૩ | ૧૧ |
| ૭ મધ્યપ્રદેશ | ૩,૨૩,૭૨,૪૦૮ | ૬૬,૭૮,૪૧૦ | ૧ | ૨૦ ૬૩ | ૨ |
| ૮ મદ્રાસ | ૩,૩૬,૮૬,૯૫૩ | ૨,૫૧,૯૯૧ | ૧૧ | ૦ ૭૫ | ૧૩ |
| ૯ મહારાષ્ટ્ર | ૩,૯૫,૫૩,૭૧૮ | ૨૩,૯૭,૧૫૯ | ૫ | ૦ ૮૧ | ૮ |
| ૧૦ મૈસુર | ૨,૩૫,૮૬,૭૭૨ | ૧,૯૨,૦૯૬ | ૧૩ | ૦ ૮૧ | ૧૨ |
| ૧૧ ઓરિસ્સા | ૧,૭૫,૪૮,૮૪૬ | ૪૨,૨૩,૭૫૭ | ૨ | ૨૪.૦૭ | ૧ |
| ૧૨ પંજાબ | ૨,૦૩,૦૬,૮૧૨ | ૧૪,૧૩૨ | ૧૪ | ૦ ૦૭ | ૧૪ |
| ૧૩ રાજસ્થાન | ૨,૦૧,૫૫,૬૦૨ | ૨૩,૦૯,૪૪૭ | .૬ | ૧૧.૪૬ | ૭ |
| ૧૪ ઉત્તરપ્રદેશ | ૭,૩૭,૪૬,૪૦૧ | — | — | — | — |
| ૧૫ પશ્ચિમબંગાળ | ૩,૪૯,૨૬,૨૭૯ | ૨૦,૫૪,૦૮૧ | ૬ | ૫ ૯૧ | ૯ |
| ૧૬ ભારત સરકારના સીધા વહીવટ હેઠળના પ્રદેશો તથા સિક્કીમ | ૭૯,૪૧,૧૧૦ | ૧૪,૪૭,૯૪૯ | ૧૦ | ૧૬.૧૫ | ૩ |
| ભારત | ૪૩,૯૨,૩૪,૭૭૧ | ૩,૦૧,૩૦,૧૮૪ | — | ૬ ૮૬ | — |

આધાર : Census of India 1961 Volune I Part II–A(u)

આદિવાસી જાતિઓનાં જૂથોની વિગત નીચે પ્રમાણે આપવામાં આવી હતી.

કોઠો ૧

| જાતિ | સંખ્યા | કયાં કયાં રાજ્યોમાં વસે છે તે |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ગોંડ | ૩૨,૦૧,૦૦૪ | આંધ્રપ્રદેશ, બિહાર, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ઓરિસ્સા. |
| સાંથાલ | ૨૭,૩૨,૨૬૬ | બિહાર, ઓરિસ્સા, પશ્ચિમ બંગાળ. |
| ભીલ | ૨૩,૩૦,૨૭૦ | આંધ્રપ્રદેશ, ગુજરાત, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, રાજસ્થાન. |
| ઓરાઓં | ૧૧,૨૨,૯૨૬ | બિહાર, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, પશ્ચિમ બંગાળ. |
| ખોન્ડ | ૭,૪૪,૯૦૪ | આંધ્રપ્રદેશ, મધ્યપ્રદેશ, ઓરિસ્સા. |
| મુંડા | ૭,૦૬,૯૬૯ | બિહાર, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, પશ્ચિમ બંગાળ. |
| બોરોકચારી | ૫,૯૪,૯૭૯ | આસામ, પશ્ચિમ બંગાળ, ત્રિપુરા. |

ભૌગોલિક વિભાગો

આદિવાસી વસતિના મુખ્ય ત્રણ સ્વાભાવિક વિભાગ પડે છે:

(૧) દક્ષિણ ભારતના પશ્ચિમ કિનારે આવેલા ડુંગરોમાં તથા પશ્ચિમ ઘાટની ગિરિમાળાઓ જ્યાં મળે છે તે પ્રદેશમાં વેરવિખેર પડેલા લોકો;

(૨) સિંધુ–ગંગાનાં મેદાનોથી શરૂ કરી પશ્ચિમ ઘાટના ડુંગરો વચ્ચેના આવેલા પ્રદેશોમાં રહેલી જૂની ગિરીમાળાઓમાં વસતા લોકો;

(૩) ઉત્તર અને ઉત્તર-પૂર્વ સરહદો પર આવેલી પર્વતોની ખીણોમાં અને ભારતની પૂર્વ સરહદો પર વસતા લોકો.

## આદિવાસીઓનું મૂળ વતન

આદિવાસીઓનું મૂળ વતન કયું, એ બાબતમાં ઘણા મતો છે. પરંતુ તેઓ મેદાનોમાંથી ડુંગરોમાં અથવા ડુંગરોમાંથી મેદાનોમાં શા માટે રહેવા ગયા તેનો સ્પષ્ટ ઉત્તર એકેય મત આપી શકતો નથી. આમ થવાનું એક કારણ, હાલના જમાનામાં, એ જણાય છે કે રાજકીય અને રાજ્ય-વહીવટી ફેરફારો ઘણા થયા છે; અને આર્થિક કારણોસર આદિવાસીઓ જમીનો ગુમાવી બેઠા છે. વસતિ વધી અને જમીન ઉપરનું દબાણ વધ્યું. એને લીધે દ્વિમુખી પ્રક્રિયા જન્મી: જ્યાં આદિવાસીઓ વસતા હતા ત્યાં અન્ય લોકો રહેવા ગયા, અને આદિવાસીઓ ત્યાંથી બીજે સ્થળે ગયા.

## સંસ્કૃતિઓનું મિશ્રણ

ભારત પોતે એક નાનકડી દુનિયા છે. તેમાં પડોશના તેમ જ દૂરના દેશોમાંથી લોકોનો પ્રવાહ સતત વહેતો રહ્યો છે. પરિણામે વિવિધ સંસ્કૃતિઓની એકબીજા ઉપર સતત અસર થતી રહી છે, અને તેમનું મિશ્રણ પણ થયેલું છે. આ પ્રક્રિયાને લીધે સંસ્કૃતિઓ ઘણી વાર સમૃદ્ધ બનેલી છે. એકંદરે આ પ્રક્રિયા હિંસા વગર થયેલી છે. પરંતુ પરદેશીઓનાં વધારે જબરાં જૂથોએ નબળાં જૂથો ઉપર બળજબરીથી અથવા યુક્તિ-પ્રયુક્તિથી પોતાની ઇચ્છા ઠોકી બેસાડયાના દાખલા પણ બનેલા છે. એમણે નબળા લોકોને પોતાનામાં ભળી જવાની અથવા દુર્ગમ વિસ્તારોમાં ભાગી જવાની ફરજ પાડેલી છે. આ પ્રક્રિયામાં શાસક વર્ગની સંસ્કૃતિએ શાસિત વર્ગની સંસ્કૃતિ ઉપર અનિવાર્ય રીતે અસર કરી છે. પરંતુ એથી ઊલટું પણ બનેલું છે. કેટલીક વાર આ શાસક જૂથમાં એવા પરદેશીઓનો સમાવેશ થતો જેમને આપણે અત્યારે આદિવાસીઓ કહીએ છીએ. થોડોક સમય તેઓ પોતાનું વર્ચસ્વ સાચવી શકયા. પરંતુ પાછળથી એમના કરતાં વધારે બળવાન લોકો સમક્ષ એમને નમવું પડયું. તેમાંના કેટલાક નવા આવનાર ભેગા ભળ્યા નહિ. તેઓએ જંગલોમાં પાછા ફરવાનું પસંદ કર્યું, ત્યાં બીજા મૂળ વતનીઓ વસતા હતા. એ લોકો કાં તો અન્ય સ્થળેથી ત્યાં આવેલા હતા, અથવા પુરાણા સમયથી ત્યાં રહેતા હતા. એ લોકો ભેગા તેઓ ભળી ગયા. જેઓ મૂળ સ્થાનને વળગી રહ્યા અને જેઓ જંગલોમાં ચાલ્યા ગયા, તે બંનેએ ભારતની સંસ્કૃતિનું

ભાવિ ઘડવામાં ફાળો આપ્યો છે. પહેલા પ્રકારનાએ સંસ્કૃતિના વિકાસમાં સીધો ભાગ લીધો છે, અને બીજાએ જંગલોના એકાંતમાં રહી ભારતીય સંસ્કૃતિનાં કેટલાંક સુંદરતમ તત્ત્વોને સાચવી રાખ્યાં છે.

ડુંગરોમાં વસનારને ઘણા અવરોધો નડે છે. તેમ છતાં ત્યાં વસવાથી આદિવાસીઓ ખડતલ, સ્વાશ્રયી અને ચકોર બન્યા છે. એકંદરે જોતાં ડુંગરોમાં વસતા નાગા, ખાસી, આબોર અને તેમના જેવા બીજા આદિવાસીઓએ બહારના લોકોને પોતાના પ્રદેશમાં ઘૂસતા અટકાવ્યા છે, અને એ રીતે એમનામાં સ્વતન્ત્રતાની તીવ્ર ભાવના ખીલેલી છે.

**સમાજવ્યવસ્થા**

ડુંગરોમાં વસતા આદિવાસીઓ બહારની દુનિયાથી અલગ પડી ગયેલા છે, અને વિચારોમા સ્થિતિચુસ્ત છે. આ કારણે તેમની સમાજ-વ્યવસ્થાનું સ્વરૂપ અને બળ જળવાઈ રહ્યાં છે.

સાંથાલોમાં ગામના મુલકી અને નૈતિક વહીવટનું નિયમન કરવા માટે મન્જી નામનો અધિકારી હોય છે. તે ખેડકામ ઉપર અને ખેતી માટે જમીનની વહેંચણી થાય તેના ઉપર દેખરેખ રાખે છે. એને ધાર્મિક ફરજો પણ હોય છે. જન્મ અને લગ્નના પ્રસંગોએ વિધિઓ કરાવવા માટે તે પુરોહિતનુ કામ કરે છે અને ગામના જુવાનિયાઓની નીતિની સંભાળ રાખે છે. મુંડા લોકોમા ગામના મુખીની લાગવગ સૌથી વધારે હોય છે. તે પંચાયતને દોરવણી આપે છે. હો નામના લોકોમા એવી પ્રથા છે કે, એમનો મુખી ગામોના એક જૂથ ઉપર ગણતન્ત્રના અધિપતિ જેવું આધિપત્ય ભોગવે છે. આંધ્રપ્રદેશના એજન્સી વિસ્તારોમાં મતાદારો સરકાર અને લોકો વચ્ચે મધ્યસ્થી તરીકે કામ કરે છે. એમને જમીન મહેસૂલ ઉઘરાવવાનું કામ સોપેલું છે. તે ઉપરાંત તેઓ સરકારને કાયદો અને વ્યવસ્થા સાચવવામાં પણ મદદ કરે છે.

પરંતુ ગામના વહીવટ અને તેની નેતાગીરીની એક બાબતમાં આદિવાસીઓ બાકીના ભારત કરતાં જુદા પડે છે. એમની પરંપરા સામાન્ય રીતે ચૂંટણીના સિદ્ધાંતની વિરુદ્ધ છે. તેમ છતા તેઓ બિનલોકશાહી નથી, કેમકે વડીલોનું પચ જે ચુકાદો આપે તેને

લોકો માન્ય રાખે છે, અને આ ચુકાદો લેવામાં તેમને મદદ પણ કરે છે. ઘોટુલ, ધુમકુરિયા અને મોરુંગ જેવાં યુવાગૃહોને લીધે યુવાનોને નેતાગીરીની તાલીમ મળે છે, અને સમાજજીવનનો વિકાસ થાય છે. આ સંસ્થાઓ એમના સભ્યોમાં શિસ્ત અને સહકારની ભાવના કેળવે છે. પોતાની જાતિના વીરપુરુષોની ગાથાઓ કહી લોકોને શિક્ષણ આપવું, ઉખાણા પૂછવા અને છોડવા, તથા ધાર્મિક વિધિઓ કરવી—એ એમનાં કર્તવ્યોમાં મહત્ત્વનું કર્તવ્ય ગણાય છે.

## આરોગ્ય, ખોરાક અને પીણાં

આદિવાસીઓના આરોગ્ય અને શરીરવિકાસ ઉપર ખોરાકની શી અસર થાય છે તેનો સર્વગ્રાહી વૈજ્ઞાનિક અભ્યાસ કોઈએ કરેલો નથી. પરંતુ થોડાક છૂટાછવાયા અભ્યાસો આ વિષયમાં થયેલા છે. તે ઉપરથી જણાય છે કે આ લોકો ચરબીયુક્ત પદાર્થો (કાર્બોહાઈડ્રેટ્સ) વધારે પ્રમાણમાં લે છે, અને પ્રોટિન, ખનિજ, અને વિટામિનની એમના ખોરાકમાં ઊણપ હોય છે. એને લીધે પોષણતત્ત્વની ખામીને કારણે ઉદ્‌ભવતા અનેક રોગો એમને થાય છે.

બધા પ્રકારના આદિવાસીઓનો ખોરાક સરખો નથી. મુખ્યત્વે તેઓ જાર-બાજરીના પ્રકારનાં ધાન્યો ખાય છે. બીજાં ધાન્યોમાં મોટે ભાગે જાડું ધાન્ય વપરાય છે. હવે ચોખા દાખલ થતા જાય છે. ઘણે સ્થળે આખું વર્ષ પૂરતો ખોરાક મળતો નથી. તેથી અછતના મહિનાઓમાં એ લોકોને કંદમૂળ, ફળફળાદિ, કરમદાં-ટેટા, ખાદ્ય પુષ્પો અને પાંદડાં તથા મધ ઉપર રહેવું પડે છે. શિકાર કરીને મેળવેલાં પક્ષીઓ અને માછલાં પણ ખાવાના કામમાં લેવાય છે; અને ઘણાખરા આદિવાસીઓ વિવિધ પ્રકારનાં પ્રાણીઓ પાળે છે. શિકાર અંગે કરવામાં આવતી સામાજિક અને ધાર્મિક વિધિઓ અનેક પ્રકારની અને અટપટી હોય છે. પ્રાણીઓને મારવા અંગે સંખ્યાબંધ નિષેધો પળાય છે. તે જુદી જુદી જાતિઓમાં જુદા જુદા હોય છે. બહુ થોડા આદિવાસીઓ શાકાહારી છે.

કેટલાક આદિવાસીઓ ભોજન સાથે ચોખા-બાજરો જેવા ધાન્યમાંથી બનાવેલો દારૂ પીએ છે. સામાન્ય રીતે સ્ત્રી પુરુષ બંને એ પીએ છે. નૃત્યના પ્રસંગોએ ગામની સભાઓ વખતે અને ધાર્મિક પ્રસંગોએ આ દારૂ પિવાય છે. તેથી તેનું સામાજિક અને ધાર્મિક મહત્ત્વ છે. આદિવાસી વિસ્તારોમાં હવે તો બહારના લોકો દાખલ થયા છે. એટલે એમની મારફતે ગાળેલો દારૂ વપરાશમાં આવ્યો છે, જેને લીધે છાકટા બનવાનું પ્રમાણ વધ્યું છે.

### આદિવાસી સમાજમાં સ્ત્રીનું સ્થાન

આદિવાસી સમાજમાં સ્ત્રી ગાડાના બેલની જેમ વૈતરું કરનાર પ્રાણી નથી. કૌટુંબિક બાબતમાં એનો પણ અવાજ હોય છે. ટૂંકમાં, આદિવાસી સમાજમાં સ્ત્રી પુરુષની સમોવડી છે

બસ્તારના માડિયા ગોંડ લોકો વિષે લખતાં ડબલ્યુ. વી. ગ્રિગસન જણાવે છે કે, માડિયા સ્ત્રીને તેના લગ્નજીવનમાં તેમ જ પતિની પસંદગીમાં ઘણી સ્વતંત્રતા હોય છે. જો પતિ એને હેરાન કરે તો પતિનો ત્યાગ કરવાની એને છૂટ હોય છે. જો કોઈ સ્ત્રીને આભૂષણોનો શોખ હોય તો તે આપકમાઈમાંથી ખરીદી શકે છે અને એ બાબતમાં પતિ વિરોધ કરતો નથી. ગ્રિગસન માને છે કે સામાન્ય માડિયા સ્ત્રી હિંદુ સ્ત્રી કરતાં વધારે સ્વતંત્ર હોય છે.

સેમા નાગા સ્ત્રીઓના દરજ્જા વિષે લખતાં ડો. જે. એચ. હટન જણાવે છે કે સામાજિક દૃષ્ટિએ આ સ્ત્રીઓનું સ્થાન ઊંચું છે. લગ્નો મા-બાપની સગવડે ગોઠવાય છે. તેમ છતાં છોકરીને તેની મરજી વિરુદ્ધ કદી પરણાવવામાં આવતી નથી. પતિને ઘેર તે ઉચ્ચ દરજ્જો ભોગવે છે અને તેનાં બાળકો પ્રત્યે માયાળુ વર્તન રાખવામા આવે છે.

આંધ્રપ્રદેશના ચેન્ચુઓમાં એવો રિવાજ છે કે, સામાન્ય રીતે જે કામો બીજા લોકો સ્ત્રીઓને સોંપે છે તે કામો પણ પુરુષ અને સ્ત્રી વચ્ચે સરખે હિસ્સે વહેંચી આપવામાં આવે છે, અને જે કામ સ્ત્રીઓનાં જ ગણાય તે પણ ઘણી વાર પુરુષ પોતાને માથે લે છે. પ્રો. હેમેન્ડોર્ફ કહે છે, "તમામ વ્યવહારુ બાબતોમાં પતિ અને પત્ની સમાન હક્કથી ભાગીદાર

હોય છે અને મિલકતનાં તેઓ સહિયારાં માલિક હોય છે." આંધ્રપ્રદેશની લેમ્બાડા અને વણઝારા સ્ત્રીઓ એમના સમાન હક્કો માટે પ્રખ્યાત છે. તેઓ કૌટુંબિક સાહસમાં સરખે દરજ્જે ભાગીદાર ગણાય છે. એટલું જ નહિ પણ કુટુંબનિર્વાહની કમાણીમાં પણ તેમનો હિસ્સો પુરુષો જેટલો જ હોય છે. થારુ નામના લોકો માતૃવંશી છે. (લગ્ન પછી પુરુષ સ્ત્રીને ઘેર રહેવા જાય છે.) આ લોકોમા સ્ત્રીનો દરજ્જો ઘણો જ ઊંચો છે એ બીના સુપ્રસિદ્ધ છે. એમનામાં પુરુષ અને સ્ત્રી બંને મિલકતનાં માલિક ગણાય છે અને સ્ત્રી ઇચ્છે તો પતિને પૂછયા વિના પોતાની આવક વાપરી શકે છે. એ સ્ત્રીઓ મરઘાં ઉછેરે છે, માછલાં પકડે છે, ટોપલા બનાવે છે, પોતાની મહેનતનો માલ પોતે વેચે છે. ખાસીઓમાં એવો રિવાજ છે કે પુરુષ તેની પત્નીને ઘરે રહેવા જાય છે. આ માતૃસત્તાક વ્યવસ્થામાં પતિની સત્તા ઉપર મોટો કાપ મુકાય છે. પતિ સ્ત્રીનો સહગામી અને ભાગીદાર બને છે. પરિણામે કૌટુંબિક બાબતમાં સ્ત્રી આગળપડતો ભાગ ભજવે છે.

હો લોકોમાં કન્યા મેળવવા માટે ભારે રકમ આપવી પડે છે. સામાન્ય હોને ભારે રકમ આપવાનું પરવડતું નથી તેથી કન્યા મેળવતાં મુશ્કેલી પડે છે. આ કારણે સ્ત્રીનું મહત્ત્વ વધ્યું છે. ઇ. ટી. હોલ્ટન કહે છે કે આદિવાસી પતિઓ એમની સ્ત્રીઓથી એટલા બધા દબાઈ ગયેલા હોય છે કે, એમને 'કહ્યાગરા કંથ' કહી શકાય. ભોટિયા અને લાહુલ તથા કિન્નૌરની ખીણોમાં વસતા બહુપતિના રિવાજવાળા આદિવાસીઓ તેમની સ્ત્રી પ્રત્યે માન અને સમજપૂર્વક વર્તે છે. એ સ્ત્રીઓ ખડતલ, દૃઢ મનોબળવાળી અને મહેનતનાં કામો કરી શકે તેવી હોય છે. તેઓ કેવળ ગૃહિણી જ નથી હોતી, પરંતુ જે હક્કો અને અધિકારો તેમના પુરુષો ભોગવે છે તે પણ તેઓ સમાન દરજ્જે ભોગવે છે.

આમ આદિવાસી જીવનમાં સ્ત્રી અગત્યનું સ્થાન ધરાવે છે. પરંતુ સામાન્ય રીતે તે રાજકીય લાગવગ ધરાવતી નથી. ગામની પંચાયતમાં એને સ્થાન હોતું નથી. તેમ જ જાહેર જીવનને લગતા નિર્ણયો કરવામાં એનો અવાજ સંભળાતો નથી.

જેમ આદિવાસીઓના રીતરિવાજો કે કાયદાકાનૂનો વિવિધ પ્રકારના હોય છે તેમ તેમના ધર્મ પણ વિવિધ પ્રકારના હોય છે. કેટલાક આદિવાસીઓ બૌદ્ધો છે અને સૈકાઓથી એ ધર્મ પાળતા આવ્યા છે. કેટલાક હમણાંના સમયમાં જ ખ્રિસ્તી બનેલા છે. બીજા હિંદુ દેવોને પૂજે છે અને હિંદુ ધર્મના એક સાદા સ્વરૂપને માને છે. આ છેલ્લા પ્રકારના આદિવાસીઓ સામાન્ય રીતે એક સર્વોપરી દેવને માને છે. એ દેવના તાબામાં સંખ્યાબંધ ઉપ-દેવો હોય છે. વળી તેઓ નદી, પર્વત, જંગલ જેવા અસંખ્ય પ્રાકૃતિક દેવોને તથા ભૂતો અને અન્ય અદૃશ્ય પ્રેતોને માને છે. આ બધાં ભૂતપ્રેતો માનવજીવન ઉપર હરેક પળે અસર કરે છે એમ માનવામાં આવે છે. એમાંનાં ઘણાં ભૂતપ્રેતો વેર રાખનારાં મનાય છે. તેથી તેમને વિધિઓ, ઉત્સવો અને બલિદાનો વડે મનાવવાં પડે છે. બાકીનાં ભૂતપ્રેતો ઉપકારક હોય છે અને મદદકર્તા નીવડે છે. ઘણાખરા આદિવાસીઓને પરંપરાગત ઊતરી આવેલા ગોર હોય છે. તે ગામ વતી ધાર્મિક ક્રિયાઓ કરે છે. સ્ત્રીઓ પણ ગોરનું કામ કરતી હોય છે. આદિવાસીઓના ધર્મને વહેમ ગણી ફેંકી દેવો જોઈએ નહિ. એણે લાખો લોકોને આફત વખતે બળ આપ્યું છે, સુખમાં આનંદ આપ્યો છે, ચિંતા વખતે રાહત આપી છે અને મરણ પ્રસંગે દિલાસો આપ્યો છે.

આદિવાસીઓના પોષાકમાં પણ ઘણી વિવિધતા હોય છે. આસામમાં ઘણા ભણેલા આદિવાસીઓ યુરોપી ફેશનો અપનાવે છે. અન્યત્ર આવા લોકો કાં તો પાશ્ચાત્ય પહેરવેશ વાપરે છે અથવા ભારત દેશનો અસલનો પોષાક પહેરે છે. જે જાતિઓમાં વણવાનો રિવાજ જળવાઈ રહ્યો છે તેઓ ઘણી વાર સ્ત્રીઓ માટે કલાત્મક અને રંગબેરંગી સાડીઓ, કબજા તથા ચણિયાઓ અને પુરુષો માટે ડગલા તથા લંગોટી બનાવે છે. પહેલાં ઘણા પ્રકારના આદિવાસીઓ એમના પોતાના ગામમાં લગભગ નવસ્ત્રા ફરતા. આજે બહુ થોડા આવું કરે છે. અને લગભગ બધા પાસે એવાં કપડાં હોય છે જે તેઓ તેમને ત્યાં અજાણ્યા માણસો આવે ત્યારે અથવા પોતે હાટ ભરાય ત્યારે કે શહેરોમાં જાય ત્યારે પહેરી શકે છે. એમનામાં જે અત્યંત ગરીબ હોય તે ચીંથરેહાલ અને ગંદા હોય છે. અને કમભાગ્યે જે

લોકો શહેરોમાં ગયા છે તેમની જ સ્થિતિ સામાન્ય રીતે આવી હોય છે. પરંતુ તહેવારોના પ્રસંગે પહેરી શકાય તેવા કંઈક સારાં કપડાં ઘણાખરા પાસે હોય છે. તેમના અલકારો વિવિધ પ્રકારના હોય છે. તેમાં નેતર, ઘાસ કે મણકાની હાથે બનાવેલી સુંદર માળાઓ અને વાંસના શણગારેલા કાંસકાથી માંડી બજારમાંથી આણેલાં પિત્તળ અને ચાંદીનાં અનેક આભૂષણોનો સમાવેશ થાય છે

આ વિવિધતાને લીધે સશોધન આવશ્યક બને છે. કેમકે જે વસ્તુ એક વિસ્તારને સપૂર્ણ રીતે લાભકારી હોય તે બીજાને ઓછી માફક આવે એ બનવાજોગ છે.

આદિવાસીઓનાં ગીતોમા અને નૃત્યમાં જીવનનો આનંદ વ્યક્ત થાય છે એમણે વણેલા કાપડમાં રંગ અને આકૃતિની સહજ સૂઝ દેખાય છે કુદરતી આફતો વેઠવામાં અને તેના ઉપર વિજય મેળવવામાં તેઓ ભારે નિર્ભયતા દાખવે છે. દવાને અભાવે તેઓ રોગના ભોગ બને છે. એમનુ વિવિધ પ્રકારે શોષણ થાય છે; જે તેમને દુ:ખી રાખે છે અને લાચારીમા હડસેલે છે. એક સરકારી રિપોર્ટનાં શુષ્ક પાનાંમાં આ બધાનો ખ્યાલ આપવો મુશ્કેલ છે સૌથી વધારે રસપ્રદ બીના તો એ છે કે આ લોકો આપણને ગમી જાય તેવા હોય છે. જેમને એમનો થોડો ઘણો પરિચય થયો છે, તેમાંના ઘણાખરાને એમની મોહિની લાગેલી છે. એટલે સેવાર્થે આપણાં ઉત્તમ સ્રીપુરુષો પર્વતો અને ડુંગરોમાં રહેવા જાય તો તેમને ઝાઝો ભોગ આપવો પડે તેમ નથી. માત્ર એટલુ જ કે કેટલીક ઉપર-છલ્લી સુખસગવડો છોડી દેવી પડે. જે લોકો સાચી ભાવના, માનવતા, સ્નેહ અને સદ્‌ભાવ ધારણ કરીને આદિવાસી પ્રદેશમાં સાહસ ખેડવા ગયા છે તેમને હંમેશાં સુંદર બદલો મળ્યો છે.

આદિવાસી વિષેનાં લખાણોમાં લેખકોએ એ લોકોને રંગબેરંગી વર્ણવ્યા છે. તેઓ બીજા લોકોથી કેવી રીતે જુદા પડે છે તે ખાસ બતાવવામાં આવ્યું છે. કદાચ આમ બનવું સ્વાભાવિક છે. તેમ છતાં જેમ જેમ અભ્યાસ વધારે થતો જાય છે તેમ તેમ એ વધારે સ્પષ્ટ થતું જાય છે કે, એમના મુખ્ય પ્રશ્નો તો તમામ માનવજાતિના પ્રશ્નો જેવા જ છે. જગતભરમાં ખેડૂતો પિડાય છે તેનું કારણ એ છે કે, તેઓ

જમીનો ગુમાવી બેઠા છે, શાહુકારો તેમને ચૂસે છે, અને ખેતી તથા ઉદ્યોગ માટે તેમની પાસે આધુનિક કાર્યપદ્ધતિ નથી. માનવ જીવનનાં મૂળભૂત તત્ત્વો જેવાં કે પ્રેમ અને મૃત્યુ—આપણને બધાને સરખાં સ્પર્શે છે. આ વાત કદી ભૂલવી જોઈએ નહિ. કેમકે આદિવાસી લોકો માટે આટલું બધું ખાસ ધ્યાન આપવામાં આવે છે અને આટલી બધી ખાસ સગવડો કરવામાં આવે છે તે ઉપરથી કોઈને એમ લાગે કે, એ લોકો કોઈ વિશિષ્ટ પ્રકારના મનુષ્યો હશે અથવા તો તેઓ આપણા કરતાં તદ્દન જુદી રીતે વિચારતા અને અનુભવતા હશે કે શું? આદિવાસીઓ માટે ખાસ વિશિષ્ટ પ્રકારની જોગવાઈઓ કરવાનું કારણ માત્ર એટલું જ છે કે, તેઓ દીર્ઘકાળથી આપણાથી અલગ પડી ગયેલા હોઈ એમના ઉત્કર્ષની કોઈએ અત્યાર સુધી દરકાર કરેલી નથી, અને તેથી તેઓ પ્રગતિની આગેકૂચમાં પાછળ પડી ગયેલા છે.

રાખીને અને અન્ય લોકોએ ઉપેક્ષા સેવીને આદિવાસીઓની મુશ્કેલીઓ વધારી દીધી.

આદિવાસીઓના પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કરનાર બ્રિટિશ અમલદાર ડૉ. જે. એચ હટને બ્રિટિશ અમલની આદિવાસી લોકો પર થયેલી અસરો વિષે તેમના 'આદિમ જાતિઓ' નામના અંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે કે, હિંદમાં બ્રિટિશ અમલથી આદિવાસીઓમાંથી ઘણાખરાને લાભ કરતાં હાનિ વધારે થઈ છે જાણીતા સમાજશાસ્ત્રી ડૉ. જી એસ ઘુર્યેનો મત પણ આવો જ છે. બ્રિટિશરોએ આદિવાસીઓને અલગ પાડયા, તેને પરિણામે તેમનું શોષણ શરૂ થયુ અને જમીનદારો, શાહુકારો અને કૉન્ટ્રાક્ટરોએ આદિવાસીઓને ચુસાય તેટલા ચૂસ્યા.

આદિવાસીઓ જંગલનું ઈમારતી લાકડું લેવાનો અને જંગલની પેદાશો વાપરવાનો અબાધિત હક્ક સૈકાઓથી ભોગવી રહ્યા હતા. જંગલો સાચવી રાખવાની અને તેનું રક્ષણ કરવાની સરકારી નીતિ અમલમાં આવી અને આદિવાસીઓના હક્કો પર તરાપ પડી. વળી, જમીનદારો અને જાગીરદારો તેમનાં ખાનગી જંગલોનો વહીવટ કરતા તેમના પર બ્રિટિશ સરકાર નિયંત્રણ મૂકી શકી નહિ. એને લીધે આદિવાસીઓને સરકાર પ્રત્યે અવિશ્વાસ જાગ્યો કૉન્ટ્રાકટર તો જંગલની પેદાશોનો બધો નફો હજમ કરી જતો અને લોકોને ચૂસતો પણ ખૂબ. પરિણામે, આદિવાસીઓનું અર્થતંત્ર ખોરવાઈ ગયું. આ પરિસ્થિતિથી અકળાઈને આદિવાસીઓ અવારનવાર બળવો પોકારતા.

૧૮મી સદીની અધવચમા બિહારના છોટાનાગપુર વિસ્તારમાં આદિવાસીઓ તરફથી વારંવાર બળવાઓ થયા તેને સરકારે સશસ્ત્ર લશ્કરો મોકલી દાબી દીધા. લશ્કરના જે માણસો નિવૃત્ત થયા તેમાંથી વફાદાર હતા તેમને બ્રિટિશ સરકારે જમીન બક્ષિસ આપી, આ આદિવાસીઓની ફરતે કાયમનો ઘેરો રાખવાના હેતુથી ડુંગરાઓની તળેટીમાં વસાવ્યા. આંધ્ર અને ઓરિસ્સામાં પણ આવા બળવાઓ થયા તેને કડક હાથે દાબી દેવાયા. આ બળવાઓ પાછળના કારણોમાં જંગલના હક્કો પરની તરાપ, બહારથી વસવા આવેલા હિંદુ, મુસ્લિમ અને શીખો પ્રત્યે નફરત, ફરજિયાત વેઠ, હાથમાંથી જમીન જતી રહેવી વગેરે ગણાવી શકાય.

આમ, જંગલ અને જમીન જે આદિવાસીઓની બે મહત્ત્વની જરૂરિયાતો ગણી શકાય તેની બ્રિટિશરોએ ઉપેક્ષા કરી અને આદિવાસીઓને અમલદારોના ત્રાસનો અને કૉન્ટ્રાક્ટરો તથા શાહુકારોના શોષણનો ભોગ બનાવ્યા.

આદિવાસીઓના સામાજિક અને આર્થિક જીવનનાં કેટલાંક પાસાંઓ વિષેની પરિસ્થિતિ બ્રિટિશ સમય દરમ્યાન નીચે પ્રમાણે હતી.

### ખેતી

જમીનના નાના નાના ટુકડા પડી ગયા હતા. જમીન હલકી જાતની હતી. ખેતી કરવાની પદ્ધતિ સાવ અણઘડ હતી અને આસામ, બિહાર, ઓરિસ્સા, આંધ્ર પ્રદેશ અને મધ્યપ્રદેશમાં તો 'ઝૂમ' એટલે કે ચલિત ખેતી કરતા હતા. આ બધાંને પરિણામે પાક ઓછો ઊતરતો, અને પૂરતો ખોરાક મેળવવા ફળ, કંદમૂળ, જંગલી ભાજી, ટેટા વગેરેનો ઉપયોગ કરતા. પૂરક ધંધા તરીકે ઢોર ઉછેરતા, ડુક્કર રાખતા અને મરઘાં પાળતા.

### પશુઉછેર

કેટલાક આદિવાસી લોકો ખેતી ઉપરાંત પશુઉછેરનો ધંધો પણ કરતા. નીલગિરિ પ્રદેશના ટોડાઓનું જીવન ભેંસો અને તેના દૂધની બનાવટોની આજુબાજુ ગોઠવાયું હતું. ટોડાઓ પડોશીઓને દૂધની બનાવટો આપી બદલામાં અન્ય જરૂરી ચીજો ખરીદતા. ઉત્તર પ્રદેશના ઉત્તર ભાગમાં અને પશ્ચિમ બંગાળના કેટલાક ભાગોમાં ભૂતિયા લોકો ખેતી અને પશુપાલનનો મિશ્ર ધંધો કરતા. હિમાચલ પ્રદેશ અને પંજાબના ગુજ્જરો અને ગદ્દીઓ બકરાં, ઘેટાં અને ભેંસો પાળતા, અને પોતાના ગુજારા માટે પશુઓ તથા એમની પેદાશો ઉપર જ આધાર રાખતા. ઢોરને માટે ઘાસચારાની ગોચર જમીનની શોધમાં કાયમ તેઓ ભટકતા રહેતા. આ ભટકતા લોકો પ્રત્યે સરકારી અમલદારો સાવ દુર્લક્ષ સેવતા હતા.

દેશના ઘણા ભાગોમાં આદિવાસી લોકો વર્ષોથી સારા કારીગરો તરીકે જાણીતા છે. હાથસાળ અને હાથકારીગરીના ધંધામાં નાગા, ખોન્ડ, મિસિમી, આબોર, ખામ્પટી, કચારી અને નેફાના મોન્પાઓ કુશળ ગણાતા. કોરવા અને અગરીઆ લોઢું ગાળવા માટે જાણીતા હતા. ઉત્તર પ્રદેશના થારુઓ વાસણો, ટોપલા, વાજિત્ર, દોરડાં, સાદડીઓ અને શસ્ત્રો પણ બનાવતા. દક્ષિણ ભારતની કેટલીક આદિવાસી જાતિઓ વાંસની ઉત્તમ બનાવટો બનાવતી. કેરળના ઉરાલી કુરુમ્બાઓ માટીનાં વાસણો બનાવતા અને આ વાસણોના સાટામાં અનાજ મેળવતા. મ્હૈસુરના બેટ્ટા કુરુમ્બાઓ ઉત્તમ પ્રકારનું વાંસકામ અને નેતરકામ કરતા. નીલગિરિના ટોડાઓના પડોશી કોટાઓ કેટલીયે પેઢીઓથી ઢોરઉછેર, લુહારકામ, સુથારકામ અને કુંભારકામ કરે છે, દોરડાં અને છત્રીઓ બનાવે છે અને એકી સાથે આ બધી આવડતો ઉપરાંત સારા ઝવેરી તરીકે પણ પ્રખ્યાત છે. ગડાબા સ્ત્રીઓ કાપડની સાળ પર ઝાડની છાલના રેસામાંથી વસ્ત્રો વણવામાં અને આ વસ્ત્રોને વિવિધ પ્રકારના વનસ્પતિના રંગોથી રંગવામાં પ્રવીણ હતી. આસામ, નાગભૂમિ, મણિપુર અને ત્રિપુરાના આદિવાસીઓનું હાથસાળનું કાપડ હંમેશાં વખણાતું આવ્યું છે. એમનાં ગામોમાં ઘેરઘેર હાથસાળો હતી. શેતરંજીઓ, સાદડીઓ, ઘોડાનાં જીન, સૂતરના ધાબળા અને પોતાનાં વસ્ત્રો વણવામાં આ લોકોની ખ્યાતિ વર્ષોથી છે. મધ્યપ્રદેશના બૈગા અને ગોંડ લોકો ઘરના કમાડ પર લાકડાનાં કોતરકામ માટે અને બસ્તારના મુરીઆ આદિવાસીઓ નૃત્યો માટે લાકડાનાં મહોરાં બનાવવામાં કુશળ ગણાતા આવ્યા છે. સાંથાલ, ગારો અને નાગાઓ કાષ્ઠકામ માટે વર્ષોથી જાણીતા છે.

બ્રિટિશ સરકારે ગૃહઉદ્યોગો, ગ્રામોદ્યોગો અને હસ્તકળા અને કારીગરીની તદ્દન ઉપેક્ષા કરી એટલું જ નહીં પણ પરિસ્થિતિ એવી ઊભી કરી કે આપણી કળાકારીગરી નકામી છે એવી હતાશા આદિવાસીઓમાં જાગી. જંગલના અધિકારીઓએ એવા પ્રતિબંધો મૂકયા કે એને પરિણામે કળાકારીગરી માટે જોઈતો કાચો માલ મળવો બંધ થયો. આમ

આ હુન્નરો ક્ષીણ થવા માંડયા, અને આજે પણ આ પ્રતિબંધો ચાલુ રહ્યા છે જે આ હુન્નરોના વિકાસને રૂંધી રહ્યા છે.

### ધંધાનાં અન્ય સાધનો

તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીમાં કામ કરતાં આદિવાસી કામદારોની એક સામાજિક અને આર્થિક તપાસમાં જણાયું હતું કે બગીચાઓમાં કામ કરવા ગયેલા કોલ મજૂરો થોડા પગારે વધારે કામ આપતા હોવાથી બીજાઓ કરતાં એમને પ્રથમ પસદગી મળતી હતી કુટુંબમાં ચાર કે પાંચ માણસો હોય, તેમાંથી બે ઘેર રહેતાં અને બાકીનાં મજૂરીએ જતાં. ૧૮૪૦ અને ૧૮૭૦ની વચ્ચે, આ મજૂરોમાના જે હિંદની બહાર ગયા તેમનો આંકડો ૫૫,૦૦૦ સુધી પહોચ્યો હતો. ૧૮૩૪મા બ્રિટિશ પાર્લમેન્ટે પોતાનાં સંસ્થાનોમાંથી ગુલામ મજૂરોનો વેપાર કરવાની પ્રથા નાબૂદ કરી, ત્યારે દરિયાપારના યુરોપી લોકોના ખેતરોમાં હબસી ગુલામો મજૂરો તરીકે બધ થયા. એટલે અહીંના આદિવાસી મજૂરની માગ ઊભી થઈ આમ પરદેશ મોકલાયેલા આદિવાસી મજૂરોમાં ઓરાઓ અને કોલ લોકોની સખ્યા વધારે હતી

બંગાળ, બિહાર અને મધ્યપ્રદેશની કોલસા, લોખડ અને મેંગેનીઝની ખાણોમાં તથા તેના આનુષંગિક ઉદ્યોગોમાં મોટા પ્રમાણમાં આદિવાસીઓ જ કામ કરે છે. સાથાલો તો સારા ખાણિયા તરીકે જાણીતા છે. તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીમાં જે બિનતાલીમી મજૂરો હતા તેમાંના મોટા ભાગના આદિવાસી લોકો હતા આદિવાસી વિસ્તારોમાં ઉદ્યોગીકરણ થવાથી એક પ્રકારનું “ટ્રાઈબલ અર્બન કન્ટીન્યુઅમ” સ્થપાયું છે, એટલે કે આદિવાસી લોકોનો શહેરો સાથેનો સંબંધ કાયમ થયો છે.

આસામ અને બંગાળમાં ચાના બગીચા થયા તેથી ઓરિસ્સા, મધ્યપ્રદેશ અને બિહારમાંથી આદિવાસી કુટુબો મોટી સંખ્યામાં એ બગીચામાં મજૂરીએ ગયાં. કેરળ અને મદ્રાસનાં સેંકડો આદિવાસી કુટુંબોને દક્ષિણના ચા-કૉફી અને રબરના બગીચાઓમાં કામ મળ્યું.

બજારો અને નાણાંવ્યવહાર

આદિવાસી વિસ્તારોમાં નાણાંવ્યવહાર હજી હમણાં જ દાખલ થયો છે, કેમકે એ વિસ્તારોમાં પહેલાં બજારો જેવું કંઈ હતું નહિ. અઠવાડિક ગુજરી ભરાતી અથવા પ્રસગોપાત્ત મેળો ભરાતો. તેમાં જઈ આ લોકો પોતાના માલના સાટામાં બીજી ઉપયોગી ચીજો ખરીદતા પછી બહારના માણસો આવ્યા. તેમની મારફતે ધીમે ધીમે ધીરધારનો ધધો શરૂ થયો અને તેણે જોતજોતામાં મોટુ રૂપ ધારણ કર્યું.

નાણાં ધીરવાના ધંધામાથી સાગ્રી, ગોઠી, હાળી, વેટ્ટી વગેરે નામોથી ઓળખાતી ભૂંડી ગુલામી પ્રથાનો જન્મ થયો. દેવું ચૂકવવા પેટે આ પ્રકારની ચાકરી કે વેઠ કરનારને માત્ર ખાવાનું અને કપડાં જ મળતાં. ઘણા કિસ્સાઓમાં તો એમ બનતું કે કુટુંબનું દેવું વાળવા વેઠ કરનારના છોકરાઓને લેણદારના છોકરાઓને ત્યાં ચાકરી કરવી પડતી. આમ વંશ-પરંપરા ચાલતું. એ રીતે ગુલામીનું બંધન કાયમ રહેતું. જો બીજો માણસ આ પ્રકારના ચાકરનું દેવું ચૂકવે તો તેને ઘેર ચાકરને ગુલામી કરવા જવુ પડતું.

રોગો, ઘરગથ્થુ ઉપચાર અને પીવાનું પાણી

સરકારી અમલદારો અને માનવવંશશાસ્ત્રીઓના હેવાલો ઉપરથી જણાય છે કે આદિવાસી લોકો એકંદરે તંદુરસ્ત જીવન ગાળતા હતા. અલબત્ત, કેટલાકને મેલેરિયા, યોઝ (ફોલ્લા), ખસ, કોઢ, ક્ષય, ચાંદી અને કાલા આઝાર જેવા અનેક રોગ થતા લગભગ તમામ આદિવાસી વિસ્તારોમાં — ખાસ કરીને આસામના ડુંગરાળ જિલ્લાઓમાં, ઓરિસ્સાના કિયોન્ઝાર અને ગંજમ જિલ્લાઓમાં, પશ્ચિમ બંગાળના પૂર્વ જિલ્લાઓમાં, બિહારનાં રાંચી, સાન્થાલ પરગણાં, હજારીબાગ, અને સિંઘભૂમ જિલ્લા-ઓમા, મધ્ય પ્રદેશના બસ્તાર, મંડલા, છિંદવાડા અને બેતૂલ જિલ્લાઓમા, આન્ધ્ર પ્રદેશના એજન્સી વિસ્તારો તથા વાગનાડમાં અને દક્ષિણે નીલગિરિ પ્રદેશમાં મેલેરિયાનું જોર ઘણું હતું. યોઝ (ફોલ્લા)નું દરદ આન્ધ્ર એજન્સી અને ઓરિસ્સામાં બહુ જોરમાં પ્રચલિત હતું. વિશિષ્ટ પ્રકારની રસોળીનો રોગ નેફા, પૂર્વ આસામ અને હિમાલયના નીચલા

ભાગમા થતો હતો ઘણા લેખકોએ લખ્યું છે કે ચાદી અને ક્ષયના રોગો બહારના લોકો આદિવાસી વિસ્તારોમા આવ્યા તેથી થયા હતા

રોગો અટકાવવા અને મગાડવા આદિવાસીઓ એમની વર્ષોની પરપરા પ્રમાણે ભૂવાઓ અને ઘરગથ્થુ વૈદો પર આધાર રાખતા આદિવાસી વિસ્તારોમા દાક્તરી સેવાઓ માટે સરકાર અને મિશનરીઓએ કોઈ કોઈ વાર પ્રબધ કરેલો તે સિવાય એ દિશામા કોઈ વ્યવસ્થિત પ્રયાગ થયો જણાતો નથી

ધીચ ઝાડીઓવાળા અને ડુગરાળ સ્થળોમા પાણીની તંગી હમશા રહેવાની જ અર્હીના ભાર અને જતુદન પાણીને કારણે લોકોમા આતર દાના રોગ ઘણા ફેલાતા

## દારૂનો વપરાશ

મુંબઈ ઈલાકાના આદિવાસીઓ વિષે, ૧૯૩૮મા, મિ સીમિગ્ટન નામના અમલદારે એક રિપોર્ટ તૈયાર કર્યો હતો તેમાં દારૂના વપરાશ વિષે આ પ્રમાણે લખેલુ છે "ભીલો અને બીજા આદિવાસીઓ ખૂબ દારૂ પીએ છે તેથી તેમને પારાવાર નુકસાન થાય છે જન્મ, લગ્ન, મરણ, પચાયતની સભા, મહેમાનોની હાજરી, તહેવારો, વગેર પ્રસગોને નિમિત્ત બનાવી ધૂમ દારૂ પિવાય છે સ્ત્રીઓ અને બાળકોને પણ દારૂ પીવાનું ઉત્તેજન અપાય છે આ બાબતમા વસ્તુસ્થિતિ નિરાશાજનક છે એમ હુ માનતો નથી દારૂની લતથી ભાર નુકસાન થાય છે એનો ખ્યાલ એ લોકોને આવતો જાય છે અને એમાથી ઊગરવાની ઈચ્છા — જો કે ઝાખી — એમનામા જાગી છે અત્યાર સુધી એમ મનાયું છે કે મદ્યનિષેધને માન્ય રાખવા આદિવાસીને સમજાવી શકાય તેમ નથી, કારણ કે પહેલુ તો એ માને છે કે ધાર્મિક વિધિઓમાં દારૂ વિના ચાલે જ નહિ અને દારૂથી દેવને રીઝવી શકાય છે બીજુ, ગેરકાયદે દારૂ ગાળવાની એને ઘણી સગવડો છે પહેલી દલીલનું વજન ઘટતુ જાય છે, પરતુ બીજી તો અત્યાર લાગુ પડે છે જ"

બ્રિટિશ સરકારની આબકારી નીતિમા દારૂના વેચાણ માટે ઇજારા પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી અને તેને રાજ્યની આવકનું સાધન

માનવામાં આવ્યું હતું આ નીતિએ આદિવાસી લોકોને પાયમાલ કર્યા છે.

### કેળવણી

૧૯૩૧ની વસતિગણતરીના આકડા ઉપરથી માલૂમ પડયુ હતું કે આદિવાસીઓમા અક્ષરજ્ઞાનનું પ્રમાણ ૦ ૭ ટકા જેટલું નીચું હતું અક્ષર-જ્ઞાન સબંધમા આદિવાસી લોકોની સ્થિતિ અનુસૂચિત જ્ઞાતિઓ કરતાયે ખરાબ હતી ખ્રિસ્તી મિશનરીઓની શાળાઓ શરૂ કરવાની પ્રવૃત્તિ કેટલાક આદિવાસી વિસ્તારોમાં ઠીકઠીક ખીલી હતી

જે વિસ્તારોમા ખ્રિસ્તી મિશનો કામ કરતા હતા ત્યા યુવાગૃહો જેવી આદિવાસી સંસ્થાઓના પાયા કયારનાયે ડગવા લાગ્યા હતા. સંસ્કારનું એક સાધન આમ કમી થવાથી લોકોમા નિરાશા વ્યાપે એ સ્વાભાવિક હતું 'ધિ રેંગ્મા નાગાઝ' નામના પોતાના પુસ્તકમાં મિ. જે પી મિલ્સે, લખ્યું હતું કે બૅપ્ટિસ્ટ મિશનરીઓ ખ્રિસ્તી થએલા નાગાઓને યુવાગૃહમાં જવા દેતા નહિ તેથી આ લોકોના સંસ્કાર છિન્નભિન્ન થઈ જવાનો ભય ઊભો થયો હતો બાળકોને શિક્ષણ આપનારું કોઈ સાધન લોકોને ઘેર તો હતું નહિ. એટલે અન્ય પ્રકારના શિક્ષણથી માબાપ અને બાળક વચ્ચે ઘર્ષણ પેદા થતું.

### માર્ગવ્યવહાર

આદિવાસીઓને અલગ પાડી દેવાની નીતિ બ્રિટિશ સરકારે અખ-ત્યાર કરી હતી તેથી તેમણે આદિવાસી વિસ્તારોમાં માર્ગવ્યવહારનો વિકાસ થવા દીધો નહોતો પરિણામે એ વિસ્તારો હિંદી સંસ્કૃતિના મુખ્ય પ્રવાહોથી અલિપ્ત રહ્યા હતા જે થોડાક રસ્તા બાધવામા આવ્યા હતા તે સલામતીને માટે અને જગલના કૉન્ટ્રાકટરો જંગલનો માલ મેળવી શકે તે માટે હતા

### ન્યાયપદ્ધતિ

આદિવાસી વિસ્તારોમા ન્યાય કેવી રીતે અપાતો તે બાબતમાં સદ્ગત શ્રી એસ. સી. રોયે નીચે પ્રમાણે લખ્યુ છે:

"કાયદો અને તેનો અમલ કરવાની બ્રિટિશ પદ્ધતિથી આ લોકોના સામાજિક સંગઠનને વિશેષ હાનિ પહોચી છે. એમનાં સામાજિક જાતિ-

પચોની — પંચાયતોની સત્તા નબળી પડી છે અને એમના આગેવાનો પ્રત્યેનુ માન ઓછુ થયું છે વારસાહક્ક અગે આદિવાસીઓના રીતરિવાજોને માન આપવા બાબત સરકારી હુકમો તો હમણા નીકળ્યા, પરતુ ત્યાંસુધી કોર્ટે દીકરીને વારસો આપવા સંબંધી આદિવાસી રિવાજોની અવગણના કરતી, અને તેમને વારસાહક્કનો બ્રિટિશ કાયદો લાગુ પાડતી આદિવાસી ઓના સામાજિક બંધારણ અને સગાઈ વિષેના મૂળભૂત ખ્યાલોનો આની સાથે મેળ બેસતો નહિ એ જ રીતે આદિવાસીઓની બાપદાદાની જમીનો બીજાને હાથ જવા દેવી નહિ એવો કાયદો થતા પહેલા, આજ સુધી આ બાબતમા આદિવાસીઓના રીતરિવાજોની અવગણના થતી હતી ”

## ધારાસભાઓમા પ્રતિનિધિત્વ

ધારાસભાઓ અને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમા આદિવાસી લોકોને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નહોતું ૧૯૩૫ના ‘ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા ઍક્ટ’ અન્વયે પ્રાતીય ધારાસભાઓમા કુલ ૧૫૩૫ સભ્યો હતા તે પૈકી માત્ર ૨૪ જ આદિવાસીઓ હતા મધ્યપ્રાંત અને વરાડમા આદિવાસીઓની સખ્યા કુલ વસ્તીના ૨૦ ટકા જેટલી હતી. તેમ છતાં ત્યાની ધારાસભામા માત્ર એક જ જગા આદિવાસીઓ માટે રાખવામા આવી હતી મદ્રાસ અને મુંબઈમા પણ એક એક જગા હતી બિહારમાં સાત હતી મધ્યસ્થ ધારાસભામાં કુલ બેઠકો ૨૫૦ હતી તે પૈકી ૧૦૫ સામાન્ય, ૮૨ મુસલમાનો માટે અને ૧૯ અનુસૂચિત જ્ઞાતિઓ માટે અલગ રાખવામાં આવી હતી આદિવાસીઓ માટે એકે ય બેઠકની જોગવાઈ નહોતી

સ્વાતંત્ર્ય મળતા પહેલાની આદિવાસીઓની સ્થિતિનું બયાન ઉપર આપવામા આવ્યું તે ઉપરથી જણાય છે કે એ લોકોને અલગ પાડી દેવાની તથા થતું હોય તેમ થવા દેવાની નીતિથી આદિવાસીઓ જેવા હતા તેવા જ રહ્યા તેમ જ દેશના ઘણાખરા ભાગોમા એ લોકો ગરી બાઈનો ભોગ બન્યા અમુક ભાગો સિવાય સર્વત્ર તેઓ નિરક્ષર હતા એમની જમીનો ઉપર ભારે બોજો હતો, અને એમાનો ઘણો ભાગ પરાયા

લોકોના હાથમાં ગયો હતો. જંગલોમાં એમને જે હક્કો વંશપરંપરાથી મળતા હતા તે ચોક્કસ ઘટ્યા હતા. સરકારી વહીવટ માટે તથા જંગલો ના વેપાર માટે બહારથી આવેલા લોકોએ આદિવાસીઓનું શોષણ કરવાનું ચાલુ રાખ્યું હતું. ઘણી વાર એ લોકો બળવો કરી બેસતા અને પરિણામે ઘણી વાર સરકાર સુધારાઓ દાખલ કરતી, પણ એ બધા નિરર્થક નીવડતા.

## (૪) રાજ્યબંધારણ અને અનુસૂચિત જાતિઓ

આદિવાસી લોકોના ઉત્કર્ષની જવાબદારી, ઇતિહાસમાં પહેલી જ વાર, રાજ્યબંધારણે રાષ્ટ્રપ્રમુખ અને રાજ્યપાલો દ્વારા લોકશાહી સરકારો ઉપર નાખી. તેનું પરિણામ દૂરગામી અને મહત્ત્વનું આવ્યું.

### નીતિ બદલવાનું કારણ

આપણે જોયું કે પહેલાંની નીતિથી આદિવાસીઓ અલગ પડી ગયા હતા. એ અલગતાએ એમને એક પ્રકારનું સંરક્ષણ આપ્યું હતું. આઝાદી મળતા પહેલાં પણ એ સ્થિતિ સામે ઘણા વિરોધો ઊઠયા હતા. ૧૯૩૭માં લોકશાહી પ્રધાનમંડળો રચાયાં. તે પછી આદિવાસીઓની સ્થિતિની તપાસ કરવા બિહાર, મુંબઈ અને મદ્રાસમાં સમિતિઓ નીમવામાં આવી હતી. અંશતઃ બાકાત રાખેલા વિસ્તારો (Partially Excluded Areas) બાબતમાં લોકશાહી પ્રધાનમંડળોની જવાબદારી જો કે મર્યાદિત હતી, તેમ છતાં એ વિસ્તારો માટે સરકાર નવરચના અને વિકાસની રચનાત્મક નીતિ ઠરાવશે એનાં ચિહ્નો તો ક્યારનાં દૃષ્ટિગોચર થતા હતા. પરંતુ પછી આવ્યું બીજું વિશ્વયુદ્ધ. તેને પરિણામે લોકશાહી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં. એટલે આદિવાસીઓના કલ્યાણાર્થે સ્વાતંત્ર્ય મળતાં સુધી કોઈ નવી નીતિ અખત્યાર કરવાનું મુલતવી રહ્યું.

આદિવાસી લોકો અલગ પડી ગયા હતા અને ગરીબાઈમાં ડૂબેલા હતા, તેમ છતાં એમનામાંના ઘણા આર્થિક, રાજકીય અને સામાજિક ક્ષેત્રે આગળ વધવા અને વિકાસ સાધવા તલપાપડ થઈ રહ્યા હતા. એનાં ઘણાં કારણો હતાં. એક કારણ એ હતું કે રાષ્ટ્રના નેતાઓએ અનુસૂચિત આદિવાસીઓના ઉત્કર્ષ ઉપર ધ્યાન આપવા માંડયું હતું.

હિંદી રાષ્ટ્રીય મહાસભાના રચનાત્મક કાર્યક્રમમા એને સ્થાન આપવામા આવ્યું હતું દુર્ગમ જગ્યાઓએ રહેતા આદિવાસીઓ બાકીના દેશ ભેગા ભળી જાય એ રીતે એમનો વિકાસ કરવાની જરૂર છે, એ બાબત ઉપર ખુદ ગાંધીજીએ ભાર મૂક્યો હતો

આદિવાસી લોકો વિષે સામાન્ય જનતા અજાણ હતી અને જે કઈ જાણ તેને હતી તે ખોટી હતી, તેમ છતા આ બાબતમા નવી દૃષ્ટિ ખૂલે અને સરકારની અત્યારની નવી નીતિ લોકોને સમજાય તે માટે ભૂમિકા તૈયાર થઈ હતી ઠક્કરબાપા અને હિંદ સેવક સમાજના કેટલાક કાર્યકર્તાઓએ આદિવાસીઓની સેવા કરવાની પહેલ કરી હતી છોટાનાગપુરમા આદિવાસીઓના હક્કોના પુરસ્કર્તા તરીકે શ્રી શરદચદ્ર રોયનુ નામ દીર્ઘકાળ સુધી યાદ રહેશે કેટલાક પ્રદેશોમા, ખાસ કરીને આસામ અને બિહારમા, ખ્રિસ્તી મિશનરીઓએ આદિવાસી લોકોમા જાગૃતિ આણવા ઘણુ કામ કર્યું હતું પરિણામે એ લોકોમા પોતાનામા પ્રગતિની ઝખના જાગી હતી સદ્ગત સર ઠબલ્યુ વી ગ્રિગસન અને ડૉ જે એચ હટન જેવા થોડાક નામાંકિત બ્રિટિશ અમલદારોએ આદિવાસીઓના ઉત્કર્ષ માટે અગત્યનાં સૂચનો કર્યાં હતા અને ઘણા વર્ષો સુધી તે અગે કામ કર્યું હતું આ તબક્કે કેટલાક ભારતીય માનવવશશાસ્ત્રીઓએ પણ આદિવાસીઓની જરૂરિયાતો તરફ ધ્યાન ખેચ્યુ હતુ આદિવાસીઓનાં કાવ્યો અને વાર્તાઓના અનુવાદો બહાર પાડયા હતા તે ઉપરથી સમજાયું હતું કે એ લોકોમા કાવ્યપ્રકૃતિ સારા પ્રમાણમા છે એને લીધે આદિવાસી સસ્કૃતિની યોગ્ય કદર કરવાની વૃત્તિ જાગી હતી

આમ આપણા દેશને તેના આદિવાસીઓના અસ્તિત્વનું ક્રમેક્રમે ભાન થતું જતું હતું, પરંતુ એમના પ્રત્યેની પોતાની જવાબદારીઓનું પૂરપૂરુ ભાન તો સ્વાતત્ર્ય મળ્યા પછી જ થયુ લોકપ્રતિનિધિસભાએ (કૉન્સ્ટિટ્યુઅન્ટ ઍસેમ્બ્લી), જે કેટલાક કામો, પ્રથમ કર્યાં તેમાનુ એક આ વિષયની એક પેટાસમિતિ નીમવાનું હતું સમિતિનું નામ હતું "એક્સક્લુડેડ ઍન્ડ પાર્શ્યલી એક્સલુડેડ એરિયાઝ (આસામ સિવાયના) સબ કમિટી"

પેટાસમિતિએ ભારપૂર્વક જણાવ્યું કે આદિવાસી લોકોની મોટી જરૂરિયાત તો એ છે કે એમની જમીન લોકો પચાવી પાડે નહિ અને એને શાહુકારના તાબેદાર રહેવું પડે નહિ. તે માટે તેમનું રક્ષણ થવું જોઈએ. તેણે એક ચેતવણી પણ આપી હતી: "આદિવાસીઓ પોતે મોટે ભાગે અત્યંત ભલાભોળા લોકો છે. તેમને મેદાનના લોકો સહેલાઈથી ચૂસી શકે છે અને ચૂસે છે. પરિણામ એ આવે છે કે જે જમીન પહેલાં તેઓ ખેડતા હતા તે શાહુકારોના તથા અન્ય બિનખેડૂતોના હાથમાં ચાલી જાય છે . . . . આદિવાસીઓને તેમના પોતાના રીતરિવાજો અને જીવનપદ્ધતિ છે. એમનામાં જ્ઞાતિપંચો અને ગ્રામપંચો — પંચાયતો જેવી સંસ્થાઓ છે. આ પંચો ગામનો કારભાર સફળ કરવામાં બહુ કામ આવે છે. આદિવાસી સમાજમાં બહારના અટપટા અને કૃત્રિમ રિવાજો એકદમ દાખલ કરવામાં આવે તો તેમના રિવાજો છિન્નભિન્ન થઈ જાય અને તેથી મહાન હાનિ થવાનો સંભવ છે. ભૂતકાળનો અનુભવ જોતાં તથા બીજા લોકો આદિવાસીઓની ભલાઈ અને નિર્બળતાઓનો લાભ લેવાની લાલચને રોકી શકતા નથી એ જોતાં, એમની જમીનોનું રક્ષણ કરવા કાયદેસર સલામતીઓની જોગવાઈ કરવી આવશ્યક છે, કેમકે જમીન એ તો આદિવાસીના આર્થિક જીવનનો મુખ્ય આધાર છે. એ જ રીતે એમના રીતરિવાજો અને સામાજિક સંસ્થાઓનું રક્ષણ થવું જોઈએ. કેમકે એ રિવાજો અને સંસ્થાઓ એમનાં પોતાનાં છે, એટલું જ નહિ પણ એમાં કીમતી તત્ત્વો રહેલાં છે."

## મેદાનોમાં વસતા આદિવાસીઓ

પેટાસમિતિએ એક નવી વાત કહી. તેણે "બાકાત રાખેલા" અને "અંશતઃ બાકાત રાખેલા" વિસ્તારોની બહાર મેદાનોમાં વસતા, અને બાકીની વસતિમાં ભળી ગયેલા આદિવાસીઓના પ્રશ્ન ઉપર ભાર દીધો. પહેલાં આ લોકો પ્રત્યે કોઈનું ધ્યાન ગયેલું નહિ. માનવવંશશાસ્ત્રીઓએ પણ એમનો અભ્યાસ કરેલો નહિ. પેટાસમિતિએ એમ કહ્યું કે કોઈ પણ યોજના જો તે બાકાત રાખેલા કે અંશતઃ બાકાત રાખેલા વિસ્તારો પૂરતી મર્યાદિત બનાવી દેવામાં આવશે તો તે અધૂરી ગણાશે.

માટે બંધારણમાં જે જોગવાઈઓ કરવા ધારી છે તેમાં તમામ આદિવાસી-ઓનો સમાવેશ કરવો જોઈએ – પછી તે ગમે ત્યાં વસતા હોય. અત્યાર સુધી જે નીતિ ચાલી આવી હતી તેમાં આ ફેરફાર મહત્ત્વનો હતો. એણે સરકારને આદિવાસી પ્રશ્ન સમગ્ર દૃષ્ટિએ જોવાની ફરજ પાડી.

પરંતુ પેટાસમિતિને એટલું સમજાયું હતું કે જે રક્ષણ બાકાત રાખેલા અને અંશત: બાકાત રાખેલા પ્રદેશોમાં વસતા આદિવાસી લોકોને આપી શકાય તે જ રક્ષણ મેદાનોમા વસતા આદિવાસી લોકોને, ભૌગોલિક અને બીજાં કારણોને લીધે, આપી શકાશે નહિ

બંધારણની જે કલમોમા આ નવી નીતિને મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું છે તેમાંની એક ૪૬મી કલમ જણાવે છે: "લોકોના નિર્બળ વર્ગોનાં, અને ખાસ કરીને, અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જાતિ-ઓનાં શૈક્ષણિક અને આર્થિક હિતોનું સંવર્ધન કરવા રાજ્ય ખાસ કાળજી લેશે, અને તેમને સામાજિક અન્યાય તથા તમામ પ્રકારના શોષણમાંથી બચાવશે."

બંધારણની બીજી કલમો ૪૬મી કલમના ઉચ્ચ આદર્શોનો અમલ કરવા માટે વ્યવસ્થા કરવાની રાષ્ટ્રપ્રમુખને સત્તા આપે છે. ૨૪૪મી કલમ રાષ્ટ્રપ્રમુખને એવી સત્તા આપે છે કે જે પ્રદેશમા આદિવાસી લોકોની વસતિ સારા પ્રમાણમાં હોય તેને અનુસૂચિ (Schedule) અન્વયે અનુસૂચિત વિસ્તાર તરીકે જાહેર કરી શકાશે; અથવા તો આસામમાં એવા પ્રદેશને છઠ્ઠી અનુસૂચિ અન્વયે આદિવાસી વિસ્તાર તરીકે જાહેર કરી શકાશે. આ કમિશનને છઠ્ઠી અનુસૂચિના અમલની સમીક્ષા કરવાની નથી એટલે કમિશને માત્ર પાંચમી અનુસૂચિ વિષે જ પોતાના વિચારો જણાવેલા છે અનુસૂચિ વિષે વિગતવાર ચર્ચા હવે પછીના પ્રકરણમાં આવશે આ અનુસૂચિ અન્વયે રાજ્યની સત્તા અનુ સૂચિત વિસ્તારો સુધી પહોંચે છે પરંતુ આ વિસ્તારોમાં શાંતિ જળવાય અને રાજ્ય સારુ ચાલે તે માટે રાજ્યના તેમ જ મધ્યસ્થ સરકારના કાયદા સુધારવાની અને નવા કાયદા બનાવવાની રાજ્યપાલને સત્તા

આપવામાં આવેલી છે. નવા અનુસૂચિત વિસ્તારો હોય તે બધાં રાજ્યોમાં 'આદિવાસીઓ અંગે સલાહકાર સમિતિ' નીમવાની ફરજ પાડવામાં આવી છે. રાષ્ટ્રપ્રમુખને અવારનવાર હેવાલો મોકલી આપવાનું ફરમાન થયેલું છે. પાંચમી અનુસૂચિના પરિચ્છેદ ૩, ભાગ 'એ'માં એમ પણ કહ્યું છે કે, "સંઘ સરકારની સત્તા મજર વિસ્તારોના વહીવટ અંગે રાજ્યની સરકારને સૂચનાઓ આપવા સુધી વિસ્તરશે"

બંધારણની કલમો ૩૩૦, ૩૩૨ અને ૩૩૪માં એવી જોગવાઈ છે કે અમુક મુદત સુધી લોકસભામાં તથા રાજ્ય વિધાનસભાઓમાં અનુસૂચિત જાતિઓ માટે જગાઓ અનામત રાખવામાં આવશે. કલમ ૩૩૫માં નોકરીઓ અનામત રાખવાની જોગવાઈ છે.

કોઈપણ બાબતમાં કાયદો કરતી વખતે, તમામ નાગરિકોની સમાનતા સંબંધી કલમોનો અમલ કરવામાં આદિવાસીઓના વિશિષ્ટ સંજોગો ધ્યાનમાં લેવાનું શકય બને તેવી જોગવાઈ ૧૫, ૧૬ અને ૧૯મી કલમોમાં છે. એનો હેતુ આદિવાસીઓનાં હિતો અને જીવનપદ્ધતિનું રક્ષણ કરવાનો છે.

બંધારણમાં એમ પણ ઠરેલું છે કે બિહાર, મધ્યપ્રદેશ અને ઓરિસ્સાનાં રાજ્યોમાં અનુસૂચિત જાતિઓનું દફતર સંભાળવા એક અલગ પ્રધાન હોવો જોઈએ.

## (૫) અનુસૂચિત વિસ્તારો.

રાષ્ટ્રપ્રમુખે આ સંબંધમાં બે હુકમો કાઢ્યા છે આ બંને હુકમો અન્વયે આંધ્રપ્રદેશ, બિહાર, ગુજરાત, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ઓરિસ્સા, પંજાબ અને રાજસ્થાનના અમુક આદિવાસી વિસ્તારોને અનુસૂચિત વિસ્તારો તરીકે જાહેર કરવામાં આવ્યા છે. અનુસૂચિત વિસ્તારોનાં ક્ષેત્રફળ, કુલ વસતિ, અનુસૂચિત જાતિઓની વસતિ અને કુલ વસતિના તે કેટલા ટકા છે તે બધી વિગતો નીચેના કોઠામાં આપી છે:

| રાજ્ય | અનુસૂચિત વિસ્તારનું ક્ષેત્રફળ ચો મા | કુલ વસતિ | અનુસૂચિત જાતિની વસતિ | કોલમ ૪ અને ૩ની ટકાવારી |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| આંધ્રપ્રદેશ | ૧૧,૩૪૨ | ૮,૨૦,૩૮૪ | ૭,૬૭,૦૦૦ | ૯૩ ૦ |
| બિહાર | ૧૫,૬૧૧ | ૫૮,૬૫,૬૭૫ | ૨૪,૫૭,૯૯૩ | ૪૧ ૯ |
| મધ્યપ્રદેશ | ૨૫,૬૫૨ | ૨૮,૧૨,૧૬૮ | ૧૬,૮૬,૪૬૪ | ૫૯ ૯ |
| મહારાષ્ટ્ર | ૯,૩૮૦ | ૧૩,૪૬,૧૧૩ | ૭,૩૩,૯૪૮ | ૫૪ ૫ |
| ગુજરાત | ૬,૯૧૭ | ૧૫,૭૬,૦૮૬ | ૯,૯૩,૬૫૩ | ૬૩ ૦ |
| ઓરિસ્સા | ૨૭,૦૧૪ | ૩૨,૨૯,૦૪૯ | ૧૫,૨૨,૫૨૭ | ૪૭ ૦ |
| પંજાબ | ૬,૭૦૦ | ૧૧,૪૨૩ | ૨,૬૬૧ | ૨૩ ૨ |
| રાજસ્થાન | ૪,૦૭૭ | ૭,૩૧,૯૮૬ | ૪,૪૫,૩૯૪ | ૬૦ ૦ |

આ વિસ્તારોનું ક્ષેત્રફળ ૯૯,૬૯૩ ચોરસ માઈલ જેટલુ થાય છે અને તેમાં ૮૬ લાખ (૧૯૫૧ની ગણતરી પ્રમાણે) જેટલા આદિવાસી ઓની વસતિને આવરી લેવામા આવી છે

### રાજ્યપાલોની સત્તાઓ

અનુસૂચિત વિસ્તારો જે રાજ્યોમાં આવેલા હોય તે રાજ્યોના એક ભાગ તરીકે તેમનો વહીવટ થાય છે પરનુ નીચેની બાબતોમાં રાજ્યપાલને સત્તા આપવામા આવેલી છે (૧) અનુસૂચિત વિસ્તારોમા કેન્દ્રના તથા રાજ્યના કાયદાઓ લાગુ પાડતી વખતે તેમા યોગ્ય ફેરફાર કરવા (૨) એ વિસ્તારોમાં શાંતિ જળવાય અને રાજ્યકારભાર સારો ચાલે તે માટે અને ખાસ કરીને આદિવાસીઓના જમીન અંગેના હક્કોનું રક્ષણ કરવા, તેમને પડતર જમીનો આપવા, અને શાહુકારોની ચૂસણ ખોરીથી તેમને બચાવવા માટે નિયમો ઘડવા આ નિયમો ઘડવામા રાજ્યપાલે પોતાના રાજ્યમાં આવેલી આદિવાસી સલાહકાર સમિતિની સલાહ લેવાની હોય છે બીજુ પોતાના રાજ્યમાં આવેલા અનુસૂચિત વિસ્તારોના વહીવટ અંગે રાજ્યપાલે ભારતના રાષ્ટ્રપ્રમુખને વરસમા એક

વાર અથવા સંઘસરકાર જ્યારે જ્યારે માગે ત્યારે ત્યારે રિપોર્ટ આપવાનો હોય છે આમ, જમીનો અંગેના આદિવાસીઓના હક્કોનું રક્ષણ કરવા, શાહુકારોની ચૂસણખોરીથી તેમને બચાવવા તથા તેમના સામાજિક અને સાંસ્કારિક જીવનને ગાચવી રાખવા માટે બંધારણમાં પૂરતો પ્રબંધ કરેલો છે

અનુસૂચિત વિસ્તારો રચવામા બે સ્પષ્ટ ઉદ્દેશો ધ્યાનમા રાખવામા આવ્યા છે એક ઉદ્દેશ આદિવાસીઓ તેમના પ્રચલિત હક્કો અબાધિત રીતે ભોગવી શકે તેમા મદદ કરવાનો છે બીજો, અનુસૂચિત વિસ્તારોનો વિકાસ કરવો તથા આદિવાસી જાતિઓની આર્થિક, શૈક્ષણિક અને સામાજિક પ્રગતિ સાધવી એ છે આદિવાસીઓની જમીનને લગતા હિતોનુ રક્ષણ કરવું, શાહુકારના શોષણમાથી આદિવાસીઓને ઉગારવા અને જમીન વહેચણીમાં આદિવાસીઓને અગ્ર સ્થાન આપવું, એ બધી બાબતો પહેલી હાથ પર ધરાય એ મુખ્ય હેતુસર અનુસુચિત વિસ્તારોની રચના કરવામા આવી છે આદિવાસીઓના રક્ષણ માટે કેટલીક સત્તાઓ રાજ્યપાલને આપવામા આવી છે, પણ એ સત્તાઓનો ઉપયોગ જવલ્લે જ થયો છે આ પ્રકારની સત્તાઓ વિષે કેન્દ્ર તરફથી ચોક્કસ સૂચનાઓ ન મળી હોવાને કારણે રાજ્યપાલની કાયદો ઘડવાની સત્તા વિષે અસ્પષ્ટતા પ્રવર્તે છે

રાજ્ય સરકારો કાયદો અને નિયમો ઘડવાનુ પોતાનું ક્ષેત્ર કે તું છે અને વિકાસ કાર્યક્રમમા આનું મહત્ત્વ કેટલું છે તે સમજી શકે માટે કેન્દ્ર તરફથી કેટલીક સ્પષ્ટ સૂચનાઓ આપવામા આવે તે જરૂરી હોવાનું કમિશનને લાગું છે વળી, રાજ્ય સરકારોને પાચમી અનુસૂચિના પાચમા પરિચ્છેદની જોગવાઈઓનો અમુક મુદતમા પૂરેપૂરો ઉપયોગ કરવા વિષે પણ સલાહ આપવી જરૂરી છે આને પરિણામે જે કાયદો થાય તે કરતી વખતે વચગાળાના સમયમા થયેલું નુકસાન અને તે કેટલે અંશે સુધારી લઈ શકાય તેમ છે તેનો વિચાર થવો જોઈએ સંઘ સરકારે સમયમર્યાદા ઠરાવીને રાજ્ય સરકારને આ બાબતમાં ઢંઢોળવી જોઈએ, જેથી કરીને જરૂરી કાયદો નિયત સમયમા પૂરો થઈ શકે

કમિશનનો મત એવો છે કે વિકાસ ખર્ચના આંકડાઓ જિલ્લાવાર જાળવવામાં આવે છે, આથી અનુસૂચિત વિસ્તાર તરીકે કોઈ આખો જિલ્લો આવતો હોય તે સિવાયના એ વિસ્તારનો ખર્ચ તથા સિદ્ધિના આંકડાઓ મેળવવાનું અશક્ય બની રહેશે. આ ત્રુટિ દૂર કરવા અનુસૂચિત વિસ્તારોમાં થતાં વિકાસ ખર્ચના આંકડા તેમ જ પ્રગતિના આંકડા અલગ રાખવાનું રાજ્ય સરકારોને જણાવવું જોઈએ.

અનુસૂચિત વિસ્તારોની રચના અને પ્રગતિની સમાલોચના કર્યા પછી કમિશન જણાવે છે કે શરૂઆતમાં વિકાસ કાર્યક્રમો અમલમા મૂકતી વખતે કયા કાર્યક્રમોનો અમલ કરવો, કયા કાર્યક્રમોને અગ્રિમતા આપવી અને કઈ પદ્ધતિઓ અખત્યાર કરવી તે બાબત ઘણીબધી અસ્પષ્ટતા પ્રવર્તતી હતી. જો કે આ બધી ત્રુટિઓ હોવા છતાં અનુસૂચિત વિસ્તારોમાં શિક્ષણ, આરોગ્ય અને સામૂહિક વિકાસના ક્ષેત્રે સારી પ્રગતિ થઈ છે, અને એની આદિવાસીઓ પર ઠીક ઠીક અસર પણ પડી છે એવી પ્રતીતિ કમિશનને થઈ છે.

## (૬) પાંચમી અનુસૂચિ હેઠળની ગવર્નરની સત્તાઓ

જે રાજ્યમાં અનુસૂચિત વિસ્તારો છે તેવા દરેક રાજ્યના ગવર્નરને બંધારણની પાંચમી અનુસૂચિ હેઠળ અમુક સત્તાઓ અને અમુક ફરજો સોંપવામાં આવી છે, જે ટૂંકમાં નીચે પ્રમાણે છે:

૧. પાર્લમેન્ટનો અમુક કાયદો, આખો અથવા એનો અમુક ભાગ, અનુસૂચિત વિસ્તારને લાગુ પાડવો કે ના પાડવો તે અંગે એક જાહેર આવેદન બહાર પાડી શકે છે.

૨. કામચલાઉ અનુસૂચિત વિસ્તાર તરીકે જાહેર થયેલા વિસ્તારમાં ગવર્નર અમુક નિયમનો ઘડી (અ) આદિવાસી દ્વારા બિન-આદિવાસીને અથવા આદિવાસીઓની અંદરોઅંદર જમીનનું વેચાણ થતું રોકી શકે છે; (આ) આદિવાસીઓને જમીન આપવા બાબત નિર્ણય લઈ શકે છે; (ઈ) આદિવાસીઓને ધિરાણ કરતા શાહુકાર પર નિયંત્રણ લાવી શકે છે.

૩. આ નિયમો ઘડતી વખતે આ વિસ્તારને કામચલાઉ લાગુ પડતો રાજ્યનો કોઈ ધારો કે પાર્લમેન્ટનો કોઈ કાયદો રદ કરી શકે છે કે સુધારી શકે છે.

૪. પરંતુ, આવાં નિયમનો ઘડતા પહેલાં, એ વિસ્તારમાં કામ કરતી આદિવાસી સલાહકાર સમિતિ સાથે આ અંગે મસલત કરી લેવી જરૂરી છે, અને તેમને અમલમાં મૂકતા પહેલાં, રાષ્ટ્રપતિની અનુમતિ મેળવવી જરૂરી છે.

ગવર્નરની એક મહત્ત્વની ફરજ પોતાના રાજ્યના અનુસૂચિત વિસ્તારના વહીવટ અંગે રાષ્ટ્રપતિને વાર્ષિક અહેવાલ આપવાની છે. આદિવાસી કલ્યાણખાતાના નિયામક પાસેથી માહિતી એકઠી કરી અહેવાલ ઘડવાનું કામ મુખ્ય સચિવ દ્વારા થવું જોઈએ. અહેવાલમાં સુધારાવધારા સૂચવવા ગવર્નરે નીમેલી આદિવાસી સલાહકાર સમિતિ બોલાવવી જોઈએ અને એ પછી અહેવાલ પ્રધાનમંડળ પાસે વિચારણા માટે જાય. ત્યાંથી ગવર્નર દ્વારા આ અહેવાલ રાષ્ટ્રપતિને પરત થવો જોઈએ. આ રીતે ઘડાયેલો અહેવાલ કેન્દ્ર સરકારને દેશની આદિવાસી પ્રજા અંગેનો પૂરો ખ્યાલ મેળવવામાં અને એમને અંગેની નીતિ ઘડવામાં ખૂબ ઉપયોગી

૨. આદિવાસીઓનાં હિતોને કેટલી હદે નુકસાન થયું છે તેની દરેક રાજ્યમાં તપાસ હાથ ધરવી અને એ હિતો પ્રસ્થાપિત કરવા ધારો ઘડવાની જરૂર છે કે કેમ તે જોવું.
૩. પાંચમી અનુસૂચિમાં દર્શાવેલા વિષયો બાબતમાં રક્ષણ આપવા અંગે રાજ્યો ચોક્કસ અને એકધારી નીતિ અપનાવે તે કેન્દ્ર સરકારે જોવું.

## (૭) આદિવાસી સલાહકાર સમિતિ

પાંચમી અનુસૂચિ, ભાગ 'બી', પરિશિષ્ટ જમાં કેટલાંક રાજ્યોમાં આદિવાસી સલાહકાર સમિતિઓ નીમવાની જોગવાઈ કરેલી છે: "જે રાજ્યમાં અનુસૂચિત વિસ્તારો આવેલા હોય તેમાં તથા જો રાષ્ટ્રપ્રમુખ ફરમાવે તો જ્યાં અનુસૂચિત જનજાતિઓ હોય પણ અનુસૂચિત વિસ્તારો ન હોય તેવા કોઈ પણ રાજ્યમાં પણ એક આદિવાસી સલાહકાર સમિતિ સ્થાપવામાં આવશે. એ સમિતિમાં વીસ કરતાં વધારે નહિ એટલા સભ્યો રહેશે. તે પૈકી જેટલે અંશે શક્ય હોય તેટલે અંશે ત્રણ ચતુર્થાંશ સભ્યો તે રાજ્યની વિધાનસભામાં બેસતા અનુસૂચિત જાતિઓના પ્રતિનિધિઓ હશે."

બંધારણ અમલમાં આવ્યું તે પહેલાં, તે સમયની પ્રાંતિક સરકારોએ આદિવાસી વિસ્તારોના વહીવટમાં તેમને મદદ કરવા સલાહકાર સમિતિઓ નીમી હતી. પરંતુ એ સમિતિઓ ઘણી અલ્પ કામગીરીઓ બજાવતી, અને ખરું જોતાં એમના તરફ ભાગ્યે જ કોઈનું ધ્યાન જતું. પરંતુ બંધારણ અમલમાં આવવાથી આખી વસ્તુસ્થિતિ પલટાઈ ગઈ છે, અને આદિવાસી સલાહકાર સમિતિઓ મહત્ત્વની કામગીરી બજાવી શકે તેમ છે—અને તેમણે તે બજાવવી પણ જોઈએ.

સલાહકાર સમિતિઓ રચવામાં ઢીલ થઈ છે. તે બાબતમાં સરકારીતંત્રે દાખવેલી ઉપેક્ષા વિષે કમિશન પાસે આદિવાસીઓના પ્રતિનિધિઓએ ઘણી ગંભીર ફરિયાદો કરેલી છે. બંધારણ અમલમાં આવ્યું કે તરત જો આદિવાસી સલાહકાર સમિતિઓ રચવામાં આવી હોત અને પાંચમી અનુસૂચિના પાંચમા પરિચ્છેદમાં આપેલા રક્ષણ અંગેના કાયદા કરવાનો

પ્રશ્ન જો તેમણે ઉપાડી લીધો હોત, તો આઝાદી પહેલાના સમયથી ચાલતા આવેલા ઘણા શોષણમાથી આદિવાસીઓને કદાચ બચાવી શકાયા હોત.

## સમિતિઓનુ બંધારણ

આદિવાસી સલાહકાર સમિતિમાં ૨૦ કરતા વધારે સભ્યો ન હોવા જોઈએ તે પૈકી જેટલે અંશે શકય હોય તેટલે અંશે ત્રણ ચતુર્થાંશ સભ્યો વિધાનસભામા બેસતા અનુસૂચિત જાતિઓના પ્રતિનિધિઓ હોવા જોઈએ, એમ ઠરેલુ હતુ આ સભ્યોની નિમણુકો કેવી રીતે કરવી તે બાબતમાં ગવર્નરોએ નિયમ કરવાના હતા પંજાબ, બિહાર અને ઓરિસ્સામા આ સમિતિઓના અધ્યક્ષ તરીકે મુખ્યપ્રધાનને નીમવામા આવ્યા હતા મુખ્યપ્રધાન અધ્યક્ષ હોય તેથી આદિવાસીઓના પ્રતિનિધિઓના આત્મવિશ્વાસમા વધારો થાય છે આનો અર્થ એમ નથી કે આદિવાસીઓનું દફતર મુખ્યપ્રધાન પાસે રહેવું જોઈએ જો કે પંજાબમાં એવું છે, અને તેથી કેટલાક લાભ પણ છે

કમિશનને લાગે છે કે આ પ્રણાલી લાભકારક નીવડી છે, અને તેથી તે ભલામણ કરે છે કે આદિવાસી સલાહકાર સમિતિનો અધ્યક્ષ એવો હોવો જોઈએ કે જે એના વિષયના ખાતાની બહાર લાગવગ ધરાવતો હોય, કેમકે એ સમિતિને એવા પ્રશ્નો અંગે કામ લેવાનુ હોય છે કે જેને તમામ ખાતા સાથે સંબંધ હોય છે

સલાહકાર સમિતિમાં બિનઆદિવાસીઓ વધારેમા વધારે પાંચ નીમી શકાય છે. એટલે કમિશનને લાગે છે કે સરકારી અધિકારીઓનું પ્રતિનિધિત્વ બહુ તો એક જેટલું મર્યાદિત રાખવું જોઈએ, જેથી કરીને બીજા બિનસરકારી માણસોની નિયુક્તિ કરવાને અવકાશ રહે. જો રાજ્યનો મુખ્યમંત્રી સભ્ય હોય તો બસ થાય, એમ કમિશનને લાગે છે આખા તંત્રનો સમન્વય સાધવાનુ કામ એ કરે છે, એટલે બીજા ખાતાંઓના વડાઓ અથવા મંત્રીઓને તે માર્ગદર્શન આપી શકશે, અને તેમનું નિયમન કરી શકશે.

કમિશનને લાગે છે કે, જે બિનઆદિવાસીઓ આદિવાસી ક્ષેત્રમા કામ કરતા હોય તેમને સલાહકાર સમિતિમા લેવા એ ઈચ્છવાજોગ છે

એનાથી બધા કાર્યકર્તાઓ એક સ્થળે મળી વિચારોની આપલે કરી શકશે અને તેમને પ્રોત્સાહન મળશે.

આદિવાસી ધારાસભ્યોને સલાહકાર સમિતિમા નીમવા સંબંધમાં, બિહાર, મધ્યપ્રદેશ અને ઓરિસ્સા જેવાં જે રાજ્યોમાં આદિવાસીઓની વસતિ મોટા પ્રમાણમા હોય તે રાજ્યોએ સાવધાની રાખવાની જરૂર છે. તમામ પ્રકારના વિચારો ધરાવનાર વર્ગોને પ્રતિનિધિત્વ મળે તે માટે આ સરકારોએ કાળજી રાખવા પ્રયત્ન કરવો જોઈએ.

ઉપરનાં કેટલાંક ઉપયોગી સૂચનો ઉપરાંત કમિશને નીચેની કેટલીક ભલામણો પણ કરી છે:

૧. જે રાજ્યોની સમિતિઓમા સંખ્યાબંધ અધિકારીઓ હોય અને બિનસરકારી સંસ્થાઓનું પ્રતિનિધિત્વ નામનું હોય તેવી સમિતિઓની રચનાને લગતા નિયમોમાં ફેરફાર કરવો.

૨ કોઈ પણ સભ્ય આદિવાસી કલ્યાણને લગતી બાબત સમિતિમાં વિચારણા માટે ઉપસ્થિત કરી શકે, અને એવી બીજી કેટલીક બાબતો સમિતિ વિચારણા માટે હાથ ધરી શકે એ દૃષ્ટિએ સમિતિની કાર્યવાહીને લગતા નિયમોમાં સુધારા કરવા.

૩. કેટલાક રાજ્યોમાં સમિતિઓને ત્રીજી પંચવર્ષીય યોજનાના ખરડા પર ચર્ચા કરવાની તક આપવામાં આવી હતી દર વર્ષે આદિવાસી કલ્યાણની દૃષ્ટિએ યોજનાની પ્રગતિની આ રીતે ચર્ચા કરવાનું લાભદાયી નીવડશે, એટલું જ નહીં પણ, યોજનાને સફળ બનાવવાની પોતાની જવાબદારી હોવાનું પણ સમિતિઓને સમજાશે.

૪. આદિવાસી કલ્યાણને લગતાં ધારાકીય પગલા વિષે સમિતિઓની સલાહ લેવામાં આવે તે જરૂરી છે.

૫. આદિવાસી વિકાસ ઘટકોમાં થયેલાં કાર્યોની અને વિકાસનાં અન્ય કામોની પ્રગતિ વિષે વારવાર સમીક્ષા થાય એ જરૂરી છે. આ માટે સમિતિઓને રાજ્યમાં ફરવાની અને અગત્યના પ્રોજેક્ટની મુલાકાત લેવાની સગવડો આપવી જોઈએ.

૬. સમિતિઓને પોતાનો સ્ટાફ હોવો જોઈએ અને ચાલુ કામકાજ અંગે એક મંત્રી પણ હોવો જોઈએ.

૭ અનુસૂચિત વિસ્તારના અને એ બહારના આદિવાસીઓના રક્ષણ અને વિકાસ માટે પણ આદિવાસી સલાહકાર સમિતિઓ રચાવી જોઈએ

## (૮) અનુસૂચિત વિસ્તારો નક્કી કરવા માટેનાં ધોરણો

અનુસૂચિત વિસ્તારો ઠરાવવા માટેનાં ધોરણો સ્પષ્ટ રીતે પાંચમી અનુસૂચિના ઉદ્દેશો સાથે સમન્વિત હોવા જોઈએ આ ઉદ્દેશો આ પ્રમાણે છે

૧ અનુસૂચિત જાતિઓના રક્ષણનો પ્રબંધ કરવો, અને
૨ અનુસૂચિત વિસ્તારોના વહીવટનું ધોરણ સુધારવું

એટલે અનુસૂચિત વિસ્તારો ઠરાવવાના ધોરણો નક્કી કરતી વખતે અનુસૂચિનો આ ઉદ્દેશ જેનાથી બર આવે તે મુદ્દાઓ અવશ્ય ખ્યાલમા લેવા જોઈએ

સૌથી અગત્યનો મુદ્દો વસતિના પ્રમાણનો છે આદિવાસી વિસ્તાર તરીકે જાહેર કરવા વિચારાયેલ કોઈ પણ વિસ્તારમાં આદિવાસી વસતિ પચાસ ટકાથી ઓછી ન હોવી જોઈએ વિસ્તારના રક્ષણ અને વિકાસ માટે સઘન પ્રયાસો કરવાની દૃષ્ટિએ આટલું પ્રમાણ રાખવું જરૂરી છે

અનુસૂચિત વિસ્તારોમા ખાસ વહીવટીતંત્ર ઊભું કરવાનુ હોઈ વિસ્તાર સઘન હોય એ જરૂરી છે પેટા તાલુકને એકમ ગણવું જોઈએ આદિવાસી વિકાસ ઘટકનો પેટા તાલુકના હદ સાથે મેળ હોવો જોઈએ જ્યા મેળ ન હોય ત્યા પેટા તાલુકા રચી દેવા, જેથી એને સહેલાઈથી આદિવાસી વિકાસ ઘટકમાં ફેરવી શકાય

વિસ્તાર અલ્પવિકસિત હોવો જોઈએ અને તે કેટલે અંશે અલ્પ વિકસિત છે તે નક્કી કરવા માટે કુલ જમીનના પ્રમાણમા કેટલી જમીન ખેડાણ અને બિનખેડાણ છે, સિંચાઈ કેટલા પ્રમાણમા છે, વિસ્તારમા કેટલા માઈલના રસ્તાઓ છે, કેટલા ટકા લોકો શિક્ષિત છે અને કેટલાં દવાખાનાં છે વગેરે મુદ્દાઓ ધ્યાનમાં લેવા

આસપાસના વિસ્તારોની સરખામણીમાં આદિવાસી લોકોના જીવનનાં આર્થિક ધોરણોમાં નોંધપાત્ર અસમાનતા હોય એ આદિવાસી વિસ્તાર

નક્કી કરતી વખતે ખાસ ધ્યાનમાં લેવું આ સબંધમા એ પણ ધ્યાનમા લેવું કે આ વિસ્તારમા ફરતી ખેતી હજી પ્રચલિત હોય, અથવા તો જમીનધોરણનું કદ માથાદીઠ ૧ એકર કરતા ઓછુ હોય, અથવા માથાદીઠ આવક અખિલ હિંદની માથાદીઠ આવક કરતા અર્ધાથી ઓછી હોય, અને લોકોને વર્ષમા ૨૦૦ દિવસથી વધારે રોજગારી ન મળતી હોય

કમિશનની દૃષ્ટિએ કોઈ પણ વિસ્તારને અનુસૂચિત વિસ્તાર તરીકે જાહેર કરવાને પાત્ર ગણતાં પહેલાં નીચેના ચાર મુદ્દાઓ અવશ્ય સંતોષાવા જોઈએ

૧ એ વિસ્તારની વસતિમા આદિવાસીઓ બહુમતીમા હોવા જોઈએ,
૨ એનું કદ સઘન અને વાજબી જોઈએ,
૩ એ અલ્પવિકસિત વિસ્તાર હોવો જોઈએ, અને
૪ એ વિસ્તારના લોકોના આર્થિક ધોરણો અને બીજા વિસ્તારના લોકોના આર્થિક ધોરણો વચ્ચે સ્પષ્ટ અસમાનતા વર્તાતી હોવી જોઈએ

આ સિવાયના બીજા મુદા—આદિમ પ્રકારની અથવા તો સ્પષ્ટ રીતે ભિન્ન પ્રકારની જીવનપદ્ધતિ અથવા તો ફરતી ખેતીને લગતા છે, વિસ્તારને લગતા નહીં એટલે ઉપર જે ધોરણો સૂચવ્યા છે તેમાં તે આવી જાય

વળી વિસ્તારોને અનુસૂચિત ગણવા માટે રાજ્યો તથા સંઘશાસિત પ્રદેશો વચ્ચે કોઈ ભેદ ન પાડવો એવો કમિશનનો સ્પષ્ટ મત છે

**હાલના અનુસૂચિત વિસ્તારોને ઉપરનાં ધોરણો લાગુ પાડવા બાબત**

અનુસૂચિત વિસ્તારોને ઉપરના ધોરણો લાગુ પાડવા માટે શરતો નક્કી કરવાનું કામ સહેલું છે પરંતુ નીચેના પ્રસંગોમા એનો વ્યવહારુ અમલ કરવા જતા મોટી મુશ્કેલીઓ ઊભી થશે

૧ અત્યારના અનુસૂચિત વિસ્તારોની સરહદો ફરી નક્કી કરવી, અથવા
૨ અનુસૂચિત વિસ્તારો તરીકે નવા વિસ્તારો પસંદ કરવા, અથવા
૩ અત્યારના અનુસૂચિત વિસ્તારોને અનુસૂચિમાથી બાતલ કરવા

દાખલા તરીકે જો અત્યારના અનુસૂચિત વિસ્તારોને આ ધોરણો લાગુ કરવા જઈએ તો આપણને માલૂમ પડશે કે બિહારમા ઘણા વિસ્તારોને આ ધોરણો લાગુ પાડી શકાશે નહિ સિંઘભૂમ અને સાથલ પરગણાંના અનુસૂચિત વિસ્તારોમા આદિવાસીઓની વસતિ ૮૦ ટકાથી ઓછી છે સિંઘભૂમના આદિવાસી લોકોનુ આર્થિક ધોરણ બાકીની વસ્તીના આર્થિક ધોરણ કરતાં સહેજ જ ઊતરતું છે પરંતુ આ વિસ્તારોને અનુસૂચિમાથી બાતલ નહિ કરવાની કમિશને સરકારને ભલામણ કરી છે

## વિસ્તારોને અનુસૂચિમાંથી બાતલ કરવાનાં ધોરણો

અનુસૂચિત વિસ્તારોની અત્યારની સરહદોમા ફેરફાર કરવો કે કેમ તે વિષે ખાસ ફોડ પાડીને કમિશને રાજ્યોને પૂછ્યુ હતું ઘણી રાજ્ય સરકારોએ, ખાસ કરીને બિહાર અને આંધ્રપ્રદેશની સરકારોએ કહ્યુ હતું કે, અમારે સરહદોમા ફેરફાર કરવા નથી અત્યારના કોઈ પણ અનુસૂચિત વિસ્તાર કે તેના કોઈ ભાગને અનુસૂચિમાથી બાતલ કરવાની દરખાસ્ત કોઈ રાજ્ય સરકારે આગળ ધરી નથી તમામ ઉપલબ્ધ હકીકતો તપાસ્યા પછી જ્યાં સુધી સરકારને લાગે નહિ કે અમુક અનુસૂચિત વિસ્તાર અમુક ધોરણ સતોષે છે અને આર્થિક અને શૈક્ષણિક દૃષ્ટિએ તથા આરોગ્ય, માર્ગવ્યવહાર અને જનસેવાની પ્રવૃત્તિઓની દૃષ્ટિએ એટલી હદે વિકાસ પામ્યો છે કે હવે તેને અનુસૂચિત તરીકે ગણવો જરૂરી નથી, ત્યાં સુધી કોઈ પણ વિસ્તારને અનુસૂચિમાથી બાતલ કરી શકાય નહિ બીજુ આવા વિસ્તારો ઘણા જ થોડા છે, અને તેમને અનુસૂચિમાથી બાતલ કરવા જતા જે કષ્ટ અને મનદુ ખ થાય તેના પ્રમાણમા તેના લાભ પૂરતા નહિ હોય

## નવા અનુસૂચિત વિસ્તારો પસંદ કરવા

નવા અનુસૂચિત વિસ્તાર પસદ કરવાનુ કામ પણ ઘણ કઠિન છે બધાં રાજ્યોએ ઘણા નવા વિસ્તારો અનુસૂચિત વિસ્તારોની યાદીમા દાખલ કરવા સૂચવ્યુ છે આ બધા વિસ્તારોની ઉપર જણાવેલાં ધોરણોની દૃષ્ટિએ તપાસ કરવાનું કામ જ એટલુ મોટુ છે કે એમાં ઘણો સમય અને શકિત ખર્ચવા પડે, અને તેમ છતાં તેનાથી બધાને સંતોષ જ થાય

એવુ નયે બને, અને તેમ કરવાથી પણ આપણે ઉપર જોયું તેમ આદિવાનીઓને રક્ષણ આપવાનો હેતુ તો સરતો નથી તેથી કમિશને સૂચવ્યુ છે કે, અનુસૂચિત વિસ્તારોમા રહેતા અને એ વિસ્તારોની બહાર રહેતા સૌ આદિવાસીઓના જમીન અંગેના તથા જંગલ અંગેના હકોના રક્ષણ માટે તથા તેમને શોષણમાથી બચાવવા અંગે અને તેમની આગવી જીવન પદ્ધતિના રક્ષણાર્થે રાજ્ય સરકારોએ સર્વસાધારણ કાયદાઓ પસાર કરવા જોઈએ જો આમ કરવામા આવશે તો અનુસૂચિત વિસ્તાર તરીકે ગણાવા માટેની જે પડાપડી ચાલે છે તે બધ થશે

બીજુ, આદિવાસી વિકાસ ઘટકની યોજનાનો બને એટલા આદિવાસી વિસ્તારોને લાભ આપીને તેમના વિકાસનો હેતુ સિદ્ધ કરી શકાશે. તેને લીધે પણ પછી અનુસૂચિત વિસ્તારોમાં ગણાવાની માગણી થશે નહિ

## (૯) બંધારણની ૨૭૫મી કલમ અને રાજ્યોની જવાબદારીઓ

દરેક રાજ્યને અનુસૂચિત જનજાતિઓના કલ્યાણ માટેની વિકાસ યોજનાઓ પાછળ અથવા અનુસૂચિત વિસ્તારોના વહીવટને રાજ્યના બાકીના વિસ્તારોના વહીવટની કક્ષાએ લાવવા પાછળ થતા ખર્ચને પહોચવા ભારતના સચિત નિધિમાથી અનુદાન-સહાય (ગ્રાંટ્સ ઇન-એઈડ) આપવાની બંધારણની કલમ ૨૭૫ હેઠળ જોગવાઈ કરવામા આવી છે આ સહાય આપતી વખતે નીચેનાં ત્રણ ધોરણો ધ્યાનમા લેવાનાં હોય છે

દરેક વર્ષ માટે નિયત કરેલી ખર્ચની રકમ ન વપરાય તો પરત કરવી પડે છે એ બાબતમાં કમિશનનું સૂચન એવું છે કે (૧) જે તે વર્ષે ન વપરાયેલી રકમ પછીના વર્ષમા વાપરી શકાય એવી ગોઠવણ કરવી જોઈએ; (૨) મધ્યસ્થ માર્ગવ્યવહાર અનામત નિધિ (સેન્ટ્રલ રોડ રિઝર્વ ફંડ)ની માફક પરત ન કરવી પડે એ પ્રકારના આદિવાસી કલ્યાણનિધિની રચના કરવી જોઈએ; (૩) નાણાકીય વર્ષ એપ્રિલથી માર્ચ સુધીનું છે તે બદલીને જુલાઈથી જૂન સુધીનું કરવું જોઈએ.

કેન્દ્ર સરકારે યોજનાઓને અનુમતિ આપ્યા પછી પણ રાજ્ય સરકારના નાણાખાતામાં યોજનાઓની વિશેષ ચકાસણી થાય છે. તેને પરિણામે જે ઢીલ થાય છે તે અટકાવવા માટે કમિશનનું સૂચન છે કે અંદાજેલા ખર્ચ કરતાં અમુક ટકા, ધારો કે ૫ ટકા, ખર્ચ વધી ન જતો હોય એવી યોજનાઓને નાણાખાતા પાસે રાજ્યોએ મોકલવી જ નહીં. વળી છ માસિક પ્રગતિ અહેવાલો અહેવાલના સમય બાદ ત્રણ મહિનામાં જ રાજ્ય મોકલી આપે એ શરતે નાણાંસહાય આપવી એવું પણ કમિશને સૂચવ્યું છે.

રાજ્ય સરકારોને લોન આપવાની ર૭ામી કલમમાં કોઈ જોગવાઈ નથી, આથી રિઝર્વ બૅંક કે કેન્દ્ર સરકાર રાજ્યોને ખેતી કે ઉદ્યોગના વિકાસ માટે, ધંધાકીય તાલીમ લેવા માટે અથવા ઘર બાંધવા માટે આદિવાસીઓને પૈસા આપી શકે તે માટે લોન આપે એવો કમિશનનો આગ્રહ છે.

આ ઉપરાંત કમિશને રાજ્યોની જવાબદારીઓ બાબત નીચે મુજબનાં બીજાં કેટલાંક સૂચનો પણ કર્યાં છે:

૧. વધારાનો સ્ટાફ રાખવાનો કે સ્ટાફને તાલીમ આપવાનો તમામ ખર્ચ રાજ્યોને અપાતાં નાણાંમાંથી થવો જોઈએ.

૨. યોજનાઓની દર વર્ષે થતી ચર્ચાઓ વખતે સમાજકલ્યાણના સામાન્ય કાર્યક્રમથી આદિવાસી કાર્યક્રમને અલગ ગણી તેને અગ્રતા આપવી જોઈએ.

કમિશનને લાગ્યું છે કે, એકસામટી ઘણી વિકાસ યોજનાઓથી આદિવાસીઓના મનમાં કંઈક ગૂંચવાડો ઊભો થયો છે અને આ બાબત આદિવાસી લોકોના પ્રત્યાઘાત મિશ્ર પ્રકારના છે. કેટલાંક રાજ્યોમાં જુદી જુદી યોજનાઓ માટે અંદાજેલા ખર્ચની રકમ પૂરેપૂરી સમયસર મળી નથી અથવા ખર્ચી શકાઈ નથી. 'સામાજિક સેવાઓ' હેઠળ આદિવાસી કલ્યાણનાં કાર્યો હાથ ધરવાથી આવું બન્યું હોવાનું કારણ આપવામાં આવ્યું છે. આથી, કમિશનની ભલામણ છે કે, આદિવાસી કલ્યાણને સર્વસામાન્ય સામાજિક કલ્યાણથી અલગ પાડી દેવામાં આવે તો સામાજિક કલ્યાણ માટે જુદાં જુદાં ખાતાંઓની માગમાં આદિવાસી કલ્યાણ યોજનાઓ માટેના ખર્ચની માગને સહન કરવું ન પડે. એથી, આદિવાસી કલ્યાણને અગ્રતા અને અગત્ય બંને મળશે.

આદિવાસી વિસ્તારોમાંથી કેટલાક વિસ્તારો એવા છે કે, જ્યાં અમુક મહિનાઓમાં સતત વરસાદ અને બરફ પડવાથી વરસમાં માત્ર આઠથી નવ મહિના જ કામકાજ થઈ શકે એવી પરિસ્થિતિ હોય છે. આથી આ સંજોગો ધ્યાનમાં લઈને યોજનાઓ અમુક સમયમાં પૂરી કરવાના આગ્રહ બાબત છૂટછાટ મૂકવી જરૂરી છે. વળી જો, ખર્ચ અને કામની સફળતા પર સતત નજર રાખવામાં આવે તો છેલ્લી ઘડીએ પૈસા ખર્ચી નાખવાની જરૂર ઊભી થાય છે તે ટાળી શકાય. કેટલાક કપરા વિસ્તારોના માર્ગવ્યવહાર અને હવામાનના સંજોગો ધ્યાનમાં લઈ યોજનાઓનો ખર્ચ અને સમય નક્કી કરવામાં આવે તે યોગ્ય થશે એવું કમિશનને લાગે છે. યોજનાઓના અમલ બાબત જે કોઈ નિર્ણયો લેવાય તે વેળાસર લેવાવા જોઈએ.

આ પરિસ્થિતિની બીજી પણ એક બાજુ છે. કોઈ પણ યોજના હાથ ધરતી વખતે સ્થાનિક મજૂરી અને સામગ્રી કેટલી મળી શકે તેનો અંદાજ મેળવી લેવો જોઈએ. વળી, જુદી જુદી યોજનાઓના અમલ બાબત જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે સમન્વય રહેવો જોઈએ, જેથી ખર્ચ બેવડાય નહીં, અને જુદી જુદી યોજનાઓનાં કાર્યોને સંકલિત ક્રમે આગળ ધપાવી શકાય. કેન્દ્ર સરકારે પણ યોજનાઓની પ્રગતિથી વાકેફ રહેવું જોઈએ, અને જરૂર લાગે ત્યાં દરમ્યાનગીરી કરવી જોઈએ.

## (૧૧) જમીન

૧૯૫૧ની વસ્તિગણતરી પ્રમાણે કુલ ૧૯૧ લાખ જેટલા આદિવાસીઓમાથી ૧૭૫ લાખ (૯૦૫ ટકા) આદિવાસીઓ ખેતીમા રોકાયેલા છે આમાથી ૨૮ લાખ ભૂમિહીન મજૂરો અને એમના આશ્રિતો હોવાનો અંદાજ છે મેદાનવાસીની માફક આદિવાસી પણ જમીનભૂખ્યો છે જે આદિવાસીઓ ફરતી ખેતી કર છે તેમની સખ્યા પણ એક બાજુ વધતી જાય છે અને બીજી બાજુ સ્થિર ખેતી કરનારની સખ્યા પણ વધતી જાય છે પરિણામે આદિવાસી વિસ્તારમાં જમીન પરનુ દબાણ વધતુ જાય છે, અને આદિવાસી વધાર તેમ જ સારી જમીન મેળવવા આતુર બનતો જાય છે એ જોઈ શકાય છે ઓછા કસની જમીન, ખેડવાની જૂનીપુરાણી પદ્ધતિ અને અસહ્ય ઋણભાર — આ બધાને કારણે આદિવાસી વર્ષોથી જમીન બાબત અનેક યાતનાઓ સહન કરતો આવ્યો છે આઝાદી મળ્યા પછી આ યાતનાઓ દૂર કરવા સરકારે જે પગલા ભર્યાં છે તે કમનસીબે પૂરતા નથી

આદિવાસીઓના જમીનના હક્કોની જાળવણી માટે બે પ્રકારના ધારાઓ ઘડવામાં આવ્યા છે (૧) આદિવાસીની જમીન બિનઆદિવાસીના હાથમાં જતી રોકવા માટે એટલે કે રક્ષણાત્મક ધારાઓ, અને (૨) જમીનમાલિકી અપાવવા અગેના ધારાઓ

કમિશનનું માનવુ છે કે બને પ્રકારના ધારા આદિવાસીને બહુ ઉપયોગી નથી નીવડી શક્યા પહેલામાં અવેજી ધિરાણની સગવડ નહિ, અને સત્તાવાળાઓને સ્થાનિક પરિસ્થિતિનો પૂરો ખ્યાલ નહીં એટલે આ ધારાઓ બિન-અસરકારક રહ્યા બીજામા, કાયદાની છટકબારી બહુ લોકો અણઘડ ઘણા અને કાયદાની આંટીઘૂંટી ઘણી એટલે આ ધારાઓનો લાભ ઉસ્તાદ બિન આદિવાસી લોકોએ વધારે ઉઠાવ્યો

કમિશને આ બધુ ધ્યાનમા લઈ જમીનને લગતી બાબતો વિષે નીચેની ભલામણો કરી છે

જમીનનુ વેચાણ અટકાવવા માટે

૧ આદિવાસીઓની જમીન બિન આદિવાસીઓના હાથમા જતી રોકવા માટે આદિવાસીઓની જમીનને સબધકર્તા તમામ કાયદાઓ અને

નિયમનોની દરેક રાજ્યમાં અને કેન્દ્રશાસિત પ્રદેશોમાં એક સમિતિ દ્વારા તપાસ થવી જોઈએ. હાલના જે કાયદાઓ છે તેમાં ધરમૂળ ફેરફાર કરવાની પણ જરૂર પડે અને એમ કરવામાં વાર લાગે એમ હોય તો ગવર્નરોએ પોતાની સત્તાની રૂએ વિના વિલંબે નિયમનો બહાર પાડવાં જોઈએ

૨. ડેપ્યુટી કમિશનર કે કલેકટરની પરવાનગી લીધા વિના વેચાણ, ગીરો, ઈનામ કે એવી અન્ય કોઈ પણ રીતે આદિવાસીની જમીન બિનઆદિવાસીઓના હાથમાં જાય તે પર પ્રતિબંધ મુકાવા જોઈએ.

૩. જમીનના કોઈ પણ રીતના વેચાણ કે મોંબદલાને અટકાવવા ડેપ્યુટી કમિશનર કે કલેકટરે કાઢેલા હુકમ સામે કોર્ટમાં અરજી કરવા સામે પણ પ્રતિબંધ મુકાવો જોઈએ.

૪. જમીન વેચાયા પછી કે મોંબદલો થયા પછી ૧૨ વર્ષની અંદર અરજી કરવામાં આવે તો અથવા તો એવા કિસ્સામાં પોતાને જરૂરી લાગે તો જાતે તપાસ કરી જમીન લેનાર માલિક પાસેથી વળતર આપીને કે વળતર આપ્યા વગર જમીન લઈ લઈ મૂળ માલિકને પાછી સુપરત કરવાની સત્તાઓ ડેપ્યુટી કમિશનર કે કલેકટરને હોવી જોઈએ.

૫. માત્ર રાજ્યને જ જમીન સુપરત કરી શકાય અને સુપરત કરાયેલી જમીનને રાજ્ય પોતે આદિવાસીઓના ટ્રસ્ટી તરીકે સંભાળે.

૬. બિનસરકારી સામાજિક સંસ્થાઓ આદિવાસીઓને તેમને લાભકર્તા જમીનના કાયદાઓ અને નિયમનો બાબત જાગૃત કરે અને જરૂરી નાણાકીય તથા ધારાકીય મદદ કરે.

ઉદ્યોગીકરણની અસર

૭. કોઈ પણ મોટું કારખાનું, નહેર કે એવો કોઈ પ્રોજેક્ટ થવાને કારણે આદિવાસીઓના પુનર્વસવાટનો પ્રશ્ન ઉપસ્થિત થાય તો પુનર્વસવાટ અંગેનો તમામ ખર્ચ તે પ્રોજેકટના ખર્ચમાં પડવો જોઈએ.

૮. પુનર્વસવાટ અંગે સ્થળની પસંદગીમાં આદિવાસીઓની સલાહ લેવી જોઈએ.
૯. નજદીકમાં વણખેડાયેલી જમીન મળતી હોય ત્યાં સુધી ખેડાયેલી જમીન પ્રોજેક્ટ માટે ન લેવી જોઈએ.
૧૦. જમીનના બદલામાં જમીન અને ઘરના બદલામાં ઘર એ રીતે વળતર આપવાનો સિદ્ધાંત અનુસરવામાં જો વળતરરૂપે અપાયેલી જમીનની કિંમત પ્રાપ્ત કરેલી જમીન કરતાં ઓછી હોય તો આ બે વચ્ચેના ફેરની રકમ રોકડ નાણાંમાં ચૂકવવી.
૧૧. પ્રોજેક્ટ માટે જમીન કે ઘર ખાલી કરવાનું કહેવામાં આવે તે પહેલાં આવા લોકોના પુનર્વસવાટ માટે વસાહતો ઊભી કરી દેવી જોઈએ.
૧૨. પ્રોજેક્ટને કારણે આવી મુશ્કેલીમાં મુકાતા લોકોને પ્રોજેક્ટના કામમાં રોજગારી આપી શકાય ત્યાં આપવી.

જમીનની વહેંચણી

૧૩. અનુસૂચિત વિસ્તારમાં અને જે વિસ્તારોમાં આદિવાસીઓની વસ્તી વધારે સંખ્યામાં હોય ત્યાં આદિવાસીઓને જમીન વહેંચવામાં પહેલી પસંદગી આપવી અને એ સિવાયના વિસ્તારોમાં અસ્પૃશ્ય જ્ઞાતિઓને સાથે પસંદગી આપવી.
૧૪. આ બંને વિસ્તારોમાં ખેડવાલાયક પડતર જમીનની વહેંચણી અંગે વારંવાર યોજનાઓ ઘડતા રહેવું જોઈએ.
૧૫. જમીનવહેંચણીની યોજનામાં વહેંચાયેલી જમીન પ્રાપ્ત કરનાર માટે નીચેની સગવડોનો સમાવેશ થવો જોઈએ:
ક. સિંચાઈ
ખ. ધિરાણ: જમીનની સાફસૂફી માટે, મકાન બાંધવા, કૂવા ખોદવા અને આવતી ફસલની મોસમ સુધી જીવનનિર્વાહ માટે.
ગ. મકાન: આદિવાસીઓની રુચિ, પ્રણાલી અને જરૂરિયાત ધ્યાનમાં લેવી. સ્થાનિક સામગ્રીમાંથી મકાન બાંધવાની આદિવાસીઓને છૂટ આપવી.

૧૬. જમીનટોચની મર્યાદા સૂચવતા ધારાના અમલથી ટોચ કરતાં વધારાની જે જમીન રહે તે પસંદગીના ધોરણે આદિવાસીઓને વહેંચી આપવી.

૧૭. વધારાની અથવા તો ખેડાણલાયક પડતર જમીન વહેંચતી વખતે આદિવાસી સહકારી મંડળીને પહેલી પસંદગી આપવી, છતાં એ શરતે જ જમીન વહેંચવી એવી જડતા ન રાખવી.

પહાણીપત્રક

૧૮. આદિવાસીઓની જમીન અંગેનાં પહાણીપત્રકો તૈયાર કરવાનું કામ વહેલી તકે પૂરું કરવું.

## (૧૨) જંગલ

મોટા ભાગના આદિવાસીઓને મન જંગલ એ રહેવાનું મનપસંદ સ્થળ, આજીવિકાનું સાધન અને જિંદગી માણવાનો આધાર છે. જંગલ સાથે એમનું આખું જીવન વણાઈ ગયેલું છે, અને એટલે જ એમનાં ગીતો અને ગાથા જંગલની આસપાસ ગૂંથાયેલાં હોય છે. આદિકાળથી જંગલનો ઉપયોગ કરવાની અને જંગલનાં પશુઓનો શિકાર કરવાની તેઓ છૂટ ભોગવતા આવ્યા છે, અને એટલે જ જંગલ પોતાનું છે એવું તેઓ માનતા રહ્યા છે. આ પરિસ્થિતિ ૧૯મી સદીના વચગાળા સુધી ચાલુ રહી. પછી તો બહારના લોકો જંગલમાં પેસવા લાગ્યા અને અધિકારીઓની સત્તા પણ પેઠી. પરિણામે આદિવાસીઓને જંગલ પરથી પોતાનું આધિપત્ય ઘટતું જતું હોવાનો ભય લાગ્યો અને બહારના માણસોની શોષણખોરીના તેઓ ભોગ બન્યા, તથા સત્તાવાળાઓની કનડગતથી હેરાનગતિ અનુભવવા લાગ્યા.

જંગલ અંગેની નીતિ સૌ પ્રથમ ૧૮૯૪માં બ્રિટિશ સરકારે જાહેર કરી, અને ફરી વાર આઝાદી પછી રાષ્ટ્રીય સરકારે ૧૯૫૨માં તે જાહેર કરી. કમિશન આ બંને નીતિઓની આ પ્રમાણે તુલના કરે છે :

૧. જૂની નીતિ ખેડાણ માટે જંગલની જમીન લેવાની છૂટ આપતી હતી. આ છૂટ નવી નીતિમાં પાછી ખેંચી લેવામાં આવી.

૨. જૂની નીતિમાં અનામત જંગલોની આજુબાજુના વિસ્તારોમાંથી આદિવાસીઓને તેમની જરૂરિયાતો પૂરી કરવાનો અવકાશ રાખવામાં આવ્યો હતો. નવી નીતિમાં આ માટે ગ્રામજંગલો રાખવાનો નિર્ણય લેવાયો.

૩ જૂની નીતિમાં આદિવાસીઓનાં ખાનગી જંગલો પર તરાપ પડતી નહીં. નવી નીતિ અનુસાર આવાં ખાનગી જંગલોને પણ નિયંત્રણો લાગુ પાડવામાં આવ્યાં.

૪. જૂની નીતિમાં જંગલમાં મફત ઢોર ચરાવવાની છૂટ હતી. નવી નીતિ અનુસાર આ માટે ફી આપવી પડે એમ ઠરાવવામાં આવ્યું, અને અમુક પ્રમાણમાં જ ચરાણ કરવાનું કહેવામાં આવ્યું.

૫. નવી નીતિમાં એક અગત્યની રાહત હતી. નવી નીતિ ફરતી ખેતીની વિરુદ્ધ હતી, છતાં આ પ્રકારની ખેતી છોડવા આદિવાસીઓને સમજાવવું અને કોઈ બળજબરી કરવી નહીં એમ ઠરાવવામાં આવ્યું.

આ આખાયે પ્રશ્નનાં બધાં પાસાંઓ અને આદિવાસીઓની ફરિયાદો તથા જંગલ ખાતાની મુશ્કેલીઓને ધ્યાનમાં લઈને કમિશને નીચેની ભલામણો કરી છે:

જંગલનીતિ

૧. ૧૯૫૨ના ઠરાવ અનુસારની જંગલનીતિની સમીક્ષા કરવી. જૂની નીતિમાં જે છૂટછાટો આપવામાં આવી હતી: જેમકે અમુક મર્યાદામાં રહીને જંગલ ખાતા હસ્તકની જમીન ખેડાણ માટે છૂટી કરવી, અનામત જંગલોની આસપાસ આવેલા વિસ્તારોમાંથી આદિવાસીઓને એમની જરૂરિયાતો પૂરી કરવા દેવી, તથા ગ્રામજંગલો, ચરાણ અને ફરતી ખેતી બાબતમાં અમુક અધિકારો ભોગવવા દેવા, તે આ નીતિ હેઠળ લઈ લેવામાં આવ્યા છે તેની પુનર્વિચારણા કરવી ગામલોકોની જરૂરિયાતો ધ્યાનમાં લેવી અને જંગલોમાં આવેલાં આદિવાસી ગામો પ્રત્યે સરકારનું હાલનું જે વલણ છે તે વિષે પણ ફેરવિચારણા કરવી.

૨. જંગલવાસીઓ અને જંગલખાતા વચ્ચેના વચગાળાના માણસોને દૂર કરવા સરકારે પગલાં ભરવાં. ઈજારાપદ્ધતિનો અંત લાવવો.

૩ જંગલમાં વસનારાઓને કાયમી વસવાટની ખાતરી આપવી જોઈએ, અને ન્યૂનતમ વેતન ધારા હેઠળ નિયત થયેલા દરોથી ઓછા દરોએ કામ કરવાની તેમને ફરજ પાડવી નહિ જોઈએ જંગલનાં આ ગામોને પીવાના પાણીની, શિક્ષણની અને આરોગ્યની બધી જ સગવડો પૂરી પાડવી જોઈએ આ ગામોમા વસવાટ માટે રાજ્ય તેમ જ સહકારી મંડળીઓ દ્વારા ધિરાણની સગવડો મળવી જોઈએ

૪ ખાનગી જગલોમાના વ્યક્તિગત હક્કો આજ સુધી જ્યાં નાબૂદ ન થયા હોય ત્યા તરત જ નાબૂદ કરવા.

૫. જંગલના વિકાસની સાથે સાથે આદિવાસીઓના ઉત્કર્ષની પણ જવાબદારી સંભાળનાર એક સરકારી ખાતા તરીકે જંગલખાતાએ કામ કરવુ.

જંગલનીતિના અમલ વિષે

૬ ગ્રામજંગલો વિષેના સરકારી નિર્ણયનો અમલ કરવાનાં પગલા ભરવાં જોઈએ જંગલ, મહેસૂલ અને વિકાસ એમ ત્રણે ખાતાને લગતા સત્તાવાળાઓ વચ્ચે સકલન હોવું જોઈએ ગ્રામજંગલોનો વહીવટ ગ્રામ-પંચાયતોને સોંપવો જોઈએ, અને એની આવક પંચાયતોને મળવી જોઈએ.

૭ જગલઉછેરને લાયક વિસ્તારો સ્થાનિક પંચાયતોને સોંપી દેવા જોઈએ. જંગલખાતું તો માત્ર જરૂરી ટેકનિકલ માર્ગદર્શન પૂરું પાડે પંચાયતો માત્ર જગલોનો વહીવટ ચલાવવાની જવાબદારી ઉપાડે, એટલું જ નહીં પણ, જંગલ ખાતાના નીતિનિયમ અનુસાર જંગલની પેદાશનો અમુક હિસ્સો ગામના લાભાર્થે એકત્ર કરી શકે એવો હક્ક પણ તેને મળવો જોઈએ.

૮. જંગલખાતાએ જગલમાં સુધારેલી જાતનું ઘાસ ઉગાડવા ઉત્તેજન આપવું જોઈએ, તથા ચરાણની ફી મર્યાદિત કરવી જોઈએ.

૯. જંગલખાતાએ અને ઈજારદારો તથા આડતીઆઓએ રોકેલા મજૂરો બાબતમાં ન્યૂનતમ વેતન ધારો કડકાઈથી અમલમાં મૂકવો.

૧૦. દરેક પ્રદેશમાં ખેતીવાડી, ઉદ્યોગ અને વિકાસ ખાતાંઓ સાથે મસલત કરી જંગલખાતાએ આદિવાસીઓને આખું વર્ષ મજૂરી મળી રહે એવું સમયપત્રક તૈયાર કરવું જોઈએ. આમાં, જંગલખાતામાં જ જંગલનું રક્ષણ, સંવર્ધન અને જંગલની પેદાશો એકઠી કરવાનાં કામો અંગેની નોકરીઓનો પણ સમાવેશ કરવો જોઈએ.

૧૧. જંગલમાં અને જંગલની આસપાસમાં રહેતા આદિવાસીઓને કાયમી પ્રકારનાં મજૂરદળોમાં (લેબર કોર) સંગઠિત કરવા જોઈએ કે જેથી જંગલની વિવિધ કામગીરીઓમાં એમને યોગ્ય પ્રકારનું કામકાજ મળી રહે.

૧૨. જંગલ કામદાર સહકારી મંડળીઓ રચવામાં જંગલખાતાએ મદદ કરવી જોઈએ. આવી મંડળીઓથી સમગ્ર જંગલવિસ્તારને આવરી લેવા માટે એક સમયમર્યાદા નક્કી કરવી જોઈએ, અને જંગલની પેદાશ એકત્ર કરવાને લગતાં તમામ કામો આ મંડળીઓને સોંપવાં જોઈએ.

૧૩. આંધ્રપ્રદેશ ટ્રાઈબલ્સ કો-ઑપરેટિવ ફાઈનાન્સ ઍન્ડ ડેવલપમેન્ટ કૉર્પોરેશન જેવી સંસ્થાઓ દરેક રાજ્યમાં ઊભી કરી આદિવાસીઓને સહકારી ધોરણે જંગલની નાની મોટી પેદાશ એકઠી કરી તથા તેનું રૂપાંતર કરી વેચવાની અનુકૂળતા ઊભી કરી આપવી જોઈએ. આવી સંસ્થા આદિવાસીઓના સમગ્ર આર્થિક વિકાસમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવી શકશે.

ફળદ્રુપતા વધારવા માટે ખાતરનો ઉપયોગ કરવાની, જમીનને નાઇટ્રોજન મળે એ રીતે પાકો વાવવાની ફેરબદલીની વગેરે પદ્ધતિઓની ખબર છે અને આવડત પણ છે. કેટલાક સિંચાઈ માટે પાળા બાંધવામાં પાવરધા છે; જ્યારે અગાસિયા ખેતીની રીત ઘણા આદિવાસીઓને કેટલાયે દાયકાઓથી ખબર છે.

પરંતુ સામાન્ય રીતે આદિવાસી વિસ્તારોમાં બધે જ જૂના જમાનાની પદ્ધતિની ખેતી થાય છે. દેશના અન્ય ગ્રામવિસ્તારોની માફક આદિવાસી વિસ્તારોમાં બધે જ નાના ખેડૂતો, જમીનના નાના નાના ટુકડાઓ, હલકા કસની જમીન અને જૂનીપુરાણી ઢબે ખેતી કરવાની પદ્ધતિ જોવા મળે છે. આથી, દેશના બીજા ભાગોમાં ખેતીસુધારણા માટે જે પગલાં લેવાયાં હોય તેવાં જ પગલાં આદિવાસી વિસ્તારોમાં પણ લેવાની જરૂર છે. આ કરવા માટે ખેડહકની નિશ્ચિતતા, સિંચાઈનો વિકાસ, વૈજ્ઞાનિક પદ્ધતિની ફરતી ખેતી, જમીનસંરક્ષણ અને પશુપાલન જેવી બાબતોમાં ચોક્કસ કાર્યક્રમ હાથ ધરવો જરૂરી છે.

### ફરતી ખેતીનો પ્રશ્ન અને તેનો ઉકેલ

આદિવાસી વિસ્તારોમાં સૌથી મોટો પ્રશ્ન ફરતી ખેતી અંગેનો છે. સૌ કોઈ કબૂલે છે કે આ પ્રકારની ખેતીપદ્ધતિ સારી નથી, છતાં જૂની પદ્ધતિ છોડી નવી પદ્ધતિ અપનાવતાં હજી ઘણાં વર્ષો વીતી જશે. આ પ્રશ્નને થોડેક ભૌગોલિક પરિસ્થિતિની દૃષ્ટિએ તેમ જ થોડેક સામાજિક રિવાજ, પ્રણાલી અને માન્યતાની દૃષ્ટિએ તપાસવો જોઈએ.

આ પ્રશ્નનો ઝટ ગળે ઊતરી જાય એવો ઉકેલ તો જ્યાં ફરતી ખેતી થતી હોય ત્યાં, તેને અગાસિયા ખેતીમાં ફેરવી નાખવાનો છે. પરંતુ આ ફેરફાર ઘણો પરિશ્રમ અને ખર્ચ માગી લે છે. તેથી તે લાંબા સમયે અમલમાં લાવી શકાય. આથી, કમિશનની દૃષ્ટિએ તેનો તાત્કાલિક ઉકેલ, ફરતી ખેતીના ગેરફાયદા ઘટાડવા અને જમીનની ફળદ્રુપતા વધે એ રીતની વૈજ્ઞાનિક પદ્ધતિઓ ફરતી ખેતીમાં દાખલ કરવી એ છે. તેથી ફરતી ખેતી થતી હોય તે દરેક સ્થળે આ બાબત વ્યાપક પ્રમાણમાં સંશોધન કરવાની કમિશને ભલામણ કરી છે.

ડુંગરોમાં ફરતી ખેતી કરનારાઓને મેદાનના પ્રદેશોમા લાવી વસાવવાની યોજના કમિશનને વ્યવહારુ નથી લાગતી. છતા આદિવાસીઓને સ્થિર ખેતી કરના કરવા માટે જમીન વસાહત યોજના અમલમાં મૂકતી વખતે નીચેના મુદ્દાઓ ખાસ ધ્યાનમા લેવાની કમિશને ભલામણ કરી છે:

૧. ખેડવા માટે પૂરતી જમીન અપાવી જોઈએ. જમીનની યોગ્ય વહેંચણી થાય અને જમીનહક અંગેનાં પહાણીપત્રકો બરાબર તૈયાર કરી દેવામાં આવે તે વિષે પૂરતી કાળજી લેવાવી જોઈએ.

૨. સિંચાઈની સગવડો પૂરી પાડવી જોઈએ.

૩. વસાહતમાં સ્થિર થવા માગતા લોકોને જમીનની સાફસૂફીનાં, ઘર, કૂવા તથા રસ્તા બાંધવાનાં અને સિંચાઈનાં કામોમાં રોજી આપવી જોઈએ, અને રોજીના દર વાજબી હોવા જોઈએ. આવાં કામોમાં વચલા માણસોને ન રાખવા જોઈએ.

૪. બળદો, બિયારણ, ફસલ થતા સુધીનું ભરણપોષણનું ખર્ચ વગેરે સગવડો પૂરી પાડવી જોઈએ.

૫. જમીન, હવામાન અને સિંચાઈને ધ્યાનમાં રાખી યોગ્ય પ્રકારની બાગાયતી ખેતીને ઉત્તેજન આપવું જોઈએ; તથા તે માટે જરૂરી સગવડો પૂરી પાડવી જોઈએ.

૬. વસાહત બધી રીતે સ્વાવલંબી થાય એવી વ્યવસ્થા ગોઠવવી જોઈએ, તથા પીવાના પાણીની, શાળાની અને સહકારી મડળીની સગવડો આપવી જોઈએ.

૧. દરેક આદિવાસી ઘટકે જમીનસંરક્ષણ માટેનો તબક્કાવાર અમલમાં મુકાય એવો એક કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ.
૨. જ્યાં આદિવાસીઓની વસતિ વધારે હોય એવા વિસ્તારોને આવી યોજના ઘડતી વખતે પહેલી પસંદગી આપવી જોઈએ.
૩ વ્યક્તિગત તથા સામૂહિક માલિકીની જમીનના સંરક્ષણ કાર્યક્રમને અમલમાં મૂકવા સબસીડી આપવી જોઈએ, અને આદિવાસીઓને તેમનો ફાળો શ્રમથી આપવા જણાવવું જોઈએ
૪. સાથે સાથે જંગલઉછેરનું કામ પણ હાથ ધરવું જોઈએ. ધોવાયેલી જમીનમાં ઘાસ, ફળાઉ ઝાડો વગેરે ક્યાં અને કેવી રીતે ઉગાડી શકાય તે માટે સંશોધન હાથ ધરવું જોઈએ. જમીનનું વધારે ધોવાણ થતું રોકવા ઘાસ તથા ફળાઉ ઝાડો ક્યાં ઉગાડવાં તે સંશોધન પરથી નક્કી થાય પછી, તેવાં ઘાસ અને ઝાડો સરકારી નર્સરીમાં ઉછેરીને લોકોને મફત વહેંચવાં જોઈએ.
૫ વરસાદની અછત હોય તેવા વિસ્તારોમાં કૂવા કરવાને ઉત્તેજન આપવું જોઈએ
૬. આદિવાસીઓ માટેના નિધિમાંથી થતા ખર્ચનો લાભ બિન-આદિવાસીઓ લઈ જતા હોય એવું લાગે તો તે ખર્ચ નામંજૂર કરવો જોઈએ.

સિંચાઈ

આદિવાસી અર્થકારણમાં ખેતી હજી ઘણાં વર્ષો લગી મુખ્ય વ્યવસાય તરીકે રહેશે પરંતુ જમીન ઓછી હોઈ સઘન ખેતી તરફ ધ્યાન આપવું જોઈશે. સિંચાઈ વધાર્યા સિવાય આ શક્ય નથી. આથી, કમિશને આદિવાસી ઘટકમાં સિંચાઈનો પ્રશ્ન હલ કરવા નીચેના ઉપાયો સૂચવ્યા છે:
૧. પહેલાં તો, આદિવાસી જમીનની અને સિંચાઈ મેળવવાનાં શક્ય સાધનોની તપાસ હાથ ધરવી.
૨. આદિવાસીઓની જમીનને સિંચાઈ નીચે લાવે એવી યોજનાઓને અગ્રિમતા આપવી.
૩. સિંચાઈ યોજનામાં આદિવાસીઓની જમીન મોટે ભાગે ડૂબતી હોવાથી સિંચાઈ યોજનાનો લાભ આદિવાસીઓને પણ મળે એ

દૃષ્ટિએ જરૂર પડે ત્યાં જમીનની પુનર્વહેંચણી કરવી જોઈએ.

સિંચાઈ માટેની માગણીઓ બધેથી થાય છે, પરંતુ લોકોની જરૂરિયાતોનો વિચાર કરતાં જે કાંઈ કામ એ દિશામા અત્યાર સુધી થયું છે એ ઘણું નજીવું છે. આ હકીકત ધ્યાનમાં લઈને કમિશને નીચેની કેટલીક ભલામણો કરી છે:

૧. દરેક રાજ્યમાં આદિવાસી વિસ્તારોમાં નાના અને મધ્યમ પ્રકારની સિંચાઈની યોજનાઓ અંગે તપાસ કરી તેનો અમલ કરવા માટે સુપ્રિન્ટેંડિંગ ઈજનેરની દેખરેખ નીચેનો એક ખાસ વિભાગ ખોલવો.
૨. રાજ્ય સરકારે આદિવાસી વિસ્તારોને માટે આવી યોજનાઓ અંગેના ચોક્કસ લક્ષ્યાંકો પૂરા કરવા અને આવી યોજનાઓ માટે ચાલુ બજેટમાંથી નાણાં પૂરાં પાડવાં.
૩. આવી યોજનાઓના વળતર અંગેના નિયમો લોકોની સ્થિતિ ધ્યાનમાં લઈને ઘડવા.
૪. કૂવાઓ, તળાવો વગેરે ચાલુ સિંચાઈનાં બધાં સાધનો સમારવાં અને સુધારવાં.
૫. સિંચાઈ માટેના કૂવાઓ બાંધવા પૂરેપૂરી સબસીડી આપવી.
૬. નહેરો સુધારવી કે વધારવી, વીજળી અને ડિઝલથી ચાલતા પંપો તથા પર્શિયન રહેંટ મૂકવા અને શક્ય હોય ત્યાં ટ્યુબવેલ ખોદાવવા.

**બાગાયતની ખેતી**

આદિવાસી વિસ્તારોમાં બાગાયતી ખેતી કરી રોકડ નાણા મેળવવાનો સારો અવકાશ હોઈ તેને ઉત્તેજન આપવા કમિશને નીચેની ભલામણો કરી છે:

૧. જ્યાં બાગાયતને લાયક જમીન મળતી હોય, અને ખાસ કરીને જે જમીનને જંગલો હેઠળ મૂકવામાં આવી હોય પણ જ્યાં ઝાડ ન હોય, અને એ જમીન માટેની માગણી થતી હોય તેવી જમીન પંચાયતને બાગાયતી ખેતીના કામ માટે સોંપી દેવી.
૨. જમીન ધારણ કરનારને ઝાડો પર પૂરા હક્કો આપવા.

૩ જંતુનાશક દવાઓ અને છોડસંરક્ષણ માટેની સાધનસામગ્રી પૂરી પાડવી

૪ ટેકનિકલ સહાય અને માર્ગદર્શન ખેતી અને જંગલ ખાતા તરફથી વિના ખર્ચે પૂરાં પાડવા

૫ ફળ સંગ્રહના કોઠાઓ ઊભા કરવા

૬ વાહન અને બજારની સગવડો પૂરી પાડવી

**પશુપાલન**

આદિવાસીઓને સિંચાઈ પછી બીજી જરૂર બળદોની હોય છે દરેક વિસ્તારમાં ઢોરઉછેરનું એક કેન્દ્ર સ્થાપવું અત્યંત જરૂરી છે આ માટે પહેલા તો એ વિસ્તારની જરૂરિયાતોનો અંદાજ કાઢી લેવો જોઈએ કમિશને પશુપાલનને ઉત્તેજન આપવાના દૃષ્ટિબિંદુથી નીચેનાં પગલાં

હોય છે. ગ્રામ અને કુટિર ઉદ્યોગો વિકસાવવાથી આદિવાસીઓને ઘણો લાભ થઈ શકે એમ છે. આદિવાસી વિસ્તારોમાં ગૃહઉદ્યોગો વિકસાવવામાં આવે તો એને પરિણામે (૧) આદિવાસીઓની સર્જનશક્તિઓને ઉપયોગમાં લઈ શકાશે અને વિકસાવી શકાશે; (૨) આદિવાસીઓને કમાણી કરી આપે એવી રોજી પૂરી પાડી શકાશે; અને (૩) કાચા માલને ગામમાંને ગામમાં જ પાકા માલમાં ફેરવી શકાશે.

આ ત્રણ મુદ્દા ધ્યાનમાં લેતાં લાગશે કે આદિવાસી વિસ્તારોમાં ગૃહઉદ્યોગો વિકસાવવાનો પ્રશ્ન યોગ્ય દોરવણી અને મોટા પાયા પરનું સંગઠન માગી લે છે આજ સુધી આ વિસ્તારોમાં આ પ્રકારના ઉદ્યોગો ફેલાવવાના પ્રયાસોને ઝાઝી સફળતા ન મળી હોય એમાં ચોક્કસ સંગઠન અને સ્પષ્ટ નીતિનો અભાવ કારણભૂત છે કેવા ઉદ્યોગો વિકસાવી શકાય અને આ ઉદ્યોગોને પરિણામે તૈયાર થયેલા માલને બજારમાં કેટલે અંશે વેચી શકાય એ અંગેનુ કોઈ પ્રકારનું પ્રારંભિક સ્વરૂપનું સંશોધન પણ બહુ ઓછું હાથ ધરાયું છે.

આદિવાસી વિસ્તારોમાં ગ્રામોદ્યોગને ત્રણ વર્ગોમાં વહેંચી શકાય: (૧) લોકોની રોજબરોજની વપરાશની ચીજો માટેના ઉદ્યોગો, (૨) કાચા માલનું પાકા માલમાં રૂપાંતર કરવા અંગેના ઉદ્યોગો, (૩) હસ્તહુન્નર અને કળાત્મક ચીજોને લગતા ઉદ્યોગો. આ ત્રણે પ્રકારના ઉદ્યોગો વિકસાવવા બાબત અલગ અલગ ધ્યાન આપવુ જરૂરી છે. પહેલાં જો, રોજબરોજની વપરાશની ચીજોના ઉત્પાદનની વાત કરીએ તો એક વસ્તુ ચોક્કસ છે કે આવી ચીજો માટે મોટા પ્રમાણમાં ખરીદનારા નહીં મળે. એટલે કે, આ દિશામાં ઝાઝું બજાર મળી શકે નહીં. વળી હાથકારીગીરી અને કળાત્મક ચીજોના ઉત્પાદનના વેચાણ અને બજાર બાબત સંશોધન કે તપાસ હાથ ધરાય એ અત્યંત જરૂરી છે. આ ચીજોના વેચાણની સારી એવી સંભવિતતા હોવાનું તપાસને અંતે લાગે તો પ્રાયોગિક કક્ષાનો એક 'પ્રોજેક્ટ' શરૂ કરવો. આ 'પાયલૉટ પ્રોજેક્ટ' શરૂ કરવા સાથે નાણારોકાણ અને તાલીમની સગવડો પણ રાખવી. કાચા માલનું પાકા માલમાં રૂપાંતર કરવા અંગેના ઉદ્યોગો વિકસાવવાની ઘણી શક્યતાઓ છે, અને આવા ઉદ્યોગો ઊભા કરવા માટેના પ્રયાસો

પણ ઘણા થયા છે. દા. ત. આંધ્રમાં પતરાળાં ઉદ્યોગ. એ રીતે સાવરણી અને ટોપલા બનાવવાના તથા જંગલની પેદાશના નાના નાના ઉદ્યોગોને વિકસાવવાના ઘણા પ્રયત્નો થયા છે. જ્યાં સ્થાનિક કાચી સામગ્રી મળે એમ છે અને એમાંથી તૈયાર થતી બનાવટોના વેચાણ માટે બજાર મળી રહે એમ છે ત્યાં કાચો માલ બહાર ન મોકલતાં એમાંથી પાકો માલ બનાવવાનાં કામો સ્થાનિક જગ્યાઓએ જ કરાવવાં. એવા વિસ્તારોમાં વહીવટ ચલાવતા અધિકારીઓને એમ લાગે કે સ્થાનિક જગ્યાઓમાં 'પ્રોસેસિંગ'નાં કામો કરાવવાનું વધારે ખર્ચાળ છે અથવા તો તૈયાર થયેલી ચીજોના વેચાણ અંગે વાહનવ્યવહારની અત્યંત મુશ્કેલી છે અથવા તો વધારે ટેક્નિકલ પ્રક્રિયાઓ સ્થાનિક જગ્યાઓએ થઈ શકે એમ નથી તો જ કાચો માલ બહાર મોકલવાનું વિચારવું.

આ બધું જોતાં પાયાની હકીકત એ લાગે છે કે, ઉપર જણાવેલા ત્રણે પ્રકારના ગૃહઉદ્યોગો માટે એક અસરકારક સંગઠન ઊભું કરવું જોઈએ. આ પ્રકારનું સંગઠન ગ્રામ અને કુટિર ઉદ્યોગો ખીલવવાની દિશામાં અભ્યાસ કરે, તપાસ હાથ ધરે અને અખતરારૂપ ઉદ્યોગો ઊભા કરે તો જ પરિસ્થિતિમાં નોંધપાત્ર ફેર પડે. આ અંગેની મોટા ભાગની જવાબદારી ખાદી અને ગ્રામોદ્યોગ કમિશન તથા અખિલ હિંદ હસ્તોદ્યોગ બોર્ડ ઉપાડી શકે એમ છે. દરેક રાજ્યમાં આ બન્નેની પ્રતિનિધિરૂપ સંસ્થાઓમાં એક ખાસ વિભાગ હોવો જોઈએ, અને આ વિભાગ દ્વારા સ્થળ પર કામ કરતાં કેન્દ્રોને માર્ગદર્શન, ટેક્નિકલ સહાય, તાલીમની સગવડ અને નાણાકીય મદદ મળી રહેવાં જોઈએ. રાજ્યોનાં બોર્ડના સહકારમાં રહીને આદિવાસી કલ્યાણખાતાઓ આવાં સ્થાનિક કેન્દ્રો ખોલવાં જોઈએ.

ઘણાં સ્થળોએ કુટિરઉદ્યોગો માટે ઉત્પાદન તથા તાલીમ કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં છે. કેટલીક જગ્યાઓએ અને તે પણ જ્યાં આદિવાસી વિકાસ ઘટકોએ આવાં કેન્દ્રો ખોલ્યાં છે ત્યાં, આદિવાસી યુવાનો કરતાં બીજા યુવાનોની સંખ્યા વધારે જોવા મળે છે. આ ઉપરાંત એ પણ જણાયું છે કે, વિસ્તારની જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને કે લોકોની માનસશક્તિને લક્ષમાં લઈને આદિવાસીઓની પસંદગી કાળજી-

પૂર્વક નહોતી કરવામાં આવી. આદિવાસી સમાજમાં ચામડાં પ્રત્યે નિષેધ પ્રવર્તતો હોય ત્યાં સુધી ચર્મોદ્યોગો ન જ દાખલ કરવા જોઈએ. તાલીમ પૂરી કર્યા પછી તાલીમ પામેલાઓને પૂરતુ કામ મળ્યું છે કે નહીં તેની તાલીમ પછીની તપાસ પણ ક્યાંયે હાથ ધરવામાં નથી આવી.

ભિન્ન ભિન્ન આદિવાસી વિસ્તારોમાં કેટલા પ્રકારના કુટિરઉદ્યોગો છે અને કયા કયા વિકસાવી શકાય એમ છે એનુ વિગતે વિહંગાવલોકન કર્યા પછી કમિશન એવા નિર્ણય પર આવે છે કે આસામ, નેફા, નાગાલૅન્ડ, બિહાર વગેરે પ્રદેશોમાં કુટિરઉદ્યોગોને વિકસાવવાનો ઘણો અવકાશ છે. દાખલા તરીકે, ઓરિસ્સામાં હાથસાળ, કાંતણ, વાંસકામ અને દોરડાંવણાટ જેવા ઉદ્યોગોને વિકસાવવાનો ઘણો જ અવકાશ છે. એવી જ રીતે લહોલ અને સ્પિતી અને હિમાચલ પ્રદેશમાં જો સતત અને પૂરતા પ્રમાણમાં ઊન પૂરું પાડવામાં આવે તો ત્યા તમામ પ્રકારનું ઊની કાપડ તૈયાર થઈ શકે એમ છે. બિહાર, મધ્યપ્રદેશ અને ઓરિસ્સા બીડીઉદ્યોગમાં સારાયે દેશમાં સૌથી મોખરે છે. તો પછી આવા પ્રદેશોમાં તમાકુને 'પ્રોસેસ' કરવાનું અને એમાથી બીડીઓ વાળવાનુ કામ આદિવાસીઓ શા માટે ન ઉપાડી લે? આ માટે પ્રાયોગિક કેન્દ્રો શરૂ કરી આરંભ કરવો જોઈએ એવી કમિશનની ભલામણ છે.

## (૧૫) સામૂહિક વિકાસ અને આદિવાસી વિકાસ ઘટકો

દેશભરમાં સર્વત્ર પ્રસરી ચૂકેલી સામૂહિક વિકાસયોજનાનો મુખ્ય ઉદ્દેશ ગ્રામસમાજનો આર્થિક, રાજકીય, સામાજિક, સાસ્કૃતિક અને નૈતિક વિકાસ સહિત સર્વતોમુખી ઉત્કર્ષ સાધવાનો છે; ખાસ કરીને (૧) લોકોમાં સમૂહજીવનની ભાવના વિકસાવવાનો, (૨) ગામડાને પ્રાથમિક જીવનજરૂરિયાતો બાબત સ્વાવલંબી બનાવવાનો, અને (૩) દરેક વ્યકિતને પોતાના પગ પર ઊભા રહેતા કરવાનો અને જાતે આગેવાની લઈ કામ શરૂ કરી શકે એવી તેની શકિત ખીલવવાનો છે.

ઉપરના પહેલા બે હેતુ આદિવાસી માનસ અને જીવનને પૂરેપૂરા સુસંગત છે અને ત્રીજો હેતુ એમની જીવનપરંપરાના મૂળમાં જ પડેલો છે. આમ, સામૂહિક વિકાસનો કાર્યક્રમ આદિવાસીઓ માટે એમની પોતાની જીવનપદ્ધતિના વિસ્તરણરૂપ લેખી શકાય એમ છે.

આ હેતુઓને પાર પાડવા માટે સામૂહિક વિકાસ કાર્યક્રમ યોજના હેઠળ આખાયે દેશને ઘટકોમાં વહેંચી નાખવામાં આવ્યો છે. દરેક સામૂહિક વિકાસ ઘટકમાં આશરે ૧૦૦ ગામો અને ૧૫૦ ચોરસ માઈલનો વિસ્તાર તથા ૬૦ થી ૭૦ હજાર સુધીની વસતિ આવરી લેવામાં આવી છે દરેક ઘટક (આદિવાસી વિકાસઘટક સિવાય) વિકાસના સઘન અથવા પ્રથમ તબક્કામાં પ્રવેશે તે પહેલાં એક વર્ષ સુધી 'પૂર્વ વિસ્તરણ' અવસ્થામા રહે છે, અને આ અવસ્થા દરમ્યાન કાર્યક્રમ કેવળ ખેતીવિકાસ પૂરતો જ મર્યાદિત રહે છે. એ પછી પાંચ વર્ષ સુધી સઘન વિકાસનો તબક્કો ચાલે છે. આ ગાળો પૂરો થયા પછી ઘટક ઘટાડેલા બજેટ સાથેના બીજા તબક્કામાં પ્રવેશ કરે છે. આમ, આવા ઘટકો દેશભરના તમામ ગ્રામવિસ્તારોમાં ખોલવામાં આવેલા છે. જ્યાં આદિવાસી વસતિ વધારે છે ત્યાં આદિવાસી વિકાસ ઘટકો શરૂ કરવામાં આવ્યા છે. આદિવાસી વસતિ છૂટક છૂટક અને પ્રદેશ ડુંગરો અને જંગલોવાળો હોવાને કારણે દરેક આદિવાસી વિકાસ ઘટકમાં ૨૫,૦૦૦ની વસતિને આવરી લેવામાં આવે છે. આદિવાસી ઘટકોમાં વધારે સઘન પ્રયાસો થઈ શકે એ હેતુથી ઘટકના પહેલા તબક્કા દરમ્યાન દરેક ઘટક દીઠ મળતા રૂ. ૧૨ લાખ ઉપરાંત ગૃહખાતા તરફથી બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન બીજા રૂ. ૧૫ લાખ આપવામાં આવ્યા હતા. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન દરેક ઘટક દીઠ પહેલા તબક્કામાં ગૃહખાતાનો રૂ. ૧૦ લાખનો ફાળો હોય છે.

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન ૪૩ જેટલા આદિવાસી વિકાસ ઘટકો શરૂ કરવામાં આવ્યા હતા. ખાસ વિવિધલક્ષી આદિવાસી ઘટકો અંગે નિમાયેલી એલ્વિન સમિતિએ આ ઘટકોની કામગીરી તપાસ્યા પછી કેટલીક ઉપયોગી ભલામણો કરેલી તેમાંની એક ભલામણ એવી હતી કે, ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન વધારે આદિવાસી વિકાસ ઘટકો શરૂ કરવા, અને આ ઘટકો માત્ર અનુસૂચિત વિસ્તારો પૂરતા મર્યાદિત ન રાખતાં જ્યાં જ્યાં કુલ વસતિની ૫૫ ટકા વસતિ આદિવાસીઓની હોય તેવા તમામ આદિવાસી વિસ્તારોમાં આવા ઘટકો ખોલવા.

આ દૃષ્ટિએ ગૃહખાતાના 'વર્કિંગ ગ્રૂપે' ત્રીજી પચવર્ષીય યોજના દરમ્યાન ૪૮૦ ઘટકો શરૂ કરવાની ભલામણ કરી પરતુ સરકારની ઈચ્છા જ્યા બે તૃતીયાશ વસતિ આદિવાસીઓની હોય તેવા વિસ્તારોમા ૩૦૦ જેટલા વધારાના આદિવાસી વિકાસઘટકો ખોલવાની હતી કમિશનને સરકારની આ વાત બરાબર નથી લાગી, અને સરકારને એલ્વિન સમિતિની ભલામણ સ્વીકારી લેવા કમિશને અનુરોધ કર્યો છે કમિશન વધુમા જણાવે છે કે, જે જે વિસ્તારોમા અનુસૂચિત જનજાતિઓની વસતિ વધારે હોય તે બધા વિસ્તારોને આદિવાસી વિકાસઘટકોમા આવરી લેવાના હેતુથી એક નમૂનમા ગણી લેવા, અને ત્યા આર્થિક વિકાસ, શિક્ષણ, આરોગ્ય, મકાન અને વાહનવ્યવહારના ક્ષેત્રોમા સઘન પ્રયાસો કરવા કે જેથી પડોશી વિસ્તારોની સરખામણીમા આ વિસ્તારો પાચ વર્ષથી વધારે પાછળ રહેવા ન પામે આ દૃષ્ટિએ આદિવાસી વિકાસઘટકનો વિસ્તાર ૧૫૦થી ૨૦૦ ચોરસ માઈલનો રહે, અને એમા વસતિ આશરે ૨૫,૦૦૦ની રહે એવુ સૂચવવામા આવ્યુ છે આ મર્યાદાથી વસતિ અને વિસ્તારનું પ્રમાણ વધી જતુ હોય તો ઘટકની પુનર્રચના કરવી આગળ જોયું તેમ આદિવાસી વિકાસ ઘટકમા પૂર્વ વિસ્તરણ તબક્કો ન હોવાને કારણે રાજ્ય સરકારને તેમ જ ઘટકના અધિકારીઓને સેવકગણની પસદગી અને તાલીમ બાબત ઘણી મુશ્કેલીઓ પડે છે, અને તેમા વિલબ થવાથી શરૂનો ઉત્સાહ મોળો પડી જાય છે, અને પાછલા તબક્કાઓમાં કામો પૂરા કરવાની ઉતાવળ કરવી પડે છે આ જોતા, કમિશનની ભલામણ છે કે આદિવાસી વિકાસ ઘટકોમા પણ પૂર્વ વિસ્ત રણ તબક્કો રાખવો, જેથી સ્ટાફને આદિવાસી વિસ્તારની પરિસ્થિતિથી અને લોકોની રહેણીકરણી અને બોલીથી પરિચિત થવાનો સમય મળી રહે

ઘટકના ઘડાયેલા (schematic) બજેટ બાબત કમિશનની ભલામણ છે કે, આ બજેટને સ્થાનિક સજોગોને અનુકૂળ બનાવી શકાય તેવુ રાખવાની દૃષ્ટિથી નમૂનારૂપ અથવા 'મૉડેલ બજેટ' કે ઉદાહરણરૂપ અથવા 'ઈલસ્ટ્રેટિવ બજેટ' કહેવુ વધારે યોગ્ય લેખાશે દરેક ઘટકનું બજેટ, આદિવાસી વિકાસ ઘટકના સ્થાનિક અધિકારીઓ સાથે સલાહ-

મસલત કરીને ઘટક વિકાસ સમિતિએ ઘડવું. આ બધાને કલેકટર જરૂર પડયે યોગ્ય સલાહ આપી શકે.

આદિવાસી વિકાસઘટકના મુખ્ય મથક અંગે કમિશન એલ્વિન સમિતિની ભલામણ સાથે સહમત થાય છે અને જણાવે છે કે, ઘટકના કુલ બજેટમાથી લગભગ ૩૩ ટકા જેટલી રકમ મુખ્ય મથક પાછળ ખર્ચવાનુ વાજબી નથી આ ભલામણ જો સ્વીકારવામા આવે તો ઘણી સારી બચત થઈ શકશે એટલુ જણાવી કમિશન ઉમેરે છે કે ઘટકના તદ્દન અણવિકસિત ભાગમાં મુખ્ય મથક રાખવુ જોઈએ, અને મુખ્ય મથકના મકાનોનું બાંધકામ સ્થાનિક માલસામાનમાથી જ થવુ જોઈએ

ખેતી અને સિંચાઈ જેવી બાબતો વિષે કમિશનનો મત એવો છે કે, ઘટકના મુખ્ય મથક પાછળ રૂ ૭ લાખ ખર્ચવાની જોગવાઈની સરખામણીમા પડતર જમીનને ખેડાણલાયક બનાવવા, જમીનપ્રાપ્તિ પાછળ અને સિંચાઈના ખર્ચ માટે માત્ર રૂ ૪ લાખ ખર્ચવાની જોગવાઈ હાસ્યાસ્પદ લાગે છે, અને જો પહેલા તબક્કાના સામાન્ય ઘટકમા રૂ ૧૨ લાખમાંથી રૂ ૩ ૪૦ લાખ સિંચાઈ, જમીનપ્રાપ્તિ અને જમીન સરક્ષણ પાછળ ખર્ચવાની જોગવાઈ હોય તો આ માટે આદિવાસી ઘટકના રૂ ૨૭ લાખના કુલ બજેટમાં માત્ર રૂ ૪ લાખની જોગવાઈ કેમ? એવી દલીલ કરવામા આવે કે ખેતીના કામો માટે રાજ્યના સામાન્ય બજેટમાથી પણ પૈસા મળી રહેશે, પરતુ આદિવાસી વિસ્તારોની સરખામણીમા બીજા વિસ્તારો તરફથી ખેતીના કામો અંગે રાજ્ય પાસે વધારે માગણી થવાની એ પણ એટલુ જ સાચું છે

શિક્ષણ બાબતમા પણ એલ્વિન સમિતિની ભલામણનુ સમર્થન કરી કમિશન જણાવે છે કે, ઘટકના કાર્યક્રમ હેઠળ શિક્ષણ અંગે કરવાના ખર્ચનું સચાલન રાજ્યના શિક્ષણખાતા તરફથી થવું જોઈએ, એટલું જ નહીં પણ, આદિવાસીઓની વધુ પડતી પછાત દશા ધ્યાનમાં લઈને શિક્ષણ પાછળ વધારે ખર્ચ કરવા માટે વધારે નાણા રાજ્યે પોતાની સર્વસામાન્ય આવકમાથી પૂરા પાડવા જોઈએ

સામૂહિક વિકાસ ઘટકોની સરખામણીમાં એક આદિવાસી વિકાસ ઘટકે જુદાં જુદાં વિકાસ કામો બાબતમાં સંગ્રીન કેટલી સિદ્ધિ મેળવી તેનો ખ્યાલ આપી કમિશન નીચેના નિર્ણય પર આવે છે:

૧. આદિવાસી વિકાસ ઘટકોમાં વિકાસની પ્રવૃત્તિઓ ધીમી ગતિએ આગળ વધી રહી છે.

૨. આદિવાસી ઘટકો ખેતીના ક્ષેત્રમાં પાછળ રહ્યા છે.

૩ પશુપાલન, જાહેર આરોગ્ય અને વાહનવ્યવહાર બાબતમા આદિવાસી ઘટકો અન્ય સામૂહિક ઘટકોની લગભગ બરોબર રહ્યાં છે.

ઘટકના સ્ટાફની સંખ્યા, કામગીરી અને તાલીમ વિષે, અને ગુજરાતના સુખસર અને ખેડબ્રહ્મા તેમ જ મહારાષ્ટ્રના મોખડા આદિવાસી વિકાસ ઘટકોની સિદ્ધિઓની વિગતો આપી કમિશને ઘટકના સફળ સચાલન વિશે નીચેની કેટલીક મહત્ત્વની ભલામણો કરી છે:

૧. ઘટકની પ્રવૃત્તિઓ શરૂ થાય તે પહેલાં વિસ્તારની સામાજિક-આર્થિક તપાસ હાથ ધરવી જોઈએ.

૨. આ તપાસના આધારે, જિલ્લા વિકાસ સમિતિની સાથે બેસી રાજ્ય સરકારે આર્થિક વિકાસ, વાહનવ્યવહાર, આરોગ્ય, શિક્ષણ અને પીવાના પાણી જેવી મહત્ત્વની બાબતોમાં કોને અગ્રિમતા આપવી તે નક્કી કરવું જોઈએ રાજ્ય સરકારે સૂચવેલી અગ્રિમતા ઘટકના સ્ટાફ અને સ્થાનિક લોકોને માર્ગદર્શક નીવડશે. જોકે એમને અગ્રિમતાનો ક્રમ બદલવાની છૂટ રહેશે.

૩. અગ્રિમતા નક્કી કરતી વખતે જોવું કે યોજનાઓ બેવડાય નહીં અને જેની ખાસ જરૂર હોય તેવી યોજનાઓ પર વધુ ભાર મૂકવામાં આવે. આર્થિક વિકાસની યોજનાઓ બાબતમા રોજગારી આપતાં ઉત્પાદક કામો પર ભાર મૂકવો જોઈએ. ખેતી, પશુપાલન, જંગલ અને ઉદ્યોગોના ક્ષેત્રે આ દરેક વિષયને સાંકળી લે એવો વિકાસ કાર્યક્રમ હાથ ધરવો જોઈએ.

૪. વિકાસ ઘટકના સ્ટાફને સચેત રાખીને તથા વિકાસ ઘટક સમિતિને જરૂરી મદદ અને સલાહ આપીને ઘટકના કાર્યક્રમને સફળ બનાવવાની જવાબદારી કલેક્ટરની રહેશે તમામ યોજનાઓ બાબતમાં

રાજ્ય સરકાર વતી મંજૂરી આપવાની અને જરૂર લાગે ત્યાં ફેરફાર કરવાના હુકમ આપવાની સત્તા કલેકટરને હોવી જોઈએ.

૫. આદિવાસી વિકાસ ઘટકના સ્ટાફમાં એક જંગલ વિસ્તરણ અધિકારી હોવો જ જોઈએ.

૬. ગ્રામસેવકે ખેતીની મોસમ દરમ્યાન દર પખવાડિયે એક વખત દરેક ગામની મુલાકાત લેવી જોઈએ. ગ્રામસેવકને સ્થાનિક બોલી આવડતી હોય એ એને નોકરીમાં લેતી વખતે વિશેષ લાયકાત ગણાવી જોઈએ.

૭. ઘટકમાં આરંભથી બધો સેવકગણ ન ભરી દેતાં કામો આગળ ચાલે તેમ તેમ સેવકો વધારતા જવું.

## (૧૬) દેવાનો પ્રશ્ન

આદિવાસીઓનું અનેક પ્રકારે શોષણ થાય છે તેમાં સૌથી વધુ શોષણ શાહુકારો દ્વારા થાય છે. આદિવાસીઓને કેટલું દેવું છે અને તેમની પાસેથી કેટલું વ્યાજ લેવામાં આવે છે તે અંગે ચોક્કસ આંકડાઓ મળતા નથી. છતાં એક વસ્તુ ચોક્કસ છે કે આ પ્રશ્ન જેટલો જટિલ છે તેટલો જ વિશાળ છે.

આ પ્રશ્નનાં ત્રણ પાસાં છે:

(૧) માનસિક: બાપદાદાથી દેવું ઊતરી આવ્યું હોવાને કારણે લોકોને માથે સતત રહેતો અસહ્ય માનસિક બોજ.

(૨) સામાજિક: લગ્ન, મરણ અને અંતિમસંસ્કાર જેવા પ્રસંગોએ થતો ધૂમ ખર્ચ.

(૩) આર્થિક: શાહુકારોમાં આંધળો વિશ્વાસ અને શાહુકારોની કૂટ નીતિરીતિ સમજવામાં આડે આવતી અજ્ઞાનતા.

ઉપરનાં ત્રણે પાસાં ધ્યાનમાં લઈએ તો જ સમગ્ર પ્રશ્નોની દારુણતા અને આદિવાસીઓની કરુણ પરિસ્થિતિનો પૂરો ખ્યાલ આવી શકશે.

સૌથી પહેલી ગંભીર બાબત તો વેઠપ્રથા અંગેની છે. આ પ્રથા ગુજરાતમાં હાળી, રાજસ્થાનમાં સગરી, આંધ્રમાં વેટ્ટી, ઓરિસ્સામાં ગોઠી, મૈસુરમાં જીતા, અને મધ્યપ્રદેશમાં નોકરીનામા તરીકે ઓળખાય છે.

મોટે ભાગે આ પ્રથા આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ વચ્ચેની હોય છે, પણ નેફા અને નાગાલેન્ડમાં તો આદિવાસીઓમાં અંદરોઅંદર પણ તે જોવા મળે છે. આ પ્રથા એવી છે કે, એક વાર કરજે પૈસા લીધા એટલે તે માણસે પૈસા ચૂકતે થતા સુધી શાહુકારને ત્યાં ચાકરી અથવા વેઠ કરવી પડે અને તેના બદલામા તેને પૈસા નહીં પણ ખાવાનું મળે. વેઠ કાયમ ચાલુ રહે, પણ કરજની રકમ વધતી રહે. ઘણી વાર વેઠ મહિનાઓ સુધી, કેટલીક વાર વર્ષો સુધી, અને કયારેક જિંદગીભર ચાલુ રહે, અને કેટલાક કિસ્સાઓમાં તો દીકરાને પણ તે વારસામાં ઊતરી આવે છે.

પૈસા ધીરી બદલામાં વેઠ લે એ પ્રકારના શાહુકારો પછી બીજા પ્રકારના શાહુકારોમાં પડાણી વ્યાજ લેનારાઓ અને આપેલી રકમ યેનકેન-પ્રકારેણ ઉઘરાવનારાઓ આવે છે.

ત્રીજા પ્રકારના શાહુકારો વ્યાજના ઊંચા દરે ઉત્પાદક તેમ જ બિન ઉત્પાદક હેતુસર પૈસા આપે છે, અને આ રીતે આદિવાસીઓને નિચોવે છે.

આ પરિસ્થિતિમાં હજુ સુધી આદિવાસી વિસ્તારોમાં સહકારી મંડળીઓ જોઈતા પ્રમાણમાં ખૂલી નથી આંધ્ર, ગુજરાત અને મહારાષ્ટ્રમાં કંઈક નોંધપાત્ર પ્રયાસો આ દિશામાં થયા છે. આદિવાસી વિકાસ ઘટકોમાં રાજ્ય તરફથી કરજ અંગે થોડી ઘણી રાહત મળે છે; આદિવાસી ખેડૂતો ને તગાવી લોન મળે છે પરંતુ અંદરના ભાગના આદિવાસીઓને ધિરાણ અંગે મળતી મગવડો સાવ અપૂરતી છે.

દેશનાં જુદાં જુદાં રાજ્યોમાં નજર ફેરવીએ તો જણાય છે કે પરિસ્થિતિમાં થોડો ફેર પડી રહ્યો છે શાહુકારોના દિવસો ગણાવા માંડયા છે. લોકોમાં જાગૃતિ આવવા માંડી છે, અને વિકાસ કાર્યક્રમોની લોક-માનસ પર પણ અસર પડવા લાગી છે. આજથી દશ વર્ષ પહેલાં જે પરિસ્થિતિ હતી તેમાં આજે તો સારો એવો ફેર જોવા મળે છે.

આ બધું ધ્યાનમા લઈને કમિશને નીચે મુજબની ભલામણો કરી છે:

૧ આદિવાસી વિસ્તારોમા દેવું કેટલું છે, કાયદાનો ભંગ કેટલા પ્રમાણમાં થાય છે અને શાહુકારો તરફથી કેટલું શોષણ થાય છે તેનો અંદાજ કાઢવા રાજ્ય સરકારે પહેલાં તો એક 'સૅમ્પલ સર્વે' યોજવો

૨ વેઠની પ્રથા અંગે પણ સરકારે તપાસ કરવી વેઠના લેખિત ના મૌખિક કરારનામાને રદ જાહેર કરતો ધારો પસાર કરવો આવું કરારનામું માત્ર ગેરકાયદે નહીં પણ સજાપાત્ર ગુના તરીકે લેખવું

૩ ગિરાણ અંગે બીજી કોઈ અવેજી સગવડ પૂરેપૂરી ઊભી ન થાય ત્યાં સુધી શાહુકાર પાસેથી ગિરાણે પૈસા લેવાનું ચાલુ રહેશે. આ સ્થિતિમા શાહુકારોને લાયસન્સ આપવું, પ્રમાણિત ચોપડાઓમા જ ગિરાણની વિગતો નોંધવા કહેવું, અને આ ચોપડા વારંવાર તપાસી જવા

૪ ભૂતકાળના દેવા અંગે કમિશનની ભલામણ આ પ્રમાણે છે

ક ધારામા નક્કી કરેલી મુદત સુધીમા લેણદારોએ આદિવાસી દેણદારો સામેના દાવાઓ નોંધાવી દેવા મુદત પછીના દેવા ચૂકવાઈ ગયેલા લેખાશે.

ખ. પોતાના દાવાની સાબિતીમા ચોપડા કે અન્ય પુરાવાઓ રજૂ કરવા જોઈશે

ગ મૌખિક પૂરાવા કે હુડી પૂરતી સાબિતીરૂપ નહીં લેખાય.

ઘ. વ્યાજનો દર નક્કી કરી દેવો

ચ લેણદારને આપવાની રકમ હપતે હપતે ભરપાઈ કરવાની છૂટ આપવી સરકારે પોતાના ફંડમાંથી દેવું ચૂકવવાની જવાબદારી ન લેવી

૫ દેવું કરવાથી પોતાને અને પછીની પેઢીને શું નુકસાન થાય છે તે વિષે આદિવાસીઓને કેળવવાનું કામ બિન-સરકારી સસ્થાઓએ કરવુ આ ઉપરાંત તે અંગેના કાયદાઓ પણ લોકોને સમજાવવા.

**(૧૭) સહકાર**

આદિવાસીઓને આવક કરતા ખર્ચ વધારે એટલે દેવું થાય આવક ઘણી ઓછી એટલે માડમાડ પેટ ભરાય એવી સ્થિતિમાં ગુજારો

કરવો પડે. પરિણામે લોકો હતાશામાં દહાડા કાઢે. આ સ્થિતિમાં સહકારી પ્રવૃત્તિએ નીચે જણાવ્યા પ્રમાણે ત્રિવિધ કાર્ય બજાવવાનું છે:

(૧) તેમનામાં હતાશા ઉપજાવે એવા કારણો દૂર કરવાં; (૨) તેમના શ્રમનો પૂરેપૂરો બદલો તેમને મળે, અને તેમનું બધા પ્રકારનું શોષણ થતું અટકે એવા પ્રયાસો કરવા; (૩) તેમનામાં કરકસરની ટેવ વિકસે એ જોવું.

આ દૃષ્ટિએ કમિશનને લાગે છે કે આદિવાસી વિસ્તારોમાં સહકારી આંદોલન ત્રણ રીતે આગળ વધી શકે: (૧) જૂનું દેવુ પતાવવા માટે દેવું ઘટાડવાની અને હપતે દેવું ચૂકવવાની યોજના અમલમા મૂકવી. (૨) રોજબરોજની જરૂરિયાતોને ધ્યાનમાં લઈને કેન્દ્ર સરકારે ધિરાણની અવેજી સગવડો પૂરતા પ્રમાણમાં વધારવા અંગે દૃઢ પગલા ભરવાં. લગ્ન, મરણ કે એવા બીજા પ્રસંગોએ થતા ખર્ચને પહોંચી વળાય એ માટે ધિરાણ કરવું. ઉત્પાદક કારણોસરના ધિરાણ સામે બિનઉત્પાદક કારણોસરના ધિરાણનું પ્રમાણ વધારવાના હેતુથી સહકારી મંડળીઓના કાયદામા ફેરફાર કરવો. લોકોની આર્થિક સ્થિતિ સુધરવા સાથે આ પ્રમાણ ઘટાડતા રહેવું. આદિવાસીઓની જમીન સૌના ભેગાં નામે કે એમના મુખીના નામે હોય તો પાકને જામીન ગણી એના પર ધિરાણ આપવાની સગવડ કરી શકાય એ માટે સહકારી કાયદામાં સુધારો કરવો. વળી, પાક પર સહકારી મંડળીઓનો અસરકારક અંકુશ વધારવા પગલાં ભરવાં. (૩) આદિવાસીઓ તરફથી અનાજભંડારો અંગે વારંવાર થતી માગણીઓને પહોંચી વળવા તેમની સંખ્યા વધારવી, અને દરેક અનાજભંડારના કાર્યક્ષેત્રનો વિસ્તાર ઘટાડવો. આદિવાસીઓની જરૂરિયાતોને પહોંચી વળવા અનાજભંડારમા અનાજનો જથ્થો પૂરતો વધારવો. રોકડ નાણાનું ધિરાણ કરવા માટે અનાજભંડારમાં એક રોકડનાણા વિભાગ શરૂ કરવો.

હાલની સહકારી મંડળીઓને સજીવન કરવા અંગે, મંડળીઓના સંચાલન અંગેની તાલીમ તેમ જ મંડળીના હિસાબકિતાબ બાબત અને કારકુની કામો માટેના માણસો પસંદ કરવા અંગે, અને કેવા પ્રકારની મંડળીઓ ખોલવી તથા સરકાર એમાં કેટલો ભાગ ભજવે તે અંગે અખિલ હિંદ ગ્રામ ધિરાણ સમિતિએ વિવિધ પગલાં સૂચવ્યાં છે. આદિ-

વાસી વિસ્તારોમાં સહકારી આંદોલનને વિકસાવવાના હેતુથી જરૂરી સુધારાવધારા કરી આ પગલાં અપનાવી લેવાં એવી કમિશનની ભલામણ છે.

જુદાં જુદાં રાજ્યોમાં સહકારી પ્રવૃત્તિ કેટલા પ્રમાણમાં વિકસી છે તેની સમાલોચના કરતાં કમિશનને લાગ્યું છે કે ગુજરાત અને મહારાષ્ટ્રમા સહકારી પ્રવૃત્તિ ઠીકઠીક વિકસી છે, અને એનો યશ બિનસરકારી સંસ્થાઓને જાય છે. આસામ, બિહાર અને ઓરિસ્સા જેવાં રાજ્યોમાં આ પ્રવૃત્તિ મંદ ગતિએ આગળ વધી રહી છે એનાં કારણો નીચે પ્રમાણે છે:

૧. આખાયે પ્રશ્ન વિષે પૂરેપૂરી સમજણનો અભાવ, (૨) તાલીમબદ્ધ અધિકારીઓનો અભાવ, (૩) અપૂરતો કાર્યક્રમ, (૪) અપૂરતું ધિરાણ, (૫) ધિરાણ અંગે જડ નિયમો અને ગૂંચવાડાભરી વિધિઓ, અને (૬) અપૂરતું સંગઠન.

તેમ છતાં, નીચેનાં ક્ષેત્રોમાં સહકારી પ્રવૃત્તિએ પ્રશસ્ય પ્રગતિ કરી છે તેની પણ કમિશને નોંધ લીધી છે:

૧. જંગલ કામદાર સહકારી મંડળીઓ, ૨. (ગ્રેઈન ગોલા) અનાજ ભંડારો, ૩. સહકારી ખેતી મંડળીઓ, અને ૪. સહકારી નાણાં અને વિકાસ કોર્પોરેશન.

આ રીતે સમગ્ર પરિસ્થિતિને ધ્યાનમાં લઈ કમિશને નીચે મુજબની કેટલીક અગત્યની ભલામણો કરી છે:

૧. રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયામાં આદિવાસી અર્થકારણના પ્રશ્નને લગતું એક અલગ ખાતું હોવું જોઈએ.
૨. દરેક રાજ્યમાં સહકારી પ્રવૃત્તિઓ ફેલાવવા માટે એક પ્રવર્તક સંસ્થા હોવી જરૂરી છે. આ સંસ્થા આદિવાસીઓ પાસેથી તેમની ચીજો ખરીદીને વેચાણની ગોઠવણ કરે, આદિવાસીઓને તેમની જરૂરી ચીજો વેચે અને વચ્ચેના માણસોને દૂર કરવા માટે ધિરાણની જોગવાઈ કરે. આ રીતે સંસ્થાના આરંભના કાર્યમાં સરકાર મદદ કરે અને શરૂઆતનાં વર્ષોમાં સંગઠન, ખરીદ-વેચાણ અને નાણાં-સગવડની જવાબદારી સરકાર ઉપાડે.

૩. આદિવાસીઓને અને ખાસ કરીને સહકારી મંડળીના આદિવાસી સભ્યોને સહકારી પ્રવૃત્તિ બાબત કેળવવામાં આવે.
૪. દરેક ગામમાં એક સહકારી મંડળી હોય અને દરેક કુટુંબનો એકાદ સભ્ય મંડળીમાં સભાસદ હોય.
૫. ખેતી, પશુપાલન, જંગલ, ગ્રામોદ્યોગ વગેરે જેવા મહત્ત્વના આર્થિક વ્યવસાયોને સહકારી મંડળીઓ આવરી લે.
૬. મંડળીઓના સભ્યોના પાક કે પેદાશ પર મંડળીનો અસરકારક અંકુશ રહે એ માટે સહકારી કાયદામાં સુધારો કરવો.
૭. સભાસદની પાક ઉગાડવાની કેટલી શક્તિ છે તેના આધારે ધિરાણ આપવું.
૮. ધિરાણને માલના વેચાણ સાથે સાંકળવાનાં પગલાં ભરવાં.
૯. ધિરાણ મેળવવા અંગેના નિયમો તથા વિધિઓ સરળ બનાવવા.
૧૦ ખાસ તો જમીનવિહોણા આદિવાસીઓને તેમના સામાજિક ખર્ચાઓને પહોંચી વળવા ધિરાણ આપી શકાય એ માટે કરકસર નિધિ ઊભો કરવો, જેથી આ અંગેનું ધિરાણ આ નિધિમાંથી આપી શકાય.
૧૧. આદિવાસીઓની તૈયાર કરેલી ચીજો માટે વેચાણ તથા બજારની સગવડ ઊભી કરવા અને કિફાયત ભાવે તેમની જરૂરિયાતો પૂરી પાડી શકાય એ માટે ખાસ ધ્યાન આપવું. સ્ટોરેજ અને પ્રોસેસિંગને લગતાં એકમો પણ માર્કેટિંગ સોસાયટીઓમાં ખોલવાં જોઈએ.
૧૨. મંડળીઓમાં પૈસાદાર અને વગદાર માણસોનું વર્ચસ્વ ન જામે અને મંડળી દ્વારા મળતા લાભો તેઓ એકલા જ ન ભોગવે તે માટે યોગ્ય કાળજી લેવી.

## (૧૮) શૈક્ષણિક વિકાસ

આદિવાસીઓના શિક્ષણને લગતા પ્રશ્નને, માત્ર એમને ભણતા-ગણતા કરવાની દૃષ્ટિએ નહીં, પરંતુ જીવનમાં વ્યવસાયના તમામ ક્ષેત્રોમાં બીજા લોકોની સાથે આગળ વધવાની એમને પણ સરખી તક મળી

રહે એ દૃષ્ટિએ હલ કરવાનો છે આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને આદિવાસી-ઓમાં શિક્ષણ વિકસાવવા પર કમિશન સૌથી વધુ ભાર મૂકે છે

શિક્ષણની મુખ્ય જવાબદારી રાજ્ય સરકારની છે, અને ઉચ્ચ શિક્ષણ, સશોધન, વૈજ્ઞાનિક અને ટેક્નિક્લ શિક્ષણને લગતી જુદી જુદા રાજ્યોમા મળતી સગવડો સાંકળવાની અને એને લગતાં ધોરણો નક્કી કરવાની જવાબદારી કેન્દ્ર સરકારની છે આ બાબત બિન-આદિવાસી બાળકોની જેમ આદિવાસી બાળકો પ્રત્યેની કાળજી રાજ્યના શિક્ષણ ખાતાએ રાખવી જોઈએ એવો મત કમિશન ધરાવે છે આ અંગેનો વિચાર કરવામા કેન્દ્રનુ ગૃહખાતું જોગ્રય એ બરાબર છે એમ જણાવી કમિશન ભલામણ કરે છે કે, આ પ્રશ્નનો અભ્યાસ કરવા અને આદિ-વાસીઓમાં શિક્ષણને લગતી પાયાની નીતિ તથા અભ્યાસક્રમની વિગતો ઘડી કાઢવા એક બોર્ડ યા સમિતિની નિમણૂક કરવી

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ

આદિવાસી વિસ્તારોમાં બધે જ શિક્ષણ અંગે એક પદ્ધતિ હોય, નીતિ ઘડનાર એક સંસ્થા હોય અને નીતિ અમલમાં મૂકનાર એક સસ્થા હોય એ જરૂરી છે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની જવાબદારી રાજ્ય સરકારની છે અને રાજ્ય સરકારે આ અંગેની બધી જ જવાબ-દારી ઉપાડવી જોઈએ શાળાઓને માન્ય રાખતી વખતે અને ગ્રાંટ આપતી વખતે રાજ્યસરકારે જોવું કે આવી શાળાઓ શિક્ષકો રાખતી વખતે કે વિદ્યાર્થીઓને દાખલ કરતી વખતે નાત, જાત કે ધર્મનો ભેદભાવ રાખતી નથી

આદિવાસી ગામો પ્રમાણમા નાનાં અને છૂટાછવાયા ઘરોવાળાં હોય છે એટલે ત્યાં શાળાઓ કે છાત્રાલયો કરવાનું મુશ્કેલ તો છે જ છતાં જ્યાં એક જ સ્થળે ૩૦થી વધારે બાળકો (શાળામાં જઈ શકે એટલી વયનાં) ભેગા થઈ શકે ત્યાં શાળા શરૂ કરવી, અને તે એક માઈલથી વધારે અંતરે ન હોવી જોઈએ કોઈ સજોગોમાં બે માઈલથી વધારે ચાલીને શાળામાં જવુ પડે એમ હોય તો ત્યા શાળા સાથે છાત્રાલય પણ રાખવું

વેકેશન અને રજાઓ ખેતી તથા જંગલનાં કામો અને તે વિસ્તારના તહેવારોને અનુકૂળ રાખીને યોજવાં જોઈએ. લોકોની જરૂરિયાત ધ્યાનમાં લઈને શાળાનું સમયપત્રક ઘડવું.

હુન્નરી અને ટૅક્નિકલ તાલીમ પર ભાર મૂકવો અને આશ્રમશાળા જેવી શાળાઓ સ્થાપવા ઉત્તેજન આપવું. ચિત્રકળા અને નૃત્યકળા અભ્યાસક્રમના ભાગરૂપે લેખવાં કે જેથી આદિવાસીઓની સર્જનશક્તિ શાળાની પ્રવૃત્તિઓ દ્વારા સંતોષાય. લોકગીતો, લોકકથા અને ઉખાણાં પ્રત્યે ઉપેક્ષા ન રાખવી. આદિવાસી રમતો અને ધનુર્વિદ્યા તેમ જ આદિવાસી ગીત સંગીતના કાર્યક્રમો અભ્યાસક્રમના એક ભાગરૂપે યોજવા.

પ્રાથમિક શિક્ષણ પૂરું થાય પછી આગળ અભ્યાસ થઈ શકે માટે રાત્રીશાળાઓની પણ સગવડ કરવી. ચાલુ શાળા, બુનિયાદી શાળા અને બીજા પ્રકારની શાળાઓ વચ્ચે ઓછામાં ઓછો ભેદ રાખવો. અમુક જ પ્રકારની શાળામાં ગયો છે માટે ઉચ્ચ કક્ષાએ પ્રવેશ મેળવવામાં આદિવાસી વિદ્યાર્થીને ક્યારે પણ મુશ્કેલી ન પડવી જોઈએ

પ્રાથમિક શાળાની સાધનસામગ્રીમાં હમેશાં સુધારાવધારા કરતા રહેવું જોઈએ. ઘરના જેવું વાતાવરણ ખડું કરી શકાય એ દૃષ્ટિએ વર્ગોમાં તે વિસ્તારનાં પશુ પંખીઓ અને વનસ્પતિનાં ચિત્રો ટાંગવાં જોઈએ શાળાનાં મકાન અને બાંધણી આદિવાસી ઢબનાં હોવાં જોઈએ. વર્ગમાં મોકળાશ અને આનંદનું વાતાવરણ જળવાય તે જોવું. વિદ્યાર્થીઓને મોટર મિકેનિક્સ, મોટર ડ્રાઈવિંગ, ઈરિગેશન પપનું ફિટિંગ વગેરે જેવાં કામોની તાલીમ આપવા શાળામાં એક વર્કશોપ પણ રાખવી

**માધ્યમ અને પાઠ્યપુસ્તકો**

શાળાઓમાં શિક્ષણના માધ્યમ અંગે કમિશનનો મત એવો છે કે, આદિવાસી છોકરાઓ અને છોકરીઓ પાઠો સમજી શકે માટે પહેલાં બે વર્ષોમાં પાઠો આદિવાસી બોલીમાં જ મોઢેથી શીખવવા. શિક્ષકોએ, આથી, આદિવાસી ભાષા શીખી લેવી અનિવાર્ય બને છે ત્રીજા વર્ષથી પાઠો પ્રાદેશિક ભાષામાં શીખવી શકાય. આદિવાસી ભાષામાં પાઠ્ય પુસ્તકો તૈયાર થઈ ન શકે એ દલીલ બરાબર નથી. ખરી જરૂર એકાદ નાનકડા આદિવાસી જૂથની બોલીમાં નહીં, પણ મોટા ભાગના આદિવાસીઓ

બોલતા હોય તે બહુ વપરાશની આદિવાસી ભાષામા પાઠય પુસ્તકો તૈયાર કરવાની છે

પાઠય પુસ્તકોનો પ્રશ્ન બે રીતે તપાસવો જોઈએ લિપિ અને વિષય રાજ્યમા વપરાતા સામાન્ય પાઠય પુસ્તકો જ આદિવાસી બાળકો વાચવાના છે આ પાઠય પુસ્તકોમા આદિવાસી જીવન, લોકસાહિત્ય, ગીતો અને ગાથા સમાવી લેવામા આવે તથા સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્રોમા મહત્ત્વનો ભાગ ભજવનાર વ્યક્તિઓના જીવનનો પરિચય કરાવવામા આવે તે જરૂરી છે આ બધા વિષયોને પાઠય પુસ્તકોમા વણી લેવા જોઈએ લિપિ દેવનાગરી કે પ્રાદેશિક ભાષા બેમાથી ગમે તે વાપરી શકાય

કમિશને આદિવાસી શિક્ષણને લગતી ઉપરની બે મહત્ત્વની બાબતો ઉપરાત બીજી પણ કેટલીક બાબતોની ચર્ચા કરી નીચે મુજબની ભલામણો કરી છે

૧ આદિવાસી બાળકોને બપોરનો નાસ્તો, કપડા, ગજવા ખર્ચ માટે થોડી રકમ (દા ત છોકરીઓને દર મહિને રૂપિયા બે) ઉપરાત, પાઠય પુસ્તકો તથા પાટીપેન જેવી લખાણની સામગ્રી મફત મળે એની પૂરતી જોગવાઈ કરવી આથી પૂરતી સખ્યામા આદિવાસી છોકરાઓ તથા છોકરીઓ શાળામા આવવા આકર્ષાશે

૨ કોઈ પણ વિસ્તારમા પહેલી પચવર્ષીય યોજનાની સમાપ્તિ કરતા શિક્ષણની પ્રગતિ નીચી હોય ત્યા શિષ્યવૃત્તિઓની સખ્યા વધારવી શિષ્યવૃત્તિઓ વિદ્યાર્થીને સમયસર મળી રહે માટે શિક્ષકોના પગારની સાથે જ મોકલવી

૩ આદિવાસી વિસ્તારોમાંના શિક્ષકોને આદિવાસી જીવન અને સસ્કૃતિ વિષે પૂરુ જ્ઞાન હોવુ જોઈએ શિક્ષકોને રહેવા માટેની સગવડ ઉપરાંત તે વિસ્તારમા લાબો વખત નોકરી ચાલુ રાખે એ હેતુસર પ્રોત્સાહન રૂપે પણ વધારામા કઈક મળવુ જોઈએ

૪ ખરી રીતે આદિવાસી વિસ્તારોમા ૨૦ વર્ષ સુધી કામ કરે એવા શિક્ષકોનુ એક કાયમી દળ તૈયાર કરવું જોઈએ વિસ્તાર વિકસે,

વાહનવ્યવહાર વધે અને પરિસ્થિતિ સુધરીને સામાન્ય કક્ષાએ પહોંચે એટલે આ દળ વિખેરી નાંખવું.

૫. આદિવાસી છોકરા છોકરીઓ ૭મું અને ૮મું ધોરણ પસાર કરે પછી એમને શિક્ષણકાર્યની તાલીમ આપવી, અને આદિવાસી વિસ્તારોની શાળાઓમાં મૂકવાં. શિક્ષકોની તાલીમ બાબતના નિયમોમાં ફેરફાર કરવો પડે તે કરીને પણ ટૂંકી મુદતનો અભ્યાસ-ક્રમ દાખલ કરવો. આ બાબત આંધ્રપ્રદેશની શિક્ષક તાલીમ કેન્દ્રની યોજના અનુસરવા જેવી છે. આ યોજના અનુસાર ગામડાની શાળામાં ૪ ધોરણ સુધી ભણેલા ઉમેદવારોને આ કેન્દ્રમાં એક વર્ષની ખાસ તાલીમ આપવામાં આવે છે. તાલીમ દરમ્યાન રૂ. ૨૦ની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે અને સફળ ઉમેદવારોને ગામડાંમાં શિક્ષકો તરીકે નીમવામાં આવે છે.

૬. જે શિક્ષક વચ્ચેથી શાળા છોડી જાય તેની સામે શિસ્તભંગનાં પગલાં લેવાની જોગવાઈ કરવી, અને શિક્ષકો સાથે સીધો સંપર્ક જળવાઈ રહે એ માટે એમને ઘટક અથવા પ્રોજેક્ટ અધિકારીના સીધા વહીવટી નિયંત્રણ હેઠળ મૂકવા.

૭ પ્રાથમિક શિક્ષણ ફરજિયાત બનાવતા પહેલાં જોવું કે એ માટેની પૂરતી લાયકાતવાળા અને આદિવાસી બોલી જાણતા અનુભવી શિક્ષકો મળી શકે એમ છે કે કેમ. વળી ઉપર ગણાવેલી સગવડો ઉપરાંત જરૂરી પાઠ્ય પુસ્તકો પણ એમને મળી રહેવાં જોઈએ. આદિવાસી વિસ્તારોમાં જો ફરજિયાત શિક્ષણ દાખલ કરવાનુ હશે તો બપોરનો નાસ્તો, પાઠય પુસ્તકો તથા લખવાનાં સાધનો મફત પૂરાં પાડવાં જોઈશે. વળી આ માટે વ્યાપક પ્રચાર પણ કરવો પડશે.

૮. માધ્યમિક અને કૉલેજના ઉચ્ચ શિક્ષણ માટેની સંસ્થાઓમાં દાખલ થતી વખતે આપવી પડતી કસોટી પરીક્ષા માટે આદિવાસી વિદ્યાર્થી-ઓને અગાઉથી તાલીમ આપી દેવી જોઈએ, જેથી એમને દાખલ થવામા ખાસ મુશ્કેલી ન પડે. એમની ઓછામા ઓછી શૈક્ષણિક લાયકાત પણ પ્રવેશ આપતી વખતે ગણતરીમા લેવી જોઈએ.

૯. આદિવાસી વિસ્તારોમા વાહનવ્યવહારની અગવડ અને બધી આદિવાસી બોલીઓને આવરી લેવા જેટલી નાણાકીય સગવડ ન હોવાને કારણે દૃશ્ય શ્રાવ્ય સાધનો વડે શિક્ષણ આપવાનું શક્ય નથી આથી મૂક દૃશ્ય સાધનો (ચાર્ટ કે નકશાઓ)ની તથા મૌખિક રીતે સ્થાનિક બોલીની મદદથી વિષયો શીખવવાની શરૂઆત કરવી

૧૦ ઘણા આદિવાસીઓ અને ખાન કરીને ભટકતી જાતિઓ શિક્ષણની શી જરૂર છે એવો પ્રશ્ન ઉઠાવે છે તો આવા લોકોને સમજાવવા પટાવવા સરકાર મફત નાસ્તો, કપડા વગેરે જેવી સગવડો પૂરી પાડવા ઉપરાંત વ્યક્તિગત સમજાવટનો માર્ગ પણ અખત્યાર કરવો

## (૧૯) આરોગ્ય

આદિવાસીઓ મોટે ભાગે પીવાના પાણીમાથી થતા રોગોથી પીડાતા હોય છે આદિવાસી વિસ્તારોમા પીવાનું પાણી મેળવવાનું બહુ જ મુશ્કેલ છે કેટલેક ઠેકાણે તો બે ત્રણ માઈલ ચાલીને પાણી લાવવું પડતુ હોય છે, તથા તે ખરીદવું પડતું હોય છે પૂના, ધુલીઆ, નાશિક જેવા સ્થળોએ તો ડુગર ઊતરીને લાવવું પડતુ હોય છે જે પાણી મળે છે તે પણ ગદુ અને ચેપીનું હોય છે પરિણામે આદિવાસીઓમા આતરડાના તથા ચામડીના અનેક રોગો થાય છે, જ્યારે સંગ્રહણી, મરડો, કૉલેરા, વાળા, કૃમિ જેવા અનેક રોગો સામાન્ય થઈ પડયા છે આ ઉપરાંત કેટલાક પ્રદેશોમાં ચાંદી, ક્ષય, રક્તપિત્ત, પાડુ, બળિયા જેવા રોગો પણ વધારે પ્રમાણમાં જોવા મળે છે

પહેલી બે પચવર્ષીય યોજનાઓ દરમ્યાન આરોગ્ય અને તબીબી સારવાર અંગેની સગવડો વધારવા રાજ્ય સરકારોએ ઘણા પ્રયાસો કર્યા છે છતાં આ પ્રયાસોને ધારી સફળતા નથી મળી તે માટે ચાર મુખ્ય કારણો જવાબદાર છે.

(૧) આ પ્રશ્ન ઉકેલવા સાચો માર્ગ અપનાવવાની જરૂર, (૨) આ કામ કરનાર યોગ્ય માણસો મેળવવામા મુશ્કેલી, (૩) વાહનવ્યવહારની મુશ્કેલી, (૪) દવાઓ પૂરી પાડવાના નિયમો

આ ઉપરાંત સૌથી મોટી મુશ્કેલી આદિવાસીઓને ભૂવાઓ તથા જંગલી ઔષધિઓ છોડીને આધુનિક દવાઓ તથા તબીબી સારવાર લેવા માટે સમજાવવા અંગેની છે. તબીબી સ્ટાફ જો આદિવાસીઓની ઘરગથ્થુ દવાઓ અને ભૂવા મારફતની સારવાર પ્રત્યે સમજભર્યું વલણ દાખવે, અને સ્વપ્નાં વગેરેની આરોગ્ય પર થતી અસર તથા બીજી એવી આદિવાસીઓની અનેક માન્યતાઓ પ્રત્યે સહાનુભૂતિથી જુએ તો ધીમે ધીમે લોકોનો વિશ્વાસ સંપાદન કરવામાં સફળતા મેળવી શકે. જોકે, આદિવાસી વિસ્તારોમાં દાક્તરોને અનેક હરકતોનો સામનો કરી કામ કરવું પડતું હોય છે. એમનું કામ સરળ અને વ્યાપક બનાવવા માટે ચાલુ નિયમો સાદા બનાવવા જોઈએ, અને બહારથી દવા મંગાવવાની લાંબીચોડી વિધિમાં ઊતરવાની પદ્ધતિમાં પણ ફેરફાર કરવો જોઈએ.

આદિવાસી વિસ્તારો માટે બીજી એક મુશ્કેલી લાયકાતવાળા દાક્તરો તથા તાલીમ પામેલી નર્સો મેળવવા અંગેની છે. આ વિસ્તારોમાં આ કામ માટે આવનારાઓને ઘર, પોતાનાં બાળકો માટેનું શિક્ષણ, બજારની દુવિધા સાથેનો સંપર્ક અને એવી અનેક બાબતો અંગે ભારે મુશ્કેલીઓ વેઠવી પડતી હોય છે. એથી, કોઈ ત્યાં જવા તૈયાર નથી હોતું. આ પ્રશ્નને આથી બે રીતે તપાસવો જોઈએ. આદિવાસી વિસ્તારોમાં કામ કરવા મુકાયેલા માણસો પ્રત્યે સહાનુભૂતિ રાખવી અને તેમનામાં સ્થાનિક લોકો અને પ્રશ્નો અંગે હમદર્દી જાગૃત કરવી આ પ્રશ્નના ઉકેલમાં એક બે વસ્તુ થઈ શકે; રજાના અને નોકરીના નિયમો હળવા કરવા. વીસ વર્ષ સુધી કામ કરી શકે એવું એક દાક્તરોનું દળ ઊભું કરવું. વળી તળપ્રદેશમાં કામ કરતા દાક્તરોને જે પગારે રોકવામાં આવે છે તે પગારથી કોઈ પણ દાક્તર આદિવાસી વિસ્તારોમાં જવા રાજી ન થાય. માટે એમાં ફેરફાર કરવો.

આ બધી મુશ્કેલીઓ ધ્યાનમા લેતાં કમિશનની ભલામણો એવી છે કે:

૧. સ્થાનિક લોકોને તાલીમ આપવી જોઈએ એવી સ્થિતિ ઊભી થવી જોઈએ કે ત્યાંની હૉસ્પિટલમાં સ્થાનિક લોકોને રોકી શકાય. પણ આમ થતાં ઓછામાં ઓછા વીસ વર્ષ લાગશે. આ કામ માટે આદિવાસીઓ અને બિન આદિવાસીઓ વચ્ચે પગાર તથા નોકરીના નિયમો

બાબત કશો ફેર ન હોવો જોઈએ અને મુશ્કેલ વિસ્તારને ધ્યાનમા લઈ આ અંગે ખાસ સગવડો અને રાહત આપવી જોઈએ

૨ મોટા વિસ્તારમાં અને મોટા ભાગના લોકોને પહોંચી વળાય એ માટે ફરતાં દવાખાનાં અને આરોગ્યકેન્દ્રો વધારે સંખ્યામાં રાખવા. આમા ડી ડી ટી છાટવાની, મચ્છર મારવાની ઝુબેશ ઉપાડવાની, મેલેરિયા જેવા રોગચાળાને અટકાવવાની અને એવી બીજી અનેક રીતે જતુનિરોધક જોગવાઈઓ તેમ જ બાળકોને શીતળા ટાકવાની દૂધ આપવાની અને વિટામિનો આપવાની, તથા સગર્ભા સ્ત્રીઓને તત્કાળ જોઈતી રાહતો આપવાની સગવડો હોવી જોઈએ

૩ આ ફરતા સારવાર કેન્દ્રો પ્રોજેક્ટર ફિલ્મ અને અન્ય સાહિત્ય દ્વારા પ્રચારકાર્ય કરે એટલું જ નહીં પણ આયુર્વેદિક, એલોપથિક અને હોમિયોપથિક દવાઓ પણ રાખે. ટૂંકમા આવા કેન્દ્રો બહુલક્ષી હોવાં જોઈએ

૪ પૂરતી સખ્યામા દાક્તરો મેળવવાની મુશ્કેલી હોઈ વૈદોને પણ આ કામ માટે રોકવા વળી, આદિવાસીઓ તો દેશી ઔષધિઓના ઉપયોગથી વધુ ટેવાયેલા હોય છે

૫ પચાયતો, પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, છાત્રાલયો અને યુવાગૃહોમા દરેક સ્થળે પ્રાથમિક સારવારની અને બીજી કેટલીક ઉપયોગી દવાઓની એક પેટી મૂકવી અને પેટીમા દવાઓ ખાલી થતી જાય તેમ તે ભરતા રહેવુ

૬ આરોગ્ય અંગે શિક્ષણપ્રચાર કરવા દૃશ્ય શ્રાવ્ય સાધનોનો ઉપયોગ વધારવો

## પીવાના પાણીનો પ્રશ્ન

પીવાના પાણીના પ્રશ્ન અંગે સમાજકલ્યાણની એક અભ્યાસ સમિતિએ નીચેની જે ભલામણો કરી છે તેનું કમિશન સમર્થન કરે છે

૧ દરેક ગામને કૂવાઓ અને પીવાના પાણીની બીજી સગવડો મળી રહે તે અંગેનો એક કાર્યક્રમ હાથ ધરવો વસતિ અને અતરના ધોરણે કાર્યક્રમને અગ્રિમતા અપાય અને તબક્કાવાર તે અમલમા

મુકાય. પોતાના ઘરથી પાણી લેવા ચાર ફર્લાંગ કરતાં વધારે દૂર ન જવું પડે એવી સગવડ કરવાનું ધ્યેય રાખવું.

૨. કૂવાઓ ચોખ્ખા રાખવામાં આવે અને એનાં સમારકામ જેવી બાબત કાળજી લેવામાં આવે.

૩. આ કાર્યક્રમ માટે લોકોના ફાળા માટે આગ્રહ ન રાખવો.

૪. ડુંગરોમાં ઝરણ કે સારણ જેવા પાણીના વહેળાઓને પાઈપ જોડીને પીવાનું પાણી પૂરું પાડવું.

પ્રસૂતિ સારવાર અને બાળકલ્યાણ

કમિશનની ભલામણ છે કે :

૧. પ્રસૂતિ સારવાર અને બાળકલ્યાણ કેન્દ્રો સ્થાપવાનો વ્યવસ્થિત કાર્યક્રમ હાથ ધરાવો જોઈએ. 'દાયણો'ને, ખાસ કરીને આદિવાસી સ્રીઓને જ, આ કામ અંગેની ખાસ તાલીમ આપવી.

૨. દરેક પંચાયતમાં પ્રસૂતિકેન્દ્ર હોવું જોઈએ અને એમાં સગર્ભા સ્રીઓની સંભાળ, બાળઉછેર તથા સામાન્ય તંદુરસ્તી માટેના પ્રચાર-ની વ્યવસ્થા પણ રાખવી જોઈએ.

દારૂબંધી

આદિવાસીઓમાં અનેક પ્રસંગોએ અને એમ ને એમ પણ દારૂ પીવાનો હોય છે. વેચાતો ન મળતો હોય તો ઘરોમાં પણ ગાળવામાં આવે છે. ગુજરાત અને મહારાષ્ટ્ર કે જ્યાં દારૂબંધી દાખલ થઈ છે ત્યાં આદિવાસીઓને સરવાળે ઘણો લાભ થયો છે, એવો મત પ્રદર્શિત કરી કમિશને આ પ્રશ્ન પર નીચે જણાવ્યા મુજબની કેટલીક ઉપયોગી ભલામણો કરી છે :

૧. ચોરીછૂપીથી દારૂ આવતો રોકવા કડક હાથે કામ લેવું અને દારૂની દાણચોરીના વેપાર સામે કાયદાભંગના ગુનાસર કામ ચલાવવું.

૨. ગેરકાયદે ગળાતા દારૂનાં વેચાણ અને ઉપયોગ સત્વરે બંધ કરવા, અને આ માટેના ગુનેગારોને સખત સજા કરવી. ગુજરીમાં કે અઠવાડિક બજારોમાં આ પ્રકારના દારૂના વેચાણ માટેના પરવાના આપવાનું તત્કાળ બંધ કરવું.

૩ ચોખામાંથી કે એવી બીજી કોઈ ચીજમાંથી તૈયાર કરાતાં માદક પીણાં લેવાની આદિવાસીઓની ટેવ વિષે કમિશનનો મત એવો છે કે, આ ટેવ છોડાવવા બીજી કોઈ દરમ્યાનગીરી હાલપૂરતી ન કરવી અને ચોખાનો બીજો કોઈ સારો ઉપયોગ થઈ શકે એમ છે એવું સમજાવવા શિક્ષણ અને પ્રચારનો આશરો લેવો

મધ્યપ્રદેશ અને બીજા એક બે રાજ્યોને તેમની દારૂ અંગેની નીતિ ઉપરના મુદ્દાઓને અનુલક્ષી ફરી વિચારી જવાની કમિશને ભલામણ કરી છે

## (૨૦) ઘરોનો પ્રશ્ન

આદિવાસી વિસ્તારોની આબોહવા, એમાં વસતા લોકોની આર્થિક સ્થિતિ અને એમનાં ઘરોની રચના આ બધું એટલું બધું ભિન્ન છે કે એમના વસવાટનો પ્રશ્ન ઘણો જટિલ દેખાય છે ઘણી મોટી સંખ્યામા આદિવાસી લોકો લગભગ આદર્શ કહી શકાય એવી કુદરતી આબોહવામા રહે છે, પરતુ ભારત એક વિશાળ દેશ છે અને બધા વિસ્તારો એટલા ભાગ્યશાળી નથી

વળી, આદિવાસીઓની આર્થિક સ્થિતિ, તેમનાં ઘરો વિષેની તેમની માગના અને ઘરો બાંધવામાં ખર્ચાતી તેમની શક્તિ—આ બધામાં પણ ભૌગોલિક સ્થિતિ જેટલો જ તફાવત હોય છે ઘણીયે આદિવાસી ઘરો સુંદર રીતે બાંધેલા હોય છે અને તેમનુ સ્થાપત્ય અને તેમની યોજના તેમના પોતાનાં સુખસગવડની દૃષ્ટિએ સૈકાઓ દરમ્યાન વિકાસ પામેલા હોય છે આ ઘરોમાં પોતાના પ્રદેશમાં મળી શકતો માલસામાન વાપર્યો હોય છે, અને તેમા ઉપયોગિતા અને સૌંદર્ય બંને દૃષ્ટિ સાચવેલી હોય છે આદિવાસી ઘરો સુંદર હોય છે તે સાથે કેટલાંક આદિવાસી ગામો પણ સુંદર સ્થળોએ આવેલાં હોય છે આમ, આદિવાસીઓના ઘરોના સ્થાપત્યમાં અને ગામોના આયોજનમાં દૃષ્ટિ અને વિવિધતા બંને જોવા મળે છે

મોટા ભાગના આદિવાસીઓ સારું ઘર હોવા બદલ અભિમાન ધરાવે છે એથી ઊલટું, કેટલાક આદિવાસી એવા છે—સામાન્ય રીતે નાનાં

જૂથો—જેમને ઘર-ભાવના બિલકુલ છે જ નહીં, એમ લાગે. તેઓ કંગાળ ઝૂંપડાંઓમાં રહીને સંતોષ માને છે. આ ઝૂંપડાંમાં ગદકી હોય છે, અને તેમાં પૂરતાં બારીબારણાં પણ હોતાં નથી. ખાસ કરીને મેદાનોમાં રહેતા કેટલાક આદિવાસીઓ જમીનવિહોણા અને ઘરવિહોણા છે એમની દશા ભૂંડી હોય છે. તેઓની સ્થિતિ મોટા શહેરોમાં ફૂટપાથ ઉપર પડી રહેતા લોકો જેવી હોય છે અને ઘોલકાં(સ્લમ્સ)માં વસવાટ કરનાર લોકો કરતાં પણ તે વધુ ખરાબ સ્થિતિમા રહેતા હોય છે. તેઓ કુદરત, પોલીસ અને સ્થાનિક જમીનદારોની મહેરબાની ઉપર જીવે છે આ લોકોની એકમાત્ર જરૂરિયાત છાપરું બાધવા માટે ધરતીના તળ પર કઈ નહીં તો એક નાનો ખૂણો મળે એ હોય છે.

આ બધું જોતાં, ઘરો બાંધવાની ખર્ચાળ યોજનાઓ ઉપાડતા પહેલાં આ બાબતમાં વ્યાપક સંશોધન થવું જોઈએ, યોગ્ય લોકોને મદદ મળે, એમને જે ઘરો આપવામાં આવે તે સ્થાનિક આબોહવા અને ભૌગોલિક સંજોગોને અનુકૂળ હોય, અને જ્યાં શકય હોય ત્યા ઘરોની બાંધણી સૈકાઓના અનુભવથી વિકાસ પામેલી પદ્ધતિને અનુસરતી હોય—આ બધું ધ્યાનમાં લેવું જોઈએ. આને બદલે સામાન્ય રીતે બને છે એવુ કે જેણે સારું આદિવાસી ઘર કે ગામ કદી જોયું ન હોય તેવો રાજ્યના પાટનગરનો કોઈક સ્થપતિ મકાનોના પ્રકાર અંગે એક યોજના તૈયાર કરે છે, અને તે આપોઆપ આખા રાજ્યમા અનુસરાય છે પરિણામે નવાં ઘરો એવાં બને છે કે જે લોકોને બધી રીતે અગવડતાભર્યાં લાગે અને એમાં રહેવું ગમે નહીં

ઘરો બાંધી આપવાની આપણી યોજનાઓમાં બીજો ખતરો એ છે કે એનાથી દારિદ્ર વધવાનો સંભવ છે. વિકાસના નવા કાર્યક્રમોમા આ ખતરો મોટો છે. જે લોકો પહેલાં સ્વાશ્રયી હતા તે આજે સરકાર બધુ કરી આપે એવી અપેક્ષા રાખતા થતા જાય છે. તેઓ પહેલા પોતાની શાળાઓ પોતાની મેળે બાંધી લેતા. હવે તો જો સરકાર આગળ પડીને શાળા ન બાંધે તો તેઓ શિક્ષણ વિના ચલાવી લે એવી એમની વૃત્તિ થઈ ગઈ છે બાળકોને નિશાળે મોકલવાના બદલામા માબાપોને પણ પૈસા અપાય એવી અપેક્ષા તેઓ રાખે છે કેટલીક આદિવાસી જાતિઓ

એવી છે કે જાતે તસ્દી લઈને સારું ઘર બાંધવાને બદલે પોતે કંગાળ ખોરડાંમાંય પડી રહેવાનું વધારે પસંદ કરે છે.

આમ બે પ્રકારના આદિવાસીઓ જોવા મળે છે, જેમની રુચિ, સ્થિતિ, શક્તિ અને ભાવના વચ્ચે ઘણો ફરક છે. આ બધી દૃષ્ટિએ વિચાર કરી કમિશને સરકાર તરફથી શું કરવું જોઈએ તે અંગે નીચેની ભલામણો કરી છે:

૧. જે જંગલ વિસ્તારમાં લાકડું અને વાંસ પુષ્કળ પ્રમાણમાં મળી શકે તેમ હોય ત્યાં ઇમારતી સામાન લેવાની છૂટ આપવામાં ઉદાર બનવા જંગલખાતાને જો સમજાવી શકાય તો કોઈ પણ સામાન્ય આદિવાસી કુટુંબ (અલબત્ત ભૂમિહીન, વિધવા કે બીમાર સિવાય) સહેલાઈથી સારું ઘર બાંધી શકે. જો આટલું થાય તો જંગલવાસી લોકો વિશાળ, હવાઉજાસવાળા અને પાણી ચૂવે નહીં એવાં ઘરો બનાવવા મંડી પડે. તેમને માત્ર થોડું માર્ગદર્શન અને પ્રોત્સાહન આપવાનું રહે. પણ સરકારે ભારે ખર્ચમાં ઊતરવાની જરૂર પડે નહીં.

૨. ઘણાખરા આદિવાસી વિસ્તારોમાં મકાનોનું સ્થાપત્ય બદલવાની જરૂર નથી. બહુ બહુ તો એટલું થઈ શકે કે ધુમાડો કાઢવા અને હવા અંદર આવવા દેવા માટે નાની બારીઓ મૂકી શકાય, બેવડાં છાપરાં બનાવી શકાય અથવા જાળિયાં મૂકી શકાય; અને ઘરમાં સ્વચ્છતા સચવાય તેવી રીતે વધારે સગવડ કરી શકાય.

૩. સૌથી અગત્યનો મુદ્દો એ છે કે, જેમને ઘરોની ખરેખર જરૂર હોય તેમને જ ઘરો બાંધવાની યોજનાનો લાભ મળવો જોઈએ. ઘણી વાર એવું બન્યું છે કે આ કાર્યક્રમના લાભો શ્રીમંત આદિવાસીઓને મળ્યા છે. એમાંના કેટલાકને તો પહેલેથી ઘરો છે પણ ખરાં. તે સાથે જ જે ખરેખર ગરીબ છે તેમને આ લાભ મળ્યો નથી, કારણ કે તેઓ પોતાનો ફાળો પહેલેથી ભરી શકયા નથી.

૪. ઘણી વાર રાજય સરકારો મેદાનોમાં બનતાં ઘરો જેવાં ઘરો જંગલોમાં પણ બનાવે છે. તેને પરિણામે માલ-પરિવહન ખર્ચ, સમારકામ, કારીગરો અને ઇજનેરોની અછત જેવા તમામ પ્રકારના ગૂંચવાડા ઊભા થાય છે. મેદાનમાંથી આવેલા કર્મચારીઓ જંગલપ્રદેશના સંજોગો

જાણતા હોતા નથી. તેઓ આદિવાસીઓને એવાં ઘરો બનાવી આપે છે કે જે નથી તેમની રુચિને સંતોષતાં કે નથી તેમની સુખસગવડમાં ઉમેરો કરતાં. ઘણી વાર ઢોર, ડુક્કરો, મરઘાં વગેરે રાખવાની જગા અંગે નવાં ઘરોમાં કશો વિચાર થયો હોતો નથી.

૫. સામાન્ય આદિવાસી ઘરની એક ગંભીર ખામી એ હોય છે કે તેમાં હવાઉજાસ માટે પૂરતી સગવડ હોતી નથી. આ બાબતમાં જો એકદમ વધારેપડતા સુધારા કરવાનો આગ્રહ છોડી દેવામાં આવે તો હવાઉજાસની સગવડો દાખલ કરવાની યોજના સફળ થવા વધારે સંભવ છે. શરૂઆતમાં કમાડવાળી નાની બારીઓ લોકોને વધારે ગમશે, અથવા તો "બેવડા છાપરા"ની પદ્ધતિ વધારે સફળ થાય.

૬. આદિવાસીઓનાં ઘરો નથી બંધાતાં એનું એક મોટું કારણ એ છે કે, જંગલખાતું ઇમારતી લાકડાના વાપર ઉપર કડક નિયંત્રણો લાદવાની વૃત્તિ રાખે છે. આદિવાસીને ઘર બાંધવા જે લાકડું જોઈએ તેને માટે જંગલખાતાના અધિકારી પાસેથી પરમિટ મેળવવાનું એને ઘણું મુશ્કેલ પડે છે. આમાં ઘણો વિલંબ થાય છે અને કાયમ મૂંઝવણ અનુભવવી પડે છે, કેમકે પરમિટ મેળવવા માટે એને જંગલખાતાની કચેરીએ દૂર દૂર સુધી ધક્કા ખાવા પડે છે. એટલે દરેક આદિવાસી કુટુંબ ઘર બાંધવા માટે જરૂરી સામાન સહેલાઈથી મેળવી શકે તે માટે નિયમો ઘણા હળવા બનાવવા જોઈએ.

૭. બધા લોકોને ઘરોની સગવડ આપવા જતાં ખર્ચો ઘણો વધી જશે અને જેને પહેલી જરૂર હોય એવા કાર્યક્રમોમાંથી નાણાં અને ધ્યાન બીજી દિશામાં વળશે; માટે એમ કરવાને બદલે, ઘરો બાંધવા માટે જે મર્યાદિત નાણાં મળી શકે તેમ હોય તે જેમને ખરેખર ઘરોની જરૂર હોય તેમને માટે જ વાપરવાં જોઈએ. બાકીનાને માટે એમનાં ચાલુ ઘરો સુધારવાના કામમાં નાણાં વાપરવાં. ઘરો સુધારવાના કામમાં લોકોને સમજાવવાથી અને પ્રચાર કરવાથી ઘણું થઈ શકે અને નાણાંનો ઉપયોગ બારીઓ, મોરીઓ અને આરોગ્યની અન્ય સગવડો આપવા જેવા સુધારા કરવામાં થઈ શકે. આમ કરવાથી ઘરો બાંધવાના કાર્યક્રમના લાભો ઘણા વધારે લોકોને આપી શકાશે.

૮. વસાહતની યોજના લોકોને રોજગારી આપી શકાશે એની ખાતરી થાય પછી જ હાથ ધરવી, અને વસાહત કરવા સાથે જમીન અને સિંચાઈની સગવડ આપવાની શકયતાઓ વિચારી જોવી. વસાહત કરતાં પહેલાં આદિવાસીઓની સલાહ લેવી અને આ બાબત નાહકની ઉતાવળ ન કરવી. વસાહતમાં સ્વચ્છતા, રમવાનાં મેદાનો જેવી સગવડો રાખવી.

૯. ઘરો બાંધવા સાથે કૂવાઓ અને શાળાઓ બાંધવાનું પણ એટલું જ જરૂરી છે. પીવાના પાણીની સગવડ કરવા સાથે ગંદા પાણીના નિકાલની વ્યવસ્થા કરવી.

૧૦. દરેક ગામમાં અનાજભંડાર હશે તો ઘરમાં દાણા, ઘાસચારો, ઢોર અને માણસો ભેગાં થવાથી થતી સંકડાશ અને ગિરદી ઓછાં થશે. નિર્ધૂમ ચૂલાઓ કરવાથી ઘણા વિસ્તારોમાં જ્યાં શિયાળામાં દિવસોમાં ચારથી પાંચ મહિના ઘરની અંદર ભરાઈ રહેવું પડે છે તથા અગ્નિ કાયમ સળગતો રાખવો પડે છે ત્યાં ઘણી રાહત થશે.

## (૨૧) માર્ગવ્યવહારનાં સાધનો

આદિવાસી વિસ્તારોમાં માર્ગવ્યવહારનાં સાધનોનો આદિવાસીઓની જરૂરિયાતોની દૃષ્ટિએ અને આદિવાસી વિસ્તારોના સમગ્ર વિકાસની દૃષ્ટિએ વિચાર થવો જોઈએ.

સંભવ છે કે માર્ગવ્યવહારનાં સાધનો હંમેશાં લાભદાયી ન નીવડે. દાખલા તરીકે, એનાથી શોષકો અને અન્ય પ્રકારનાં હાનિકારક તત્ત્વોને આદિવાસી વિસ્તારોમાં દાખલ થવાને સગવડ થાય, અને ત્યાં સુધી આદિવાસીઓ પોતાનાં હિતો સાચવી શકે એટલા જાગ્રત ન થયા હોય. આ વાત સાચી છે. પરંતુ જોખમો કરતાં લાભ વધારે છે. બનાવો ઝડપથી બની રહ્યા છે. સરહદનું રક્ષણ, ઉદ્યોગીકરણ, ખાણો અને દરેક પ્રકારના વિકાસની જરૂરિયાતોનું દબાણ વધી રહ્યું છે.

### માર્ગવ્યવહારના વિકાસ માટે અગ્રતાક્રમ

આદિવાસી વિસ્તારોમાં માર્ગવ્યવહારના પ્રશ્નોને પાંચ દૃષ્ટિએ વિચારી શકાય :

૧. રાષ્ટ્રીય જરૂરિયાતો અને સંરક્ષણ માટે અનિવાર્ય હોય એવા રસ્તા અને વ્યવહારનાં અન્ય સાધનો;

૨. ઔદ્યોગિક વિકાસ માટે અનિવાર્ય એવા રસ્તા અને વ્યવહારનાં અન્ય સાધનો;

૩. રાજ્યવહીવટ માટે જરૂરી એવા રસ્તા અને વ્યવહારનાં અન્ય સાધનો;

૪. વાણિજ્ય અને વેપારની દૃષ્ટિએ જરૂરી રસ્તા અને વ્યવહારનાં અન્ય સાધનો; અને

૫. આદિવાસીઓને માટે જરૂરી રસ્તા અને વ્યવહારનાં અન્ય સાધનો.

કમિશનનો અભિપ્રાય એવો છે કે ઉપર ગણાવેલા પાંચ મુદ્દા પૈકી (૧) અને (૫)ને પ્રથમ અગ્રતા આપવી એ સાચો રાહ છે; બીજી અગ્રતા (૨) અને (૩)ને આપવી, અને મુદ્દા (૪)ની બાબતમાં વાણિજ્ય અને વેપાર સંબંધી ઉપલબ્ધ માહિતીઓ તથા આ રસ્તા થવાથી આદિવાસી વસતિને શો ફાયદો થશે તેનો ઝીણવટથી અભ્યાસ કર્યા પછી જ નિર્ણય કરવો.

આયોજન

સામાન્ય રીતે આદિવાસીને પોતાનું ગામ જંગલ સાથે અથવા અઠવાડિક હાટ સાથે અથવા એનાં બાળકોની શાળા સાથે જોડાય એ વધારે ગમે. આ રસ્તાઓ એવી રીતે યોજવા જોઈએ કે, તે આખું વર્ષ ઉપયોગમાં લઈ શકાય અથવા પ્રસંગ આવે ત્યારે અથવા નાણાંની સગવડ હોય ત્યારે ગાડા અને જીપગાડી લઈ જવા માટે પહોળા કરી શકાય. એ જ રીતે, જો કોઈ ગામને ઇસ્પિતાલ કે દવાખાના સાથે જોડી શકાય, તો તે પણ ઉપયોગી નીવડે. જો આ પ્રમાણે અગ્રતાક્રમ નક્કી કરવામા આવશે તો માર્ગવ્યવહારની બાબતમાં આદિવાસીઓનાં હિતોને છેલ્લું સ્થાન અપાય છે એવી કોઈ લાગણીને અવકાશ રહેશે નહિ સરકારે રસ્તાઓનો કાર્યક્રમ એવી રીતનો યોજવો જોઈએ કે જેથી આદિવાસીઓની જરૂરિયાતો સંતોષાય. આવા રસ્તાઓને પ્રથમ અગ્રતા આપવી જોઈએ. તે અપાઈ નથી.

આમાંના મોટા ભાગના રસ્તા બહુ ખર્ચાળ ન થવા જોઈએ. આ રસ્તાઓનો લાભ વધારેમાં વધારે લોકોને મળે તે માટે, અલબત્ત, કાળજીપૂર્વક આયોજન કરવું પડશે, અને આ આયોજન પ્રવર્તમાન સંજોગો ધ્યાનમાં લઈ કરવું પડશે. આદિવાસીઓની રસ્તાઓ માટેની જરૂરિયાતોનો પ્રદેશવાર કાળજીપૂર્વક અભ્યાસ થવો જોઈએ ઘટક અધિકારીઓ, લોકોની જરૂરિયાતો સંતોષવા કરતાં દેખાવની દૃષ્ટિએ વધારે વિચારતા જણાય છે. એટલે અગ્રતાક્રમ નક્કી કરવા માટે, એક નિયમ તરીકે, સ્થાનિક લોકોની સલાહ લેવી જોઈએ.

શરૂઆતમાં આપણે પગરસ્તા, અથવા ઘોડામાર્ગ બનાવી શકીએ. પરંતુ તે એવી રીતે બનાવવા જોઈએ કે જ્યારે આ રસ્તાઓને ગાર્ય, જીપગાડીઓ અને ટ્રકોના ઉપયોગ માટે પહોળા કરવામાં આવે ત્યારે એનાં બધાં સાધનો—પથરા, તળિયું, માટીકામ, અને નાળાં—એ પહોળાઈને માફક આવે, અને તેમાં ઉપયોગી નીવડે. ખરું જોતા ઘોડામાર્ગ અથવા પગરસ્તા એવી રીતે યોજવા જોઈએ કે તેનો ક્રમિક વિકાસ થઈ શકે.

અંતમાં, આ કામ બનતાં સુધી ફુરસદની ઋતુમાં આદિવાસીઓ નવરા હોય ત્યારે—ઉપાડવું જોઈએ. અહીં ફરી ફરીને ભારપૂર્વક કહેવું જોઈએ કે તમામ કામો—પછી તે જંગલોમાં હોય, કે જાહેર બાંધકામ ખાતામાં હોય, કે સામાજિક વિકાસ વિભાગમાં હોય—એવી રીતે ગોઠવવાં જોઈએ કે જેથી કરીને આદિવાસીઓને આખું વર્ષ ખેતરોમાં કે રસ્તાઓનાં કામમાં કે જંગલોમાં સતત કામ મળ્યા કરે.

કેટલાક વિસ્તારોના વિશિષ્ટ પ્રશ્નો

કેટલાક વિશિષ્ટ પ્રશ્નો છે, જેનો રાષ્ટ્રીય ભૂમિકાએ વિચાર થવાની જરૂર છે. આવો એક પ્રશ્ન આસામના ડુંગરોમાં માર્ગવ્યવહારની જરૂરિયાત વિષે છે. ખાસ કરીને જે વિસ્તારો પોતાનાં બજારો માટે અત્યારે પાકિસ્તાનમાં ભળી ગયેલાં સ્થળો ઉપર આધાર રાખતા હતા તેમને માટેનો પ્રશ્ન વિચારણીય છે.

આ જમાનો આયોજનનો છે. એટલે જંગલના અને જાહેર બાંધકામ ખાતાના રસ્તાઓ એવી રીતે યોજવા જોઈએ કે તે માર્ગવ્યવહારની આખી યોજનાનો એક સમન્વિત ભાગ બની રહે. એમાં

જંગલોના રક્ષણ અને વિકાસનો ખ્યાલ રાખવો જોઈએ. આ માટે જંગલખાતાએ પોતાની અલગતા ત્યજવી જોઈએ. એમ કરવુ એ માત્ર આદિવાસીઓના જ હિતમાં છે એમ નહિ, પરંતુ એ જંગલોના પણ હિતમાં છે.

જંગલપ્રદેશની અંદર આવેલા જલમાર્ગોનો વ્યવહાર વિકસાવી શકાય તેમ છે કે નહિ તેની તપાસ થવી જોઈએ, એવી કમિશનની ભલામણ છે. દરેક રાજ્યમાં જ્યાં બારમાસી નદીઓ હોય ત્યાં એક નાના વિભાગને આ તપાસનું કામ સોંપવું જોઈએ.

મહત્ત્વના માર્ગો

એક ફરિયાદ એવી છે કે આદિવાસી વિસ્તારોમાં આવેલાં સરકારી મથકોને જોડતા મહત્ત્વના રસ્તાઓ બાંધવાનું ખર્ચ રાજ્ય સરકારો આદિવાસી કલ્યાણ યોજના ખાતે ઉધારે છે આ ફરિયાદમાં વજૂદ નથી એમ નહિ. એ સાચું છે કે આ રસ્તાઓથી આદિવાસી વિસ્તારોને તથા લોકોને થોડો લાભ તો મળે છે જ. તેમ છતાં આ પ્રકારના વહીવટથી લોકોમાં ગેરસમજ થવાનો સંભવ છે.

કમિશનને લાગે છે કે ઉત્તમ વસ્તુ તો એ છે કે સંઘ સરકાર માર્ગ-વ્યવહારનાં સાધનો માટે જે અનુદાન આપે છે તેમાંથી કેટલો ભાગ મહત્ત્વના માર્ગો બાંધવા રાજ્યસરકારો ખર્ચી શકે તે તેમણે ફોડ પાડીને જણાવવું જોઈએ. બાકીની રકમ ગામડાંના રસ્તા, ઘોડામાર્ગ, અને આંતર-ગ્રામ્ય માર્ગો બાંધવા માટે ખરચવી જોઈએ. આ પદ્ધતિથી રાજ્યો અને કેન્દ્ર બંને વિષે લોકોનાં મગજમાં સ્પષ્ટતા થશે. કંઈ નહિ તો એટલું તો થશે જ કે કેન્દ્રનાં અનુદાનોની રકમો રાજ્યસરકારો સામાન્ય રસ્તા બાંધવામાં ખર્ચે છે એવો આક્ષેપ તો એમના ઉપર નહિ આવે. આ પ્રકારના રસ્તા બાંધવાની જવાબદારી સામાન્ય રીતે રાજ્યોની ગણાય છે. એટલે આદિવાસી કલ્યાણ માટે કેન્દ્ર તરફથી મળતા અનુદાનોનો ઉપયોગ જ્યારે રાજ્યના હેતુઓ માટે કે વેપારના હેતુઓ માટે ઉપયોગી હોય એવા રસ્તા બાંધવામાં થાય ત્યારે જરૂર ગેરસમજ ઊભી થાય છે.

## રસ્તાઓનું બાંધકામ

આદિવાસી વિસ્તારોમાં જાહેર બાંધકામખાતાનાં કામો કૉન્ટ્રાકટથી કરાવવામાં આવે છે આવા મખ્યાબંધ કિસ્સા કમિશનના જાણવામાં આવ્યા છે આ બાબતમાં કમિશનને સૂચનાઓ કરવાની છે જાહેર બાંધકામખાતાએ આદિવાસી મજૂરોની સહકારી મંડળીઓને ઉત્તેજન આપવું જોઈએ જ્યા આ શકય ન હોય ત્યાં આદિવાસીઓને વાજબી મજૂરી મળે તે જાહેર બાંધકામખાતાએ જોવું જોઈએ સંખ્યાબંધ કિસ્સાઓમા એવી ફરિયાદો થઈ હતી કે કૉન્ટ્રાકટરો આદિવાસીઓ પાસેથી ગેરવાજબી દરે કામ લઈને પોતાની સત્તાનો ગેરઉપયોગ કરતા હતા ઘણા સ્થળોએ, ખાસ કરીને રાજસ્થાન અને ઓરિસ્સામા આ બાબતની કમિશને જાતે તપાસ કરી હતી, અને તેમા આ ફરિયાદ સાચી માલૂમ પડી હતી

## સ્થાનિક કાર્યકરો

આદિવાસી વિસ્તારોમા કામ કરવા માટે કાર્યકરો મળતા નથી એવી ફરિયાદ રોજ થતી હોય છે પરંતુ હવે આ વિસ્તારો ખુલ્લા થતા જાય છે એટલે આ સ્થિતિમાં સુધારો થશે આ પ્રક્રિયામાં મદદ કરવા માટે મિસ્ત્રી, સબઓવરસિયર વગેરેનાં કામો કરીને સ્થાનિક લોકો તાલીમ મેળવે તે માટે તેમને હરેક પ્રકારે પ્રોત્સાહન આપવુ જોઈએ આમાં શૈક્ષણિક લાયકાતો હોવી જ જોઈએ, એમ માનવાની જરૂર નથી. આદિવાસીઓ એકનિષ્ઠાથી કામ કરતા હોય છે અને બહાદુર હોય છે તેઓ મજબૂત અને સશક્ત હોય છે એટલે એમની આ શકિતઓનો પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઈએ

કમિશન આથી સૂચવે છે કે આવાં જોખમી કામો કરાવતી વખતે રાજ્યોએ ઉદાર બનવું જોઈએ, એટલું જ નહિ પણ જીવતા માણસોની માગણીઓ પૂરી પાડવામાં તથા મરેલા કે ઘવાયેલા લોકોના સગાને મદદ કરવામાં તત્પરતા દાખવવી જોઈએ વળતરના દાવાઓનો તાત્કાલિક નિકાલ કરવો જોઈએ સ્ત્રીઓ અને પુરુષોને માત્ર અકુશળ મજૂરો નહિ ગણતા, તેઓ જે કામ કરતા હોય તેમાં રહેલું જોખમ ધ્યાનમા લઈ તેમને મજૂરી ચૂકવવી જોઈએ દૂર દૂર આવેલા આ સ્થળોમા વિશ્રામસ્થાન,

પાણી, દવાદારૂ અને શિક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા હોવી જોઈએ, અને ઉચ્ચતર કક્ષાનાં કામો શીખવવા માટે પ્રબંધ હોવો જોઈએ. સ્થાનિક મજૂરો અને બહારથી આવેલા મજૂરો વચ્ચે પગારની બાબતમાં ભેદભાવ બને એટલો ઓછો કરી નાખવો જોઈએ. મજૂરીના વાજબી દરો ઠરાવવા માટે જોખમ, ગંદકી, પ્રયાસ અને કુશળતા—એટલી બાબતો પ્રથમ જોવાય છે. આ નિયમ તમામ સરકારી કામોને લાગુ પાડવો જોઈએ.

### ટેલિફોન, ટપાલ અને તાર

દેશભગમાં સંકટ સમયે ગામલોકોને જો ટેલિફોનની સેવા મળે તો તે આશીર્વાદ સમાન થઈ પડે. એનાથી સરકારી કામમાં પણ મદદ થાય. એકંદરે આ સેવા સસ્તી પડે ઘણે સ્થળે ટેલિફોન અને વાયરલેસ સેવાઓ અત્યારે પણ મોજૂદ છે. તેનું સંચાલન સરક્ષણ અને પોલીસ-ખાતું કરે છે. યોગ્ય ફી આપીને આ સેવાઓ જાહેર જનતાને મળી શકે એમ કરવું જોઈએ. અલબત્ત, સરકારી કામને જરૂર મુજબ એમાં પહેલાઈ હોવી જોઈએ. જરૂર પડયે આ સેવાઓનું સમારકામ કરવું પડે. એની જરૂર કાયમ રહેવાની. આમાં કેટલાક મુશ્કેલ પ્રશ્નો ઊભા થશે. પરંતુ નેફા અને નાગભૂમિમાં થયું છે તેમ ભારતદેશના આદિવાસી અને જંગલ વિસ્તારોને ટેલિફોન અને વાયરલેસની સેવાઓથી આપણે જેટલા વહેલા જોડી દઈશું તેટલું તેમનું એકીકરણ વધારે વહેલું થઈ શકશે.

ટપાલ અને તાર આદિવાસી વિસ્તારોના દૂર દૂરના ભાગોમાં ધીમે ધીમે પ્રસરતાં જાય છે. દૂર દૂર પગે ચાલી ટપાલ વહેંચનાર ટપાલી માટે કામનાં ધોરણો અને તે અંગેના નિયમો પણ જુદા હોવા જોઈએ.

જો માર્ગવ્યવહારના સાધનોને વિકસાવવામાં આવશે તો આદિવાસીને તેની રાષ્ટ્રીય અસ્મિતા ખીલવવાની વધારે તકો મળશે. આદિવાસી એ તત્ત્વતઃ ગ્રામવાસી વ્યક્તિ છે. ગામડું એના અસ્તિત્વનું આદિ અને અંત છે એટલે કોઈ પણ કારણે એને એના વતનથી આઘો ખસેડવો જોઈએ નહિ, જેથી કરીને તે વતનભ્રષ્ટ થયેલા માનવી તરીકે દયાજનક પરિસ્થિતિનાં મુકાઈ ન જાય. એની સર્વતોમુખી પ્રગતિ માટે—જેમાં માર્ગવ્યવહારના સાધનો પણ આવી જાય—જે વિકાસ કાર્યક્રમો યોજાય તેનો પ્રારંભ ગામડાને કેન્દ્ર ગણીને કરવો જોઈએ. રસ્તા વિકસાવવા

જોઈએ, ટપાલ, તાર અને ટેલિફોનની સગવડો વધારવી જોઈએ, હવાઈ વ્યવહાર પણ સ્થાપવો જોઈએ. આ કાર્યક્રમ ગોઠવતી વખતે આદિવાસી લોકોની જે જરૂરિયાતો તાકીદની હોય અને રોજિંદી હોય તેને અગ્રપદ આપવું જોઈએ.

## (૨૨) ઉદ્યોગીકરણની અસર

દેશના મધ્ય ભાગમાં અને દક્ષિણ તથા પશ્ચિમના કેટલાક ભાગોમાં આવેલા અમુક વિસ્તારો કે જ્યાં આદિવાસીઓ પરાપૂર્વથી વસેલા છે ત્યાં આજે મોટા મોટા ઉદ્યોગો આવવાને પરિણામે ઝડપી ફેરફારો થઈ રહ્યા છે. ઉદ્યોગીકરણના ઝંઝાવાત સામે આદિવાસીઓ કેવી રીતે ટકી રહ્યા છે તે જાણવું આજે જરૂરી બન્યું છે. કારણ કે આદિવાસીઓની વિશાળ ભારતીય સમાજમાં ભળી જવાની પ્રક્રિયા મોટા પાયા પરની ઉદ્યોગીકરણની પ્રવૃત્તિ સાથે એટલી જ ઝડપે આગળ વધી શકવાની નથી એ ચોક્કસ છે. ઉદ્યોગીકરણથી આદિવાસીઓ પર માનસિક, સામાજિક અને આર્થિક દૃષ્ટિએ ઘણી અસરો પડવાની છે. આવા તાકીદના મહત્ત્વના પ્રશ્ન પરત્વે પૂરતું સંશોધન કરી ઝાઝો પ્રકાશ પાડવામાં આવ્યો નથી એ દુઃખદ બિના છે.

ગાંધીજી કહેતા હતા તેમ આપણા ઘરનાં બારી-બારણાં આપણે ભલે ખુલ્લાં રાખીએ, પણ આપણું ઘર બહારના સુસવાટાને કારણે પાયામાંથી ઊખડીને કડડભૂસ બેસી ન જાય તેની આપણે કાળજી લેવી જ રહી. એક બાજુ ઉદ્યોગીકરણ ચાલ્યા કરે અને બીજી બાજુ આદિવાસીઓ પોતાનું જાળવીને ટકી રહે તથા વિકાસના લાભો મેળવી શકે એટલું આપણે જોવું જોઈએ.

### પુનર્વસવાટનો પ્રશ્ન

પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાઓમાં શરૂ થયેલી વીજળી અને સિંચાઈની મોટી મોટી યોજનાઓને કારણે ઉપર જણાવેલા વિસ્તારોમાં વસતા ઘણા બધા આદિવાસીઓને પોતાનાં ઘરબાર, જમીન વગેરે છોડવાં પડયાં છે. આમ બનવું જો કે અનિવાર્ય હતું અને આદિવાસીઓએ જે બન્યું તે સ્વીકાર્યે જ છૂટકો હતો. તેમ છતાં મોટા ભાગનાને આવા

પ્રકારના પ્રશ્નોમાં રહેલી આંટીઘૂંટીની જાણ નહોતી, એટલે પોતે જે જગ્યા છોડી તેના બદલામાં ઓછું વળતર સ્વીકારી લીધું. નજીકનાં ઔદ્યોગિક શહેરોમાં આકર્ષણો પણ ભારે એટલે હાથમાં વળતરની જે રોકડ રકમ આવી હતી તે પણ વપરાઈ ગઈ. પરિણામ એ આવ્યું કે ખેડવા જમીન નહીં અને હાથમાં પૈસા નહીં. વળી ન મળે ખાસ કોઈ આવડત કે તાલીમ, એટલે તે બાપડાં જમીનવિહોણા મજૂરો થઈ બેઠાં

**માનસિક અને સામાજિક દૃષ્ટિએ અનુકૂળ બનવાનો પ્રશ્ન**

પુનર્વસવાટના પ્રશ્ન પછીનો બીજો પ્રશ્ન ઉદ્યોગીકરણથી જાગેલી નવી પરિસ્થિતિને માનસિક અને સામાજિક દૃષ્ટિએ અનુકૂળ થવાનો છે. આમ તો, ૧૯મી સદીની શરૂઆતથી આદિવાસીઓએ પોતાનાં વતન છોડી દૂર દૂર ગળીના તથા ચાના બગીચાઓમાં તથા મોરેશ્યસ અને આફ્રિકા જેવાં દરિયાપારનાં બ્રિટિશ સંસ્થાનોમાં જઈ ખાણોમાં અને એવા બીજા કોઈ વ્યવસાયોમાં કામ કરવાનું સ્વીકાર્યું હતું. છતાં એ બધાં કામોમાં ખેતી છોડી એવાં જ કોઈ બીજાં કામોમાં જોડાવાનું હતું. જ્યારે અહીં તો નવા ઉદ્યોગો થવાથી નવી જ ઢબની સમાજરચનામાં કશી પણ પૂર્વતૈયારી વગર ગોઠવાઈ જવાનો સવાલ જાગ્યો હતો.

**નવા ચોકઠામાં ગોઠવાઈ જવાનો પ્રશ્ન**

ત્રીજો પ્રશ્ન નવા આર્થિક ચોકઠામાં ગોઠવાઈ જવાનો છે દાખલા તરીકે, રાંચી ખાતેના ભારે ઇજનેરી કામના કારખાનાની પડોશમાં જ જે નગરવસાહતની યોજના હાથ ધરવામાં આવી હતી તેમાં જમીનવિહોણા બનેલા આદિવાસીઓને વસાવવાની કોઈ જોગવાઈ નહોતી. જે કાંઈ ગણ્યાગાંઠ્યા આદિવાસીઓને થોડીઘણી આવડતની જગ્યાઓ પર નોકરી મળી હતી તેઓ પણ આ કામો પૂરાં થઈ ગયા પછી બેકાર બની જવાના હતા. આમ ૧૬ હજાર જેટલા માણસોને માટે રોજીનો સવાલ જાગવાનો હતો. રુરકેલા ખાતેના પોલાદના કારખાનામાં નોકરી મેળવવા બેકાર આદિવાસી કુટુંબો આંદોલન ચલાવ્યા જ કરે છે. કારખાનું જ્યારે નંખાતું હતું ત્યારે એમને જો તાલીમ આપવામાં આવી હોત તો આ પ્રશ્ન ઉપસ્થિત ન થાત. એમને આવી તાલીમ ન આપવા પાછળ કોઈ કારણ પણ નથી.

આ બધા ઉપરાંત બીજા કેટલાક પ્રશ્નો પણ ઉપસ્થિત થાય છે આદિવાસીઓમાંથી જુવાનીઆઓને કારખાનામા કામ કરવાનું ભારે આકર્ષણ હોય છે કારખાનામા કામ કરવાની જિંદગી જીવ્યા પછી તેઓ આદિવાસી સમાજ અને રીતરિવાજથી ક્રમશ વિમુખ થતા જાય છે દૂર રહેવાથી સમાજના બાધ કે બંધનાની અવગણના કરતા થાય છે પરિણામે, આદિવાસી સમાજનું આ નવા વર્ગ પર કોઈ નિયંત્રણ રહેતું નથી, અને સમાજ ધીમે ધીમે છિન્નભિન્ન થવા માંડે છે વળી કારખાનાંમા કામ કરનાર જૂના નવા વર્ગો વચ્ચે પણ એક પ્રકારની સ્પર્ધા રહેતી હોય છે આ સ્પર્ધાના આદિવાસીઓ કેટલે અંશે ટકી શકે એ પણ એક વિચારવાનો પ્રશ્ન છે દા ત આસનસાલની કોલસાની ખાણોમા આજથી એક દાયકા પહેલાં મજૂરી કરનાર આદિવાસીઓની સંખ્યા ઘટીને આજે માત્ર ૧૦ ટકા રહી છે વળી, કારખાનાંમા જે નિયમિત હાજરી જોઈએ તે હાજરી આદિવાસી મજૂરોમા નથી જોવા મળતી એવા હેવાલો બહાર આવ્યા છે કામ પર વારવાર ગેરહાજર રહેનાર સંખ્યામાં મોટે ભાગે આદિવાસીઓ જ હોવાનુ જણાયું છે

આ બધા પ્રશ્નોની બધી બાજુઓ ધ્યાનમા લઈ અભ્યાસ થવો જોઈએ, અને આદિવાસીઓના પાલક રખેવાળ તરીકે સરકારે આદિવાસીઓ નવા ઔદ્યોગિક સમાજમા બધી દૃષ્ટિએ કેવી રીતે ગોઠવાઈ જાય તેના માર્ગો અને ઉપાયો શોધવા જોઈએ ઔદ્યોગિક વિકાસની યોજનાઓની સાથે સાથે આદિવાસીઓ માટે ખેતી, શાકની વાડીઓ, પશુપાલન, મરઘાંઉછેર જેવાં કામો વિકસાવવાની યોજનાઓ પણ હાથ ધરાવી જોઈએ ઉપરાંત, આદિવાસીઓનું સામાજિક જીવન પણ છિન્નભિન્ન થતું અટકાવવા અંગે પણ વિચાર થવો જોઈએ

આ બધું જોતાં કમિશનની ભલામણો ટૂંકમા નીચે મુજબ છે:

૧ ઉદ્યોગીકરણથી આદિવાસીઓ પર પડનારી અસરો વિષે વૈજ્ઞાનિક ઢબે સંશોધન હાથ ધરવું

૨. નહેર કે કારખાનાની યોજનાઓની સાથે જ પુનર્વસવાટની યોજનાઓ ભેળવી દેવી જોઈએ આ પ્રશ્નના પૂરતા અભ્યાસ માટે ક્યા પગલાં લેવાં તે નક્કી કરવા માટે એક તંત્ર ઊભુ કરવુ જોઈએ

૩. પુનર્વસવાટની યોજનાઓમાં નિર્વાસિત આદિવાસીઓને શિક્ષણ, તાલીમ અને સાધનસરંજામની સગવડો પણ પૂરી પાડવી જોઈએ.

૪. આદિવાસી કુટુંબોને રોજીની વધારે તક મળી રહે એ દૃષ્ટિએ યોજનાના વિસ્તારમાં વર્કશોપ અથવા ઔદ્યોગિક તાલીમ કેન્દ્ર ખોલી તેમને તાલીમ આપવી જોઈએ.

૫. જમીનવિહોણા બનેલા મજૂરો વાડીમાં શાકભાજી ઉગાડી, મરઘા ઉછેરી, કે ગાયભેંસ પાળી ઔદ્યોગિક નગરવસાહતના લોકોને રોજિંદી જરૂરિયાતની ચીજો પૂરી પાડી શકે એવી સગવડો આપવી જોઈએ.

૬. યોજનાના વિસ્તારની વસાહતોમાં વસનારાઓ માટે સરકારે પાણી, સ્વચ્છતા, નિશાળ અને તબીબી સારવાર જેવી સગવડો પૂરી પાડવી જોઈએ.

૭. નહેર કે કારખાનાનાં કામોમાં આદિવાસીઓને યોગ્ય રોજી મળી રહે એવો પ્રબંધ થવો જોઈએ.

સફળ થઈ શકે એ હેતુસર આવું મૂલ્યાંકન વારંવાર થતું રહેવું જોઈએ

૩ ગૃહખાતાએ આદિવાસી વિકાસ ઘટકોમાં વિકાસકામોની પ્રગતિ પર ધ્યાન આપવું અને વારંવાર સૂચનો કરતા રહેવું, અને ખાસ કેન્દ્ર કે કેન્દ્રો દ્વારા આદિવાસી વિસ્તારોમા સંશોધનકાર્ય હાથ ધરવું

૪ રાજ્યો તરફથી આવતી જુદી જુદી યોજનાઓ લાગતાંવળગતાં ખાતાને અને અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓના કમિશનરને મોકલવામાં આવે છે આ પ્રથાની બેવડાઈ દૂર કરવી જોઈએ અને એટલે જ આવી યોજનાઓની ટેક્નિકલ અને નાણાકીય બાજુઓ રાજ્યો તપાસી લે એ પૂરતું ગણીને ગૃહખાતાએ આ યોજનાઓને જુદા જુદાં ખાતાને ન મોકલતા સીધી પોતે જ અનુમતિ આપી દેવી જોઈએ જરૂર પડયે અમુક ખાસ બાબતો વિષે સલાહ મેળવી શકાય

૫ બિહાર, ઓરિસ્સા, આંધ્રપ્રદેશ, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન અને પશ્ચિમ બંગાળ જેવા દસ લાખથી વધુ આદિવાસી વસતિ ધરાવતા રાજ્યોમા આદિવાસી કલ્યાણને લગતું એક અલગ ખાતુ હોવું જોઈએ એ ખાતું ખાસ એ માટેના એક પ્રધાન હસ્તક રહેવું જોઈએ આ પ્રધાન પોતે આદિવાસી જ હોય એ જરૂરી નથી

૬ દરેક રાજ્યમા મુખ્ય સચિવ હસ્તક આંકડા અને ગુણવત્તાની દૃષ્ટિએ મૂલ્યાંકનનું કાર્ય હાથ ધરવા માટે એક વિભાગ હોવો જોઈએ

૭ આદિવાસીઓના કલ્યાણને લગતા કાર્યક્રમોનું સંકલન કરવા માટે એક નાનકડી સંકલન સમિતિ નીમવી, જેમા આદિવાસી કલ્યાણ, ખેતી, પશુચિકિત્સા, જગલ, સિચાઈ અને માર્ગવ્યવહાર તથા તબીબી અને જાહેર આરોગ્યને લગતા અધિકારીઓને લેવા આ સમિતિ આદિવાસીના કલ્યાણને લગતી નિયામક કચેરીઓ તરફથી હાથ ધરવામા આવતા વિસ્તારકાર્યક્રમોનુ પણ અવલોકન કરે

૮ જુદા જુદા જિલ્લાઓમાં અડોઅડના અનુસૂચિત વિસ્તારોના જો અલગ જિલ્લાઓ બનાવવામા આવે અથવા બહુ મોટા

જિલ્લાઓને બે કે ત્રણ જિલ્લાઓમાં વહેંચી નાંખવામાં આવે અને અલગ કલેક્ટર હસ્તક મૂકવામાં આવે તો વહીવટીતંત્રમાં સુધારો થઈ શકશે, એટલું જ નહીં પણ વિકાસનાં કામોમાં પણ એથી તેજી આવશે.

૯. અનુસૂચિત વિસ્તારોમાં જિલ્લા કક્ષાએ વિકાસકામોના ઝડપી અને કાર્યક્ષમ અમલની દૃષ્ટિએ નીચેનાં સૂચનો કરવામાં આવ્યાં છે:

(અ) કલેક્ટરને મહેસૂલ અને ન્યાયને લગતા વહીવટ ઉપરાંત વિકાસનાં કામોના વહીવટની તમામ જવાબદારીઓ સોંપવી.

(આ) જિલ્લાઓમાં આદિવાસીઓ માટેના કામ સાથે સંકળાયેલાં તમામ ખાતાંના વડા અને એમના હાથ નીચેના અમલદારો કલેક્ટરની દેખરેખ, માર્ગદર્શન અને અંકુશ હેઠળ કામ કરે.

(ઇ) ત્રીજા અને ચોથા વર્ગના કર્મચારીઓને તપાસ કરતાં એમની ભૂલ જણાય તો સજા કરવાની અને પહેલા તથા બીજા વર્ગના કર્મચારીઓ વિષે ખાનગી નોંધ મોકલવાની કલેક્ટરને સત્તા હોવી જોઈએ.

બાબતો વિષે સરકાર તથા પાર્લામેન્ટનું ધ્યાન ખેંચવામાં નિષ્ફળ જાય છે. આથી કમિશને નીચેની કેટલીક ભલામણો કરી છે:

૧. રાજ્યોમાં બંધારણની આદિવાસીઓને લગતી જોગવાઈઓનો કેવો અમલ થાય છે, અનુસૂચિત વિસ્તારોના વહીવટી અમલની કક્ષા ઉપર લાવવામા શી પ્રગતિ થઈ છે, કયાં ક્ષેત્રોમાં કેન્દ્રની દોરવણીની જરૂર છે, કલ્યાણ પ્રવૃત્તિનાં કામોનું ગુણવત્તાની દૃષ્ટિએ મૂલ્યાંકન અને આ બધા કામોની આદિવાસી લોકો પર પડનારી અસર—એ સઘળી બાબતોને લગતી વિગતો કમિશનરના અહેવાલમા સમાવી લેવામા આવે એ અત્યંત મહત્ત્વનું છે

૨ અમુક તાકીદની મહત્ત્વની બાબતો પર કમિશનરે પોતાનુ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ અને એ બાબતો વિષેનાં કામો રાજ્યો અને કેન્દ્ર સમયસર પૂરાં કરે છે કે નહીં તે જોવું.

૩ કમિશનરના હોદ્દા પર સમર્થ અને પ્રભાવશાળી માણસ આવવા પ્રેરાય એટલા માટે તેને યોગ્ય દરજ્જો અને પ્રતિષ્ઠા આપવા

૪. બિન સરકારી સસ્થાઓની વહીવટી સમિતિઓમા પ્રતિનિધિ તરીકે જવું, આવી સસ્થાઓના હિસાબો તપાસવા, રાજ્યો તરફથી આવેલી યોજનાઓ પરત્વે કેન્દ્ર સરકારને સલાહ આપવી અને એવાં બધારણ બહારનાં કામો કમિશનર પાસેથી પાછાં લઈ લેવાં જોઈએ, જેથી બંધારણે ચીંધેલી ફરજો અદા કરવામાં આ બધાં કામો અગવડરૂપ ન થાય.

૫ અનુસૂચિત જનજાતિઓ માટે એક અલગ કમિશનર હોવા જોઈએ, અને એમની મદદમાં હાલના પ્રાદેશિક મદદનીશ કમિશનરોને રાખવા જોઈએ. જોકે, ઉપર સૂચવ્યા પ્રમાણે બંધારણ બહારની ફરજો કમિશનર પાસેથી લઈ લેવામા આવે તો મદદનીશ કમિશનરો ચાલુ રાખવા કે ન રાખવા તે અંગે વધુ વિચાર કરી શકાય.

૬. હાલ છે તે વ્યવસ્થા ચાલુ રાખવામાં આવે તો એક પૂરતા વહીવટી અનુભવ ધરાવનાર વરિષ્ઠ અધિકારીને પ્રાદેશિક મદદનીશ કમિશનરના હોદ્દા માટે પસંદ કરવાથી કામ ઘણું સરળ થશે

૧૩. આદિવાસી વિસ્તારો માટે તબીબોની એક ટુકડી ઊભી કરવી અને આવા વિસ્તારોમાં ટકી રહી કામ કરી શકે એ દૃષ્ટિએ પગાર તથા નોકરીની શરતો ઘડવી.

## (૨૪) કમિશનર

આદિવાસીઓના હક્કોની જાળવણી માટેની બંધારણમાંની જોગવાઈઓના અમલ માટે પ્રયોજિત સરકારી વહીવટીતંત્રમાં કમિશનરનો હોદ્દો મહત્ત્વનો છે. અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓના કમિશનર તરીકે ઓળખાતા અધિકારપદે પ્રથમ કમિશનરની નિમણૂક નવેમ્બર, ૧૯૫૦માં કરવામાં આવી હતી. આ હોદ્દો સાવ નવો હતો અને આદિવાસી પ્રશ્નોનો અભ્યાસ કરવા માટે કેન્દ્ર કક્ષાએ કોઈ ખાસ વ્યવસ્થા ન હોવાથી કમિશનરે કપરી જવાબદારી ઉપાડવાની હતી, નવું તંત્ર ઊભું કરવાનું હતું, રાજ્યો સાથે સંપર્ક સ્થાપવાનો હતો, આદિવાસીઓ વિષે માહિતી એકત્ર કરી કલ્યાણ યોજનાઓ ઘડવામાં મદદ કરવાની હતી. ટૂંકમાં શૂન્યમાંથી સૃષ્ટિ સર્જવાની હતી. આ બધું જોતાં કમિશનરે ઘણી સારી કામગીરી બજાવી છે.

કમિશનર એક તરફ બંધારણ અને બીજી તરફ કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો વચ્ચે મહત્ત્વની કડીરૂપ છે. કમિશનર દ્વારા કેન્દ્ર સરકાર અને પાર્લમેન્ટ આદિવાસીઓના હક્કોની જાળવણી અને કલ્યાણ-કાર્યક્રમોની પ્રગતિ વિષે વાકેફ રહે છે. કમિશનર આ કાર્યક્રમો તપાસી જવામાં અને એને લગતી યોજનાઓના ઘડતર તથા અમલ બાબત સરકાર તથા પાર્લમેન્ટને મદદ અને માર્ગદર્શન આપે છે.

પોતાની તપાસ પછી એકત્ર કરેલી માહિતી કમિશનર પોતાના વાર્ષિક અહેવાલ દ્વારા રાષ્ટ્રપતિને પ્રસ્તુત કરે છે. આ અહેવાલ રાષ્ટ્રપતિને, કેન્દ્ર સરકારને અને પાર્લમેન્ટને બંધારણ હેઠળની પોતપોતાની ફરજો બજાવવામાં મદદકર્તા થઈ પડે છે.

કમિશનનો મત એવો છે કે કમિશનરનો અહેવાલ ઘણી બધી બાબતોમાં બહુ વિગતોમાં જતા હોઈને અને ઝીણી ઝીણી અનેક વિગતો આપવામાં કેટલીક અત્યંત ઉપયોગી અને તાકીદની અગત્યની

બાબતો વિષે સરકાર તથા પાર્લમેન્ટનું ધ્યાન ખેંચવામાં નિષ્ફળ જાય છે આથી કમિશને નીચેની કેટલીક ભલામણો કરી છે:

૧. રાજ્યોમાં બંધારણની આદિવાસીઓને લગતી જોગવાઈઓનો કેવો અમલ થાય છે, અનુસૂચિત વિસ્તારોના વહીવટી અમલની કક્ષા ઉપર લાવવામાં શી પ્રગતિ થઈ છે, કયાં ક્ષેત્રોમાં કેન્દ્રની દોરવણીની જરૂર છે, કલ્યાણ પ્રવૃત્તિનાં કામોનું ગુણવત્તાની દૃષ્ટિએ મૂલ્યાંકન અને આ બધા કામોની આદિવાસી લોકો પર પડનારી અસર—એ સઘળી બાબતોને લગતી વિગતો કમિશનરના અહેવાલમા સમાવી લેવામા આવે એ અત્યંત મહત્ત્વનું છે.

૨. અમુક તાકીદની મહત્ત્વની બાબતો પર કમિશનરે પોતાનુ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ અને એ બાબતો વિષેનાં કામો રાજ્યો અને કેન્દ્ર સમયસર પૂરાં કરે છે કે નહીં તે જોવું

૩ કમિશનરના હોદ્દા પર સમર્થ અને પ્રભાવશાળી માણસ આવવા પ્રેરાય એટલા માટે તેને યોગ્ય દરજ્જો અને પ્રતિષ્ઠા આપવા

૪. બિન-સરકારી સંસ્થાઓની વહીવટી સમિતિઓમા પ્રતિનિધિ તરીકે જવું, આવી સંસ્થાઓના હિસાબો તપાસવા, રાજ્યો તરફથી આવેલી યોજનાઓ પરત્વે કેન્દ્ર સરકારને સલાહ આપવી અને એવાં બંધારણ બહારનાં કામો કમિશનર પાસેથી પાછા લઈ લેવા જોઈએ, જેથી બંધારણે ચીંધેલી ફરજો અદા કરવામા આ બધા કામો અગવડરૂપ ન થાય.

૫ અનુસૂચિત જનજાતિઓ માટે એક અલગ કમિશનર હોવા જોઈએ, અને એમની મદદમા હાલના પ્રાદેશિક મદદનીશ કમિશનરોને રાખવા જોઈએ. જોકે, ઉપર સૂચવ્યા પ્રમાણે બંધારણ બહારની ફરજો કમિશનર પાસેથી લઈ લેવામા આવે તો મદદનીશ કમિશનરો ચાલુ રાખવા કે ન રાખવા તે અંગે વધુ વિચાર કરી શકાય.

૬ હાલ છે તે વ્યવસ્થા ચાલુ રાખવામા આવે તો એક પૂરતા વહીવટી અનુભવ ધરાવનાર વરિષ્ઠ અધિકારીને પ્રાદેશિક મદદનીશ કમિશનરના હોદ્દા માટે પસંદ કરવાથી કામ ઘણું સરળ થશે.

આ અધિકારી કલેક્ટર કક્ષાનો હશે તો કલેક્ટરો તથા કમિશનરો પર સારો પ્રભાવ પાડી શકશે.

૭. કમિશનરના હાલના વ્યવસ્થાતંત્રમાં ફેરફાર કરવો, જેથી કમિશનર વધારે ઉપયોગી અને કાર્યક્ષમ થઈ શકે.

૮. કમિશનરના અહેવાલને લોકસભાની અંદાજ સમિતિ કે જાહેર હિસાબ સમિતિના અહેવાલો જેટલો મોભો આપવો. રાજ્યો તથા કેન્દ્રની સરકાર વિષે અહેવાલમાં ટીકા થઈ હોય તો એ ટીકાઓ વિષે લાગતીવળગતી સરકાર તરફથી આપવામાં આવેલા ખુલાસા પણ અહેવાલની સાથે સામેલ કરી ધારાસભામાં ચર્ચા માટે રજૂ કરવા.

## (૨૫) બિન-સરકારી સંસ્થાઓ

ખ્રિસ્તી મિશનરીઓ ઉપરાંત દેશભરમાં આજે નાની મોટી અનેક *બિન-સરકારી સંસ્થાઓ આદિવાસીઓના સામાજિક અને આર્થિક ઉત્કર્ષ* માટે કામ કરી રહી છે. આવી સંસ્થાઓમાં મુખ્યત્વે નીચેની સંસ્થાઓને ગણાવી શકાય:

૧. ભીલ સેવામંડળ, દાહોદ
૨. ભારતીય આદિમ જાતિ સેવક સંઘ
૩. મધ્યસ્થ સામાજિક કલ્યાણ સંઘ
૪. રામકૃષ્ણ મિશન
૫. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી
૬. સર્વ સેવા સંઘ
૭. ગાંધી સ્મારક નિધિ
૮. કસ્તૂરબા સ્મારક નિધિ
૯. તાતા ઇન્સ્ટિટ્યૂટ ઑફ સોશ્યલ સાયન્સીસ, મુંબઈ
૧૦. ઇન્ડિયન કાઉન્સિલ ઑફ ચાઈલ્ડ વેલ્ફેર, છિંદવાડા
૧૧. ભારતીય લોક કલામંડળ, ઉદેપુર

આ બધી બિન-સરકારી સંસ્થાઓ મોટે ભાગે શિક્ષણ અને જાહેર આરોગ્યનાં ક્ષેત્રોમાં કામ કરી રહી છે. મહારાષ્ટ્ર અને ગુજરાતમાં જંગલ

કામદાર સહકારી મંડળીઓનું કામ પણ આવી કેટલીક સંસ્થાઓ મારફત સારી રીતે ચાલી રહ્યું છે. આ સંસ્થાઓ પાસે લોકો માટે આજીવન સેવાનો ભેખ લેનાર કર્મવીરો છે અને એમનો પ્રભાવ આદિવાસીઓ પર સારા પ્રમાણમાં છે. સરકાર તરફથી હાલ સારા પ્રમાણમાં ગ્રાંટ મેળવતી આ સંસ્થાઓએ હવે સહકાર, ગ્રામ અને કુટિરઉદ્યોગો, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, પશુપાલન, કાયદાની સહાય, દારૂબંધી વગેરે જેવાં વિકાસનાં અન્ય ક્ષેત્રોમાં પોતાની કાર્યપ્રવૃત્તિઓ વિસ્તારી છે. સંસ્થાના કમાયેલા કાર્યકરોની જહેમતને પરિણામે પંચાયત અને સહકારી પ્રવૃત્તિઓનું કામ પણ આદિવાસી વિસ્તારોમાં સરળતાથી આગળ વધી રહ્યું છે. સરકારી ગ્રાંટ અને જાહેર સંસ્થાઓની નાણાંકીય મદદથી ચાલી રહેલી આવી સંસ્થાઓના સંચાલનમાં આદિવાસીઓનું પ્રતિનિધિત્વ વધતું જાય એ જરૂરી છે એવી અપેક્ષા વ્યક્ત કરી કમિશને બિન-સરકારી સંસ્થાઓના સફળ અને કાર્યક્ષમ સંચાલન અંગે નીચેનાં કેટલાંક ઉપયોગી સૂચના કર્યાં છે :

૧. બિન-સરકારી સંસ્થાઓ હિસાબ કિતાબ બરાબર રાખે એ અત્યંત આવશ્યક છે. આ કામમાં મદદ કરવા માટે દરેક રાજ્યની એકાઉન્ટન્ટ જનરલની કચેરી તરફથી કાબેલ હિસાબનીશોની સેવા આવી સંસ્થાઓને મળે એ માટે પ્રબંધ થવો જોઈએ. હિસાબનીશને આપવાના પગાર કે ભથ્થા પેટે સરકારે વધારાની ગ્રાંટ આવી સંસ્થાઓને આપવી જોઈએ.

૨. આવી સંસ્થાઓનાં કાર્યોનું મૂલ્યાંકન તત્કાળ થવું જોઈએ, જેથી સંસ્થાને પોતાની કામગીરીનો કયાસ મળી રહે અને નવાં વિચાર અને શક્તિ મેળવી આગળ કામ કરી શકે. કોઈ પણ સ્થાનિક સંશોધન કેન્દ્ર આ સંસ્થાઓની સૂચનાથી મૂલ્યાંકનનું કામ ઉપાડી શકે.

૩. દર વર્ષે રૂ. ૨૫ હજારથી વધારે ગ્રાંટ મેળવતી આવી દરેક સંસ્થાના કાર્યની મૂલવણીનો અંદાજ રાજ્યપાલે પોતાના અહેવાલમાં રાષ્ટ્રપતિને આપવો જોઈએ.

૪. બિન-સરકારી સંસ્થાઓની કાર્યશક્તિનો પૂરો લાભ ઉઠાવી શકાય એ હેતુથી કેન્દ્ર સરકારે આદિવાસી કલ્યાણને લગતી રાજ્ય તથા કેન્દ્રની કેટલીક વિકાસ યોજનાઓ બિન-સરકારી સંસ્થાઓને સોંપવી જોઈએ. આમ કરવાથી સરકારી અને બિન-સરકારી સંસ્થાઓ વચ્ચે કલ્યાણ પ્રવૃત્તિઓ ચલાવવામાં એક પ્રકારની તંદુરસ્ત સ્પર્ધા જાગશે અને અને પરિણામે કલ્યાણ કાર્યમાં વેગ પણ આવશે.

## (૨૬) તાલીમના કાર્યક્રમો

આદિવાસીઓ માટેના કલ્યાણ કાર્યક્રમો હજી ધાર્યા તેટલા સફળ થયા નથી. આ અંગે તપાસ કરવા નિમાયેલી જુદી જુદી સમિતિઓએ એક જ મત દર્શાવ્યો છે: આદિવાસી વિસ્તારોમાં કામ કરતા અધિકારીઓને આદિવાસી સંસ્કૃતિ અને પ્રણાલિકા વિષે પૂરી સમજ આવે અને આદિવાસીઓના સામાજિક, માનસિક અને આર્થિક પ્રશ્નો પ્રત્યે તેઓ સહાનુભૂતિભરી દૃષ્ટિએ નિહાળે એ રીતની પૂરતી તાલીમ મળવી જોઈએ. આવા તાલીમબદ્ધ અધિકારીઓ અને કાર્યકરો મારફત જ આદિવાસી કલ્યાણના કાર્યક્રમોમાં વધારે વેગ લાવી શકાશે અને તે સફળતાથી પાર પાડી શકાશે.

આદિવાસીઓના કલ્યાણ કાર્યક્રમો (૧) સરકારી અધિકારીઓ (૨) બિન-સરકારી સંસ્થાઓના કાર્યકરો (૩) સહકારી મંડળીઓના હોદ્દેદારો અને કર્મચારીઓ તથા (૪) પંચાયત અને ગામના આગેવાનો મારફત અમલમાં મુકાય છે. આથી વહીવટી કક્ષાએ અને સ્થળ પર કામ કરતાં આ સૌને કયાં અને કેવી તાલીમ આપવી એ અંગે કમિશને નીચે પ્રમાણેની ભલામણો કરી છે:

૧. જિલ્લા કક્ષાના અને એથી ઉપરના વહીવટી અમલદારોને આદિવાસી કલ્યાણને લગતી ઓપ તાલીમ, મજૂરી ખાતેની સામૂહિક વિકાસના અભ્યાસ અને સંશોધનને લગતી મધ્યસ્થ સંસ્થામાં આપવી.
૨. પરિસંવાદ, અભ્યાસવર્તુળો અને જૂથચર્ચા દ્વારા તાલીમ આપવાની પદ્ધતિ અપનાવવી જોઈએ અને વર્ગમાં નીચેના વિષયો શીખવવા જોઈએ:

(ક) વ્યવહારુ માનવશાસ્ત્ર, (ખ) આદિવાસી માનસશાસ્ત્ર, (ગ) બંધારણ અને આદિવાસીઓ, (ઘ) આદિવાસી અર્થકારણ, જેમાં જમીન, જંગલ, ઉદ્યોગ અને નાણાશાસ્ત્રને લગતી બાબતો પર ખાસ ભાર મૂકવામાં આવે, (ચ) આરોગ્ય, શિક્ષણ, વાહનવ્યવહાર, ઇત્યાદિ પ્રશ્નોનો અભ્યાસ, (છ) કેન્દ્ર સરકાર તેમ જ રાજ્ય સરકારોની આદિવાસી કલ્યાણને લગતી વિવિધ યોજનાઓનો અભ્યાસ, અને (જ) સામાજિક આર્થિક તપાસ

૩. આદિવાસી કલ્યાણના કાર્યક્રમોના આયોજન અને અમલ સાથે સીધી રીતે સંકળાયેલા કલેક્ટરો અને કમિશનરો માટે સૂચવાયેલી તાલીમ બીજાં ખાતાંના વડા અને વિભાગીય અધિકારીઓને પણ આપવી. આમાં મુખ્ય વનરક્ષક, શિક્ષણસંચાલક, સહકારી મંડળીઓના રજિસ્ટ્રાર, રસ્તા અને મકાન બાંધકામના મુખ્ય ઇજનેરો, કૃષિસંચાલક, લૅન્ડ રેકર્ડઝના સંચાલક, જાહેર આરોગ્ય નિયામક, પશુચિકિત્સાને લગતી સેવાઓના નિયામક, ઉદ્યોગ નિયામક, ગૃહઉદ્યોગોના સંચાલક વગેરેનો સમાવેશ થઈ જાય.

૪. જિલ્લા કક્ષાથી નીચેના વહીવટી અધિકારીઓને મુંબઈની તાતા ઇન્સ્ટિટ્યૂટ ઑફ સોશ્યલ સાયન્સીઝમાં તાલીમ આપવી. આ સંસ્થાએ પોતાની તાલીમને આદિવાસીઓના પ્રશ્નોને સંબંધિત વધારે બનાવવી જોઈએ અને આદિવાસી વિસ્તારોની મુલાકાતો પણ યોજવી જોઈએ.

૫. સામૂહિક વિકાસ ખાતાએ પોતાનાં તાલીમ કેન્દ્રોમાંથી કેવળ ઘટક કક્ષાના એકાદને અને આદિવાસી વહીવટી વિસ્તારમાં કામ કરતાં બીજાં ખાતાંના જિલ્લા કક્ષાના વહીવટી અધિકારીઓને તાલીમ આપવા માટે ફાજલ પાડવા જોઈએ.

૬. આદિવાસી વિસ્તારોમાં ઓછામાં ઓછાં ત્રણ વર્ષ સુધી કામ કરવા ઇચ્છતા અધિકારીઓને જ આ તાલીમ આપવી. તાલીમ મહેસૂલ, જંગલ, જાહેર બાંધકામ, પોલીસ, ખેતી વગેરે ખાતાં સુધી પહોંચવી જોઈએ. તાલીમનો ગાળો વધારે હોય ત્યાં ઘટાડીને ત્રણ માસ સુધીનો જ રાખવો.

૭ દરેક કક્ષાના અધિકારીઓ માટે તાલીમ કેવી અને કેટલા સમયની રાખવી તેનો નિર્ણય ગૃહખાતાના, શિક્ષણખાતાના, સામૂહિક વિકાસખાતાના, તાતા ઇન્સ્ટિટ્યૂટના અને સંશોધન કેન્દ્રોના પ્રતિનિધિઓએ ભેગા મળી લેવો જોઈએ

૮ સ્થળ પર જઈ કામ કરતા સ્ટાફને તે સ્થળે મૂકવામાં આવે તે પહેલાં સમયસર તાલીમ આપી દેવી જોઈએ જે લોકો સ્થળ પર જઈ કામ કરતા હોય તમને પણ ચાલુ કામ દરમ્યાન તાલીમ આપવી જોઈએ અથવા તો તેમને માટે ટૂંક ગાળાનો અભ્યાસક્રમ કરાવવો જોઈએ

૯ સરકાર સચાલિત તાલીમ કેન્દ્રો બિન-સરકારી સ્વૈચ્છિક સંસ્થાઓના કાર્યકરોને તાલીમ આપે અને એ રીતે કસ્તૂરબા સ્મારક જેવી સ્વૈચ્છિક સસ્થાઓ પોતાનાં તાલીમ કેન્દ્રોમાં સરકારી કાર્યકરોને તાલીમ આપે આથી, સરકારી અને બિનસરકારી સસ્થાઓ વચ્ચેના વાડા તૂટી જશે અને બંને પરસ્પરના દૃષ્ટિબિંદુને સમજી શકશે

૧૦ ગ્રામસેવક તાલીમ કેન્દ્રોના ધોરણે ટેક્નિકલ ફિલ્ડ સ્ટાફની તાલીમ માટેની સસ્થાઓ આદિવાસી વિસ્તારોમા જ શરૂ કરવી અને સ્ટાફ ના બિન આદિવાસી સભ્યો માટે આદિવાસી બોલી શીખવવાનો પ્રબંધ કરવો.

૧૧ બિન-સરકારી સસ્થાઓના મુખ્ય હોદ્દેદારોને મસૂરી ખાતે અધિકારી ઓની તાલીમ સાથે જ તાલીમ આપવી, અને ટેક્નિકલ માણસોને તાતા ઇન્સ્ટિટ્યૂટમા તેમ જ છિંદવાડા, રાંચી, ઉત્કલ ખાતેનાં આદિવાસી સંશોધન કેન્દ્રોમા તાલીમ આપવી

૧૨. પંચાયતો અને સહકારી મંડળીઓના હોદ્દેદારો અને કર્મચારીઓને પણ, આદિવાસી જીવન તથા પ્રશ્નોથી વાકેફ કરવાના હેતુથી, તાલીમ આપવી જરૂરી છે

૧૩. આદિવાસી આગેવાનોને તાલીમ આપવાથી લાંબે ગાળે સરકાર તથા લોકો બંનેને લાભ થશે

૧૪. તાલીમના તમામ કાર્યક્રમાને આદિવાસી ઓપ આપવો તથા ગામ તથા ઘટક કક્ષાએ કેન્દ્રીય જગ્યાઓ પર સ્થાનિક આદિવાસીઓને

જગ્યાઓ માટે આદિવાસીઓ પોતાનું ઘર છોડી દૂર નોકરી લેવા તૈયાર નથી હોતા. બીજું, પહેલા અને બીજા વર્ગની જગ્યાઓ વહીવટીતંત્રની કાર્યક્ષમતા જાળવવાની દૃષ્ટિએ મહત્ત્વની હોઈ એ જગ્યાઓની લાયકાતના ધોરણમાં છૂટછાટ મૂકવી બરાબર નથી. કમિશને આ બે કારણો ધ્યાનમાં લઈને સૂચવ્યું છે કે, જુદી જુદી નોકરીઓ અને જગ્યાઓ માટે સંખ્યાપ્રમાણ (ક્વોટા) નક્કી કરી દેવું. પહેલા અને બીજા વર્ગની જગ્યાઓ માટે આદિવાસીઓ પૂરતી સંખ્યામાં આવતાં હજી વાર લાગશે માટે ત્યાં અનામત જગ્યાઓનું સંખ્યાપ્રમાણ હાલ ઓછું રાખવું, પણ ત્રીજા અને ચોથા વર્ગમાં સંખ્યાપ્રમાણ વધારવું.

જંગલના રખેવાળો, શિક્ષકો, દાયણો, નર્સો અને ગ્રામસેવિકાઓ, ગ્રામપંચાયતના મંત્રીઓ વગેરે જગ્યાઓ એવી છે કે આદિવાસીઓને આમાં નોકરીઓ લેવાનું ફાવે. આવી જગ્યાઓ માટે લાયકાતમાં પ્રાથમિક શાળાંત પ્રમાણપત્રની જરૂર હોય છે અને એ માટે ખાસ ઉચ્ચ શિક્ષણની જરૂર નથી હોતી. આવી નોકરીઓ માટેની અનામત જગ્યાઓનું પ્રમાણ બીજી અનામત જગ્યાઓ કરતાં વધારે રાખવું જોઈએ.

રાજ્ય સરકારોએ પોતે નક્કી કરેલી આદિવાસીઓ માટેની અનામત જગ્યાઓ માટેની નીતિ અનુસરવા માટે તમામ સુધરાઈઓ, પંચાયત સમિતિઓ અને જિલ્લા પરિષદોને સૂચના આપી દેવી જોઈએ. કેન્દ્ર તથા રાજ્ય સરકારો તરફથી જાહેર ક્ષેત્રમાં શરૂ કરાયેલા ઉદ્યોગો વગેરેમાં પણ આદિવાસીઓને પૂરતું પ્રતિનિધિત્વ મળે એ જોવું જોઈએ.

નોકરીઓમાં આદિવાસીઓને પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે એ માટે કમિશને બીજાં પણ કેટલાંક સૂચનો કર્યાં છે:

૧. અમુક અનામત જગ્યા માટે યોગ્ય આદિવાસી ઉમેદવાર ન મળે તો એ જગ્યા બે વર્ષ સુધી ખાલી રાખવાની પ્રથા છે. કમિશનનું સૂચન છે કે આમ કરવાને બદલે ઉમેદવાર જો થોડી ઓછી લાયકાત ધરાવતો હોય તો એને તાલીમ આપી ફરી તપાસી જવો અને સંતોષકારક પ્રગતિ કરી હોવાનું લાગે તો એ જગ્યા પર ભરતી કરી દેવો.

૨. અનુસૂચિત જનજાતિઓનો ઉમેદવાર ન મળે તો અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારને એ જગ્યા પર લેવાના કેન્દ્ર સરકારના હાલના હુકમો રદ થવા જોઈએ અને આદિવાસી ઉમેદવાર મેળવવા બધા જ પ્રયાસો કરી જોવા જોઈએ.
૩. ગેઝેટેડ અને નૉન-ગેઝેટેડ જગ્યાઓ માટે ઉંમર અંગે મુકાયેલી છૂટછાટ બધાં રાજ્યોમાં એકસરખી લાગુ પાડવી.
૪. સ્થાનિક ભરતી વખતે પસંદગી સમિતિમાં આદિવાસીના હિતને ધ્યાનમાં રાખનાર વ્યક્તિને રાખવી. આદિવાસી કલ્યાણ અધિકારીને આ સમિતિમાં જોડી શકાય.
૫. અનામત ખાલી જગ્યાઓ વિષે પૂરતી જાહેરાત કરવી. અખબારો ઉપરાંત સામાજિક સેવા સંસ્થાઓ દ્વારા જાણ કરવી, જેથી અખબારો ન મેળવી શકતા આદિવાસીઓને પણ આની જાણ થાય.
૬. પોતાના ઘરથી દૂર આવેલા સ્થળે ભરતી માટેના અધિકારી પાસે હાજર થવાનું હોય તો એવા આદિવાસી ઉમેદવારને થોડુંક ભથ્થું આપવું.
૭. બિહાર સરકાર તેમ જ કેન્દ્ર સરકારની માફક નિમણૂકોની યાદી દરેક રાજ્યે જાળવવી જોઈએ. તમામ ખાતાંઓમાં તમામ વર્ગોની અનામત જગ્યાઓ બરાબર ભરાય છે કે નહીં તેની આ યાદી વારંવાર તપાસી ખાતરી કરી લેવી

આદિવાસીઓને અનામત જગ્યાઓ પર અને જંગલના રખેવાળો, પોલીસો, દાયણો વગેરે જેવી નોકરીઓ મળતી રહેશે તો એમનામાં તંત્ર પ્રત્યે વિશ્વાસ જાગશે અને એમનાં હિતો જળવાય છે એવી એમને ખાતરી થશે. બંધારણની જોગવાઈઓનો વાસ્તવમાં અમલ થાય એ માટે આદિવાસીઓ આતુર રહે એ સ્વાભાવિક છે.

## (૨૮) પરંપરાગત આદિવાસી પંચોનું સ્થાન

આદિવાસી સમાજમાં એમનાં પરંપરાગત પંચોએ સામાજિક અને ધાર્મિક બાબતોનો સમાજનાં રૂઢિરિવાજ અનુસાર નિકાલ કર્યો છે અને

ક્યારેક તો ટંગફિસાદના કિસ્સાઓમાં ન્યાય આપવાનું કામ પણ કર્યું છે એક યા બીજા પ્રકારે આર્થિક બાબતો પણ હાથ ધરી છે આવી બધી બાબતો અંગે લેવાતો નિર્ણયો સર્વસંમતિથી લેવામાં આવતા આમ, પરંપરાગત આદિવાસી પંચોનું સ્થાન એમના સમાજની એકતા જાળવવા બાબતમા ઘણું જ મહત્ત્વનું છે

હાલમા કાયદાથી અમલમા આવેલી પંચાયતો અને આ પંચો વચ્ચેની સરખામણીમા ફરક એટલો છે કે પરંપરાગત આદિવાસી પંચો દેશનાં અન્ય જ્ઞાતિપંચોની માફક વારસાઈના ધોરણે સ્થાયેલા હતાં, જ્યારે હાલની પંચાયતો ચૂંટણીના ધોરણે સ્થાય છે આદિવાસી પંચોની ચર્ચા વિચારણામા સૌ કોઈને દલીલ કરવાની છૂટ હતી અને પોતે ધારે તે પ્રશ્ન ઊભો કરવાની સમાન તક હતી છેવટનો નિર્ણય આપખૂદ રીતે નહીં પણ સૌ કોઈની સંમતિ દ્વારા લેવાતો, એટલે લાગતાવળગતા સૌ કોઈને બંધનકર્તા રહેતો પંચનો નિર્ણય લોકો માટે કાયદો બની જતો અને કાયદાનું પાલન કરવું એ જરૂરિયાત તેમ જ શ્રદ્ધાની દૃષ્ટિએ ફરજિયાત ગણાતું જરૂરિયાત એ રીતે કે દૂર સુદૂરના વિસ્તારમા રહેતા લોકો માટે સામાજિક સ્થિરતા અને એકતા જાળવવા આવાં જવાબદાર પંચોને માનવું જરૂરી હતું અને શ્રદ્ધા એ રીતે કે સામાજિક રીતરિવાજો અને ધાર્મિકવિધિઓ એમના જીવનના સત્ત્વરૂપ હતા

દેશભરના તમામ આદિવાસી સમાજોમા આ પ્રકારના પંચો પર પરાથી કામ કરતા હતાં અને આજે ઘણે ઠેકાણે કામ કરે છે ક્યાંક પંચો મંદ પડયા છે તેમને ફરીથી સચેત કરી શકાય એમ છે, જોકે કેટલાક મૃતપ્રાય પંચોને ફરીને સજીવન કરવાનું મુશ્કેલ પણ છે એકંદરે જોતાં આ પંચોની ઉપયોગિતા પ્રત્યે ઉપેક્ષા સેવાય એમ નથી એમ કરવા જતાં આદિવાસી સમાજનો પાયો નષ્ટ થવાનો ભય છે આથી કમિશનનો અભિપ્રાય એવો છે કે, આદિવાસી પંચોને અદૃશ્ય ન થવા દેવા અને જ્યાં આવા પંચો નબળા પડયા હોય તેમને સજીવન કરવા અને જે મજબૂત હોય તેમને ઉત્તેજન આપવું આ માટેના કારણોમાં કમિશન જણાવે છે કે, આવા પરંપરાગત પંચો આદિવાસીઓના રોજબરોજના જીવનમાથી ઊગ્યાં છે અને જે સંસ્થા વર્ષોથી એમના જીવનમાં ફૂલીફાલી

છે અને કાયમી બની છે એના પ્રત્યે હરહંમેશ શ્રદ્ધા રાખવાનું અને તેની આજ્ઞાનું પાલન કરવાનું એમને ગમે છે.

તેમ છતાં, પંચાયતરાજ અમલી બન્યા પછી કાયદેસરની પંચાયતો માત્ર વહીવટી એકમ ન બની રહેતાં, બંધારણની ૪૦મી કલમ હેઠળ રાજ્યો તરફથી પંચાયતોને સ્વશાસનના એકમ બનાવવા જેટલી સત્તાઓ મળવાથી, વિકાસની પ્રવૃત્તિઓનું માધ્યમ બની રહેશે. આમ, લોકોમાં સ્વશાસનનો સિદ્ધાંત ચરિતાર્થ કરી શકાય એ દૃષ્ટિએ કમિશને નીચેની ભલામણો કરી છે:

૧. જ્યાં મિશ્ર વસ્તી હોય અને એમાં આદિવાસીઓનું ઝાઝું જોર ન હોય ત્યાં એમનાં પરંપરાગત પંચોને સજીવન કરવાં અને ઉત્તેજન આપવું. જેથી, આ પંચો કાયદેસરની પંચાયતની સાથે સાથે કામ કરે અને પોતાની સામાજિક અને ધાર્મિક બાબતોના નિકાલ કરે. પંચાયતોના નિયમોમાં આદિવાસી લઘુમતિનાં હિતો જાળવવા અંગે જોગવાઈઓ હોવી જોઈએ.

૨. નાગાલૅન્ડ કે નેફા જેવા પૂરેપૂરા આદિવાસી વિસ્તારોમાં પરંપરાગત પંચો બરાબર કામ કરતાં હોય તો કરવા દેવાં અને કાયદેસરની પંચાયતો ત્યાં દાખલ ન કરવી. પરંપરાગત પંચોને કાયદેસરની પંચાયતોની બરોબર લાવવા માટે ધીમે ધીમે પંચાયતની સત્તાઓ આપતા રહેવું અને આખરે કાયદેસરની પંચાયતો તરીકે માન્ય કરવાં.

૩. જે આદિવાસી વિસ્તારોમાં મિશ્ર વસ્તી હોય ત્યાં પંચો અને પંચાયતો સાથે સાથે કામ કરે અને બેઉ વચ્ચે સંઘર્ષ ન થાય તે જોવું. પરંપરાગત પંચો મુખ્યત્વે સામાજિક અને ધાર્મિક બાબતો હાથ ધરે અને નવી પંચાયતો વહીવટ અને વિકાસનાં કાર્યો હાથ ધરે. નવી પંચાયતોના પ્રવાહમાં જૂનાં પંચો ડૂબી ન જવાં જોઈએ. સામાજિક અને ધાર્મિક બાબતોનો નિકાલ પોતે કેવી રીતે કરવો તે આદિવાસીઓને નક્કી કરવા દેવું જોઈએ.

૪. ચૂંટણીનો સિદ્ધાંત આદિવાસીઓને સમજાવવો જોઈએ અને ચૂંટણીથી જાગતું આંતરિક ઘર્ષણ ટાળવાના હેતુથી સિદ્ધાંતને હળવો કરવાની એમને છૂટ રહેવી જોઈએ.

૫. ગ્રામ વિકાસના કાર્યક્રમો પંચાયતોએ પંચો સાથે મસલત કરીને ઘડવા જોઈએ.

૬. અનુસૂચિત વિસ્તારોમાં શોષણખોરીને પહોંચી વળવા અને આદિવાસીઓનાં હિતોનું રક્ષણ કરવાની દૃષ્ટિએ અમુક જોગવાઈ પંચાયત ધારામાં રાખવી જોઈએ અને જે આદિવાસી ગામમાં પંચાયત સ્થાપ ત્યા આદિવાસી સભ્યોની સંખ્યા પ્રમાણમાં સારી એવી હોવી જોઈએ. આવા વિસ્તારોમાં આવેલી પંચાયતોની એક ફરજ જંગલને આનુષંગિક હોવી જોઈએ.

૭. પંચાયતોની સાથે સાથે કામ કરતાં પંચોને પણ વિકાસનાં કાર્યો સુપરત કરવાં જોઈએ, અને સામાન્ય અથવા જંગલ સહકારી મંડળીઓનું સંચાલન સોંપવું જોઈએ. આવાં પંચો ગામના અને બે ગામો વચ્ચેના ઝઘડાઓ અદાલતે ગયા વગર પતાવે તે માટે ઉત્તેજન આપવું જોઈએ.

૮. આદિવાસી વિસ્તારોમાં પંચો અથવા પંચાયતો બેમાંથી કોઈ એકને માટે કેટલાક સમય સુધી આવક વધારવાનું કે કરવેરા નાંખવાનું શક્ય નહીં બને. જેમ જેમ આર્થિક વિકાસ થતો જશે અને લોકોમાં જાગૃતિ આવતી જશે તેમ તેમ કરવેરા દાખલ કરી શકાશે.

## (૨૯) તપાસ, સંશોધન અને મૂલ્યાંકન

**તપાસ**

કમિશને પોતાના અહેવાલમાં જુદા જુદા વિષયોની ચર્ચા દરમ્યાન કેટલાક પ્રશ્નો અંગે તપાસ હાથ ધરવાની ઠેરઠેર ભલામણ કરી છે. આ તપાસ ચાર દૃષ્ટિકોણથી થવી જોઈએ એવો કમિશનનો મત છે:

૧. પૅકેજ પ્રોગ્રામને સફળ બનાવવા; ૨. શિક્ષણ, આરોગ્ય અને આર્થિક વિકાસ અંગે ખાસ તપાસ કરવા; ૩. વિકાસ યોજનાઓની આદિવાસીઓ પર પડતી અસરની તપાસ કરવા, અને ૪. આજ સુધી થયેલી તપાસોમાં રહી ગયેલી ત્રુટિઓને દૂર કરવા.

અનુસૂચિત વિસ્તારો ચાલુ રાખવા, વધારવા કે રદ કરવા એ બધું કેવી રીતે નક્કી કરવું તેની તપાસમાં ઊંડા ઊતરવાની ઝંઝટમાંથી સરકાર તથા પ્રજાને બચાવવા, અને આદિવાસીઓ તથા બિન-આદિવાસીઓ વચ્ચેની

આર્થિક વિષમતા ઘટાડવા માટે વિકાસ પ્રવૃત્તિઓનો વેગ વધારવો જોઈએ એવું કમિશનને લાગ્યું છે. એ દૃષ્ટિએ કમિશને નીચેનાં સૂચનો કર્યાં છે:

૧. પસંદ કરેલા આદિવાસી વિસ્તારો માટે ઝડપી નમૂના-તપાસ યોજવી અને બને એટલા ટૂંકા સમયમાં તે પૂરી કરવી. આના આધારે સરકાર કાર્યક્રમો ઘડે અને સમયસર પાર પાડે.
૨. આદિવાસીઓ બિન-આદિવાસીઓ કરતાં કેટલા પછાત છે તે જાણી શકાય માટે પડખેના બિનઆદિવાસી વિસ્તારોની ઝડપી તપાસ કરી નાંખવી.
૩. આ ઉપરાંત સરકારના અર્થશાસ્ત્ર અને આંકડાશાસ્ત્ર કાર્યાલય મારફત તથા યુનિવર્સિટીઓ, તાતા ઈન્સ્ટિટ્યૂટ, આદિવાસી સંશોધન કેન્દ્રો અને આ કામ માટે લાયકાત ધરાવતી બિનસરકારી સંસ્થાઓ મારફત રાજ્ય સરકારે તપાસો કરાવવી જોઈએ. આ કામમાં રાજ્યસરકાર તમામ સહકાર અને નાણાંકીય મદદ આપે.

**સંશોધન અને મૂલ્યાંકન**

આદિવાસીઓની જરૂરિયાતો અને આકાંક્ષાઓને વિકાસ કાર્યક્રમ અનુરૂપ બનાવવા નીચેના ચાર હેતુસર સંશોધન હાથ ધરવું જોઈએ: (૧) લોકોના સામાજિક અને આર્થિક જીવન વિષે પાયાની માહિતી એકઠી કરવી; (૨) સ્થાનિક માણસો અને સાધનોનો કેટલો અને કેવી રીતે ઉપયોગ કરી શકાય તેની વિગતો એકઠી કરવી; (૩) કલ્યાણ પ્રવૃત્તિના લક્ષ્યાંકો સિદ્ધ કરવા માટે શાં પગલાં લેવાયાં અને કલ્યાણ યોજનાઓને વેગ આપવા કયાં પગલાં લેવાયાં એ શોધી કાઢવું; (૪) આવી કલ્યાણ યોજનાઓની લોકોના વ્યક્તિત્વ પર શી અસર પડી અને આદિવાસીઓને બીજાં લોકો સાથે ભળી જવામાં આ યોજનાઓ કેટલે અંશે મદદરૂપ બની તેનો ક્યાસ કાઢવો.

આદિવાસી કલ્યાણ અથવા માનવશાસ્ત્રને લગતું એક યા બીજા પ્રકારનું સંશોધન નીચેની સંસ્થાઓ મારફત થયું છે:

૧. સરકારી સંસ્થાઓ:
   (અ) સાંસ્કૃતિક સંશોધન કેન્દ્રો
   (આ) કેન્દ્ર સરકારનો માનવશાસ્ત્ર વિભાગ

વગેરે એકત્ર કરવાની દૃષ્ટિએ આદિવાસી ભાષાવિજ્ઞાનમાં સંશોધન કરવું.

૬. આદિવાસી કલ્યાણ ખાતામાં કામ કરતા ફિલ્ડ સ્ટાફને આદિવાસી ભાષાઓ અથવા બોલીઓ શીખવવી.
૭. અખિલ ભારતના ધોરણે સંશોધન કાર્ય હાથ ધરી શકાય એ હેતુથી આદિવાસી કલ્યાણ અંગે એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી.
૮. સંશોધન સંસ્થાઓને તેના કામકાજમાં માર્ગદર્શન આપી શકાય, દેખરેખ રાખી શકાય અને થતાં કાર્યો સાંકળી શકાય માટે કેન્દ્રના ગૃહખાતામાં એક સંકલન વિભાગ રાખવો, અને એને તે ખાતાના સૂચિત આદિવાસી કલ્યાણ વિભાગ સાથે જોડી દેવો.

## (૩૦) ઉપસંહાર

ભારતનું બંધારણ ઇચ્છે છે કે, આદિવાસીઓને પણ દેશના અન્ય લોકોની માફક એવી સમાજવ્યવસ્થા પ્રાપ્ત થાય કે જેમાં જીવનનાં તમામ ક્ષેત્રોમાં ન્યાય પ્રવર્તે, વ્યક્તિ અને મિલકતની સ્વતંત્રતા જળવાય, સૌને સમાન દરજ્જો અને તક મળે, વ્યક્તિનો મોભો જળવાય તથા રાષ્ટ્રની એકતા સચવાય.

· આદિવાસીઓના જીવનમાં આજે ધરમૂળ પરિવર્તન શરૂ થયું છે. સરકારના તેમ જ આદિવાસીઓ ખુદના પ્રયાસોથી એક અદ્‌ભુત સંક્રમણ-ક્રિયા શરૂ થઈ છે. આદિવાસીઓને સદીઓની નિદ્રામાંથી જગાડવાના છે. દુર્ગમ્ સ્થળોએ આવેલા એકાંતવાસમાંથી તેમને બહાર લાવવાના છે. એમનું સ્વમાન જળવાઈ રહે એ રીતે બૃહદ્ ભારતીય સમાજમાં તેમને એકરૂપ કરવાના છે. મહાત્મા ગાંધી, પંડિત નહેરુ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને નિયોજન પંચે આદિવાસીઓ વિષે દેશના સૂત્રધારોને, તંત્રવાહકોને, સુધારકોને અને લોકકાર્યકરોને ઉદ્દેશી જે અનુરોધ કર્યો છે તે બધાનો સાર આ છે:

૧. આદિવાસીને વિશ્વાસ રહેવો જોઈએ કે કોઈ એના જીવન સાથે ચેડાં કરશે નહીં. પરિવર્તનને શી રીતે અનુરૂપ થવું તે પોતાની જાતે જ નક્કી કરી શકશે.

(ઇ) નેફાનો સંશોધન વિભાગ

૨. બીજી સંસ્થાઓ

(અ) યુનિવર્સિટીઓ

(આ) બિન સરકારી મંડળો

આ બધી સંસ્થાઓની કાર્યવાહી કમિશનના મત પ્રમાણે બહુ સંતોષકારક નથી, અને આ સંસ્થાઓએ અત્યાર સુધી માત્ર સૈદ્ધાંતિક અને ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી સંશોધન કર્યું છે, પરંતુ આદિવાસી સમાજનાં આર્થિક અને સામાજિક પાસાની વ્યવહારુ બાજુ અંગેનું સંશોધન બહુ ઓછુ હાથ ધર્યું છે આથી કમિશને આદિવાસી સંશોધન કેન્દ્રોના કાર્યો ફરીથી નક્કી કરવાનો આગ્રહ રાખી એમા નીચેના મુદ્દાઓ સમાવવાનું સૂચન કર્યું છે:

૧ આદિવાસીઓના આર્થિક વિકાસ માટેની યોજનાઓ ઘડવામાં અને એનો અમલ કરવામાં આદિવાસી કલ્યાણ ખાતાને ઉપયોગી થઈ શકે એ મતલબથી પાયાની સામાજિક-આર્થિક માહિતી એકઠી કરવી

૨ આદિવાસીઓ પોતાની આવડત અને સ્થાનિક સાધનસામગ્રીનો ઉપયોગ કરીને આર્થિક વિકાસ સાધી શકે તે માટે હસ્તઉદ્યોગ અને ઉદ્યોગો વિષે તાકીદે સંશોધન હાથ ધરવું

૩ આદિવાસી કલ્યાણ અંગેની યોજનાઓને નીચેનાં દૃષ્ટિબિંદુથી તપાસવી:

(અ) લોકોના વલણ, આવડત અને જાણકારી પર યોજનાઓની અસર,

(આ) યોજનાઓને પરિણામે થયેલું સામાજિક અને આર્થિક પરિવર્તન,

(ઇ) કાર્યક્રમમાં સુધારાવધારા

૪. રાજ્ય સરકારોને તેના તાલીમના કાર્યક્રમો વગેરેમાં મદદ કરવી

૫ આદિવાસી ભાષાઓમા પ્રવેશિકા, વાચનમાળા જેવાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાની દૃષ્ટિએ અને લોકગીતો, લોકકથાઓ, વીરગાથાઓ

વગેરે એકત્ર કરવાની દૃષ્ટિએ આદિવાસી ભાષાવિજ્ઞાનમાં સંશોધન કરવું.

૬. આદિવાસી કલ્યાણ ખાતામાં કામ કરતા ફિલ્ડ સ્ટાફને આદિવાસી ભાષાઓ અથવા બોલીઓ શીખવવી.
૭. અખિલ ભારતના ધોરણે સંશોધન કાર્ય હાથ ધરી શકાય એ હેતુથી આદિવાસી કલ્યાણ અંગે એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી.
૮. સંશોધન સસ્થાઓને તેના કામકાજમાં માર્ગદર્શન આપી શકાય, દેખરેખ રાખી શકાય અને થતાં કાર્યો સાંકળી શકાય માટે કેન્દ્રના ગૃહખાતામાં એક સંકલન વિભાગ રાખવો, અને એને તે ખાતાના સૂચિત આદિવાસી કલ્યાણ વિભાગ સાથે જોડી દેવો.

## (૩૦) ઉપસંહાર

ભારતનું બંધારણ ઇચ્છે છે કે, આદિવાસીઓને પણ દેશના અન્ય લોકોની માફક એવી સમાજવ્યવસ્થા પ્રાપ્ત થાય કે જેમાં જીવનનાં તમામ ક્ષેત્રોમાં ન્યાય પ્રવર્તે, વ્યક્તિ અને મિલકતની સ્વતંત્રતા જળવાય, સૌને સમાન દરજ્જો અને તક મળે, વ્યક્તિનો મોભો જળવાય તથા રાષ્ટ્રની એકતા સચવાય.

આદિવાસીઓના જીવનમા આજે ધરમૂળ પરિવર્તન શરૂ થયું છે. સરકારના તેમ જ આદિવાસીઓ ખુદના પ્રયાસોથી એક અદ્ભુત સંક્રમણ-ક્રિયા શરૂ થઈ છે. આદિવાસીઓને સદીઓની નિદ્રામાંથી જગાડવાના છે દુર્ગમ સ્થળોએ આવેલા એકાંતવાસમાંથી તેમને બહાર લાવવાના છે. એમનું સ્વમાન જળવાઈ રહે એ રીતે બૃહદ્ ભારતીય સમાજમાં તેમને એકરૂપ કરવાના છે. મહાત્મા ગાંધી, પંડિત નહેરુ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને નિયોજન પંચે આદિવાસીઓ વિષે દેશના સૂત્રધારોને, તંત્રવાહકોને, સુધારકોને અને લોકકાર્યકરોને ઉદ્દેશી જે અનુરોધ કર્યો છે તે બધાનો સાર આ છે:

૧. આદિવાસીને વિશ્વાસ રહેવો જોઈએ કે કોઈ એના જીવન સાથે ચેડાં કરશે નહીં. પરિવર્તનને શી રીતે અનુરૂપ થવું તે પોતાની જાતે જ નક્કી કરી શકશે.

૨. એને ખાતરી આપવી જોઈએ કે એના જમીનના અને જંગલના હક્કો સચવાશે. કોઈ પણ પ્રકારની શોષણખોરી સામે સરકાર અને સમાજ એને રક્ષણ આપશે.

૩. પરિવર્તન અનિવાર્ય છે અને પરિવર્તન વિના વિકાસ સંભવિત નથી એવી પ્રતીતિ એને કરાવવી જોઈએ.

૪. પરિવર્તનમાંથી આવનારી પરિસ્થિતિને અનુકૂળ થઈ શકે એ માટે એને પરિવર્તનની પ્રક્રિયા દરમ્યાન પુનર્વસવાટ, શિક્ષણ, તાલીમ અને સાધનસરંજામ બાબતમાં બધી જ મદદ મળશે એની ખોળાધરી આપવી જોઈએ. આ બધી મદદની ખાતરી ન આપી શકાય ત્યાં સુધી એને એની ખેતી કે જંગલ પર નિર્ભર એવા આર્થિક જીવનમાંથી ઉખેડવો નહીં.

૫. બૃહદ્ ભારતીય સમાજ સાથે એનું એકરૂપ બનવાનું બધી જ રીતે લાભકર્તા નીવડશે એવી પ્રતીતિ એને કરાવી દેવી જોઈએ.

આદિવાસીઓનો સર્વતોમુખી વિકાસ સાધવાનું ધ્યેય નજર સામે રાખી હાલ તરત નીચેની ચાર પ્રવૃત્તિઓ ઉપર વિશેષ ધ્યાન અપાય એ અત્યંત જરૂરી છે:

(૧) આર્થિક વિકાસ, (૨) શૈક્ષણિક વિકાસ, (૩) આરોગ્યની સગવડો વધારવી, (૪) માર્ગવ્યવહાર વિકસાવવો. આ ચાર ક્ષેત્રે આદિવાસી અને બિન આદિવાસી પ્રજા વચ્ચે રહેલો તફાવત જેમ જેમ ઓછો થતો જશે તેમ તેમ ભારતીય સમાજની એકતાનું કામ વધારે સરળ થશે. આ તફાવત પણ સદીઓના અલગપણામાંથી જન્મેલો છે. એ એક જ અર્થમાં તેમના પ્રશ્નો બાકીના સમાજના પ્રશ્નો કરતાં જુદા છે, બીજા કોઈ અર્થમાં નહિ. સારે નસીબે આદિવાસી સમાજ જાતે જ આ તફાવત મિટાવી દેવા ઉત્સુક થયો છે. તેથી તે દિશામાં તેને જેટલી મદદ કરી શકાય એટલી કરવાની સૌની ફરજ છે.

---

# આદિવાસી પ્રજા અને તેમની સંસ્કૃતિનો પરિચય કરાવતાં પુસ્તકોની સૂચિ

**(1) General**


| | | |
|---|---|---|
| 1 | A. V. Thakkar (Thakkar Bapa) | The Problem of Aborigines in India. |
| 2 | A. V. Thakkar (Thakkar Bapa) | Tribes of India *(2 Volumes)* |
| 3 | Arnold Toynbee (Abridged by D. C. Somervell) | A Study of History |
| 4 | Sarat Chandra Roy | Oraon Religion and *Customs* |
| 5 | Sarat Chandra Roy | The Birhors, a little known jungle tribe of Chhota Nagpur |
| 6 | V. Subarayan | Forgotten Sons of India |
| 7 | Sir W. V Grigson | The Aboriginal Problem in the Central Provinces and Berar (1944) |
| 8 | Sir W V. Grigson | The Maria Gonds of Bastar |
| 9 | J. H Hutton | The Sema Nagas |
| 10 | J. H. Hutton | Problems of Reconstruction in the Assam Hills (Man in India) |
| 11 | J. H. Hutton | Cultural Affinities of the Oraons with the Hill Tribes of Assam (Man in India) |

| | |
|---|---|
| 12 J H. Hutton | Caste in India, its nature, functions and origins |
| 13 J H Hutton | Primitive Tribes in Modern India and the West edited by L S S O'Mellow |
| 14 J H Hutton | Diaries of Two Tours in the Unadministered Area East of the Naga Hills |
| 15 Furer-Haimendorf | The Chenchus Jungle Folk of the Deccan |
| 16 Furer Haimendorf | The Raj Gonds of Adilabad |
| 17 Furer Haimendorf | The Reddis of Bisonhills |
| 18 Furer Haimendorf | The Naked Nagas |
| 19 Furer-Haimendorf | The Apa Tanis and Their Neighbours |
| 20 E T Dalton | Descriptive Ethnology of Bengal |
| 21 E T Dalton | The Kols of Chhotanagpore |
| 22 Robert Shafer | Ethnography of Ancient India |
| 23 G S Ghurye | The Scheduled Tribes |
| 24 G S Ghurye | The Mahadev Kolis |
| 25 G S Ghurye | Caste, Class and Occupation |
| 26 G S Ghurye | Anthropo Sociological Papers |
| 27 W J Culshaw | The Tribal Heritage—A Study of Santals |
| 28 C Mukherjee | The Santals |

| | | |
|---|---|---|
| 29 | P. C. Biswas | Santals of the Santal Parganas |
| 30 | Sir G. A. Grierson | Bihar Peasant Life (1865) |
| 31 | Sir G. A. Grierson | Linguistic Survey of India |
| 32 | J. P. Mills | The Rengma Nagas |
| 33 | J. P. Mills | The Ao Nagas |
| 34 | J. P. Mills | The Lhota Nagas |
| 35 | J. P. Mills and others | Essays in Anthropology presented to Sarat Chandra Roy |
| 36 | L. K. A. Iyer and H. V. Nanjundayya | Mysore Tribes and Castes |
| 37 | Dr. Verrier Elwin | A Philosophy for Nefa |
| 38 | Dr. Verrier Elwin | Muria and Their Ghotul |
| 39 | Dr. Verrier Elwin | Nagaland |
| 30 | Dr. Verrier Elwin | Loss of Nerve |
| 41 | Dr. Verrier Elwin | Myths of Middle India |
| 42 | Dr. Verrier Elwin | Baigas |
| 43 | Dr. Verrier Elwin | Tribal World (Autobiography) |
| 44 | Dr. Verrier Elwin | Bondo Highlander |
| 45 | Dr. Verrier Elwin | Leaves from the Jungle |
| 46 | Dr. Verrier Elwin | Maria Murder and Suicide |
| 47 | Dr. Verrier Elwin | The Religion of an Indian Tribe |
| 48 | Dr. Verrier Elwin | A New Deal for Tribal India (Summary of Dhebar Commission Report) |

| | | |
|---|---|---|
| 49 | Edgar Thurston | Castes and Tribes of Southern India |
| 50 | Edgar Thurston | Anthropology of the Todas and the Kotas of the Nilgiri Hills |
| 51 | M. N. Srinivas | Religion and Society among the Coorgs of South India |
| 52 | M. N. Srinivas | India's Villages |
| 53 | Indrajit Singh | Gondwana and the Gonds |
| 54 | D. N. Majumdar | The Affairs of a Tribe |
| 55 | D. N. Majumdar | A Tribe in Transition |
| 56 | D. N. Majumdar | The Fortunes of Primitive Tribes |
| 57 | V. Raghaviah | The Yenadis |
| 58 | V. Raghaviah | The Problem of 'Criminal Tribes' |
| 59 | W. H. R. Rivers | The Todas |
| 60 | Adrian C. Mayer | Land and Society in Malabar |
| 61 | O. R. Ehrenfels | Kadars |
| 62 | Devendra Satyarthi | Meet My People |
| 63 | Ministry of Information & Broadcasting | The Adivasis |
| 64 | Research Dept., Advisers' Secretariat, Shilong | The People of NEFA (Series of Booklets) |
| 65 | D. S. Nag | Tribal Economy |
| 66 | Dept. of Tribal Welfare, Govt. of Madhya Pradesh | Tribes of Madhya Pradesh |
| 67 | V. de Golish | Primitive India |

| | | |
|---|---|---|
| 68 | P. K. Bhowmick | The Lodhas of West Bengal |
| 69 | F. G. Bailey | Tribe, Caste and Nation |
| 70 | S. R. Pagdi | Gonds of Adilabad |
| 71 | A. A. D. Luiz | Tribes of Kerala |
| 72 | S. K. Srivastava | The Tharus |
| 73 | K. K. Leuva | The Asurs |
| 74 | Tribal Research Institute, Ranchi | Land and People of Bihar |
| 75 | S. S. Sarkar | The Aboriginal Races of India |
| 76 | C. B. Mamoria | Tribal Demography in India |
| 77 | Tribal Research Institute, Chhindwara | The Changing Tribes of Madhya Pradesh |
| 78 | H. Risley | The People of India |

(b) ગુજરાતના આદિવાસીઓને લગતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| 1 | Dr. T. B. Naik | The Bhils |
| 2 | Dr. V. V. S. Nath | The Bhils of Ratanmals |
| 3 | P. G. Shah | The Dublas of Gujarat |
| 4 | P. G. Shah | Naikas-Naikdas |
| 5 | Savekar | The Warlis |
| 6 | Dr. B. H. Mehta | The Chaudhras |
| 7 | Enthoven | The Tribes and Castes of Bombay State |
| 8 | P. C. Dave | Grasias |
| 9 | Col. J. Tod | The Annals and Antiquities of Rajasthan |
| 10 | D.N. Majumdar | Race Realities among Cultural Gujarat |
| 11 | D.N. Majumdar | Races and Cultures of Gujarat |

| | |
|---|---|
| 12 Govt of Bombay | Gazetteers of Surat and Broach, Kaira and Panch Mahals, Sabarkantha and Banaskantha (1875-1895) |
| 13 Govt of Baroda | Baroda Gazetteers (1910) |
| *14 Govt of Gujarat* | *Gazetteer of Surat* (1962) |
| 15 Govt of Gujarat | Gazetteer of Broach (1962) |
| 16 Govt. of Bombay | Mahikantha Directory |
| ૧૭ પાંડુરંગ વણીકર | પંચમહાલ જિલ્લાના ભીલો |
| ૧૮ જયંત મકરાણુ | પંચમહાલના આદિવાસીઓ |
| ૧૯ સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ | સૌરાષ્ટ્રની પછાત જાતિઓ ભાગ-૧, ૨, ૩ |
| ૨૦ ગુજરાત સાહિત્ય સભા | ડાંગ |
| ૨૧ પુષ્કર ચંદરવાકર | નવો હલકો (આદિવાસી લોકગીતો) |

(c) હિંદી પુસ્તકો

| | |
|---|---|
| ૧ નેમીચંદ જૈન | ભીલી સાહિત્ય ઔર સંસ્કૃતિ (હિંદી) |
| ૨ ભગવાનદાસ કેલા | હમારી આદિમ જાતિયા (હિંદી) |
| ૩ આદિવાસી કલ્યાણ સંચનાલય, મધ્યપ્રદેશ | મધ્ય પ્રદેશકે આદિવાસી (હિંદી) |
| ૪ કુલજીભાઈ ભીલ | રાજસ્થાની ભીલોકે લોકગીત (હિંદી) |